ॐनमःशिवायसदाशिवोम.

स्मार्तमतोत्तेजकसभाआसनाधिप श्रीमत् परमहंस परिव्राजकाचार्य स्वामिश्री आत्मानंद सरस्वती

विरचित

# आत्मानंदी अने न्यायकरावलंबन.

અર્થાત

પરમમાહેશ્વર શ્રીમન્મહર્ષી ગૌતમ તથા કણાદ પ્રણિત ન્યાય તથા વૈશેષિક દર્શનસારસર્વસ્વબોધક તર્કભાષા તથા તર્કસંગ્રહ નિબંધાનુવાદ.

"प्रायःकाव्यैर्गमितवयसः पाणिनीयाम्बुराशेः
पारज्ञस्याप्यपरिकलितन्यायशास्त्रस्य पुंसः
वादारंभे वदितुमनसो वाक्यमेकं सभायाम्
प्रह्वा जिह्वा भवति कियतीं पश्य कष्टामवस्थाम्"

"मोहं रुणद्धि विमलीकुरुते च बुद्धिम्
सूते च संस्कृतपदव्यवहारशक्तिम्
शास्त्रान्तराभ्यसनयोग्यतया युनक्ति
तर्कश्रमो न तनुते? किमिहोपकारम्"

સ્થલઃ—

શ્રેયઃસત્ર મુ० ધંધુકા.

જીલ્હે અમદાબાદ.



અમદાવાદ

ધી યુનાઇટેડ પ્રીન્ટીંગ કંપની પ્રેસમાં મુદ્રાંકિત.

આવૃત્તિ પહેલી.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૬.

( નિષ્કિંચન વિદ્યાર્થિઓને સર્વથા વિના મૂલ્ય. )

# ઉપોદ્‌ઘાત.

— ❧ —

॥ શ્રીમદ્‌ગૌતમ ને કણાદ મુનિએ જે ન્યાયસિંહાસના,
સ્થાપ્યું, અન્નંભટે સુગમ્ય કર્યુ છે સોપાનથી તેહના;
તેનું નામ સુ–**तर्कसंग्रह** ધર્યું ને **दीपिका** દીપથી,
કીધું વ્યક્ત સુવ્યક્ત અલ્પપદથી વિસ્તાર ને ભાવથી.

તત્રાપિ જન મંદપ્રજ્ઞ જગમાં જે આરૂરૂક્ષુ સદા,
હસ્તાલંબનથી રહીત પથમાં જોઈ શકે ના કદા;
દેખી **न्यायकरावलंबन** રચી દીધું કરે પ્રેમથી,
આત્માનંદ સરસ્વતી યતિવરે સ્વ–શ્રેયસત્રે ગ્રથી.

હસ્તે **न्यायकरावलंबन** ગ્રહે ને **दीपिका**ને ધરે
તેની દીપ્તિ થકી સ્વમાર્ગ વિચરે સોપાન માર્ગે ચઢે
બુદ્ધિ તીવ્ર લહે પદારથ ગ્રહે જે **तर्क**ના **संग्रहे**,
તે તો ન્યાયપથે સુદિવ્ય પદવી નૈયાયિકેતિ લહે.

ઇતિશમ્.

સ્થલ:—શ્રેય:સત્ર,
મુકામ—ધંધુકા.
જીલ્લ્હે—અમદાવાદ.

---

ॐनमःशिवायसदाशिवोम्

# શ્રી આત્માનંદી પ્રારંભઃ

---

॥ શંકરપદમાં નમિને સદ્ગુરૂચરણો સુભક્તિથી સ્મરિને
ન્યાયતણું સાર વદૂં આત્માનંદી સ્વનામને ધરિને ॥ ૧ ॥
॥ જો ન્યાયમાં બુદ્ધિ પ્રવેશ તારો
ના થાય તો આ ભણુ ગ્રંથ મારો ।
સંક્ષિપ્ત યુક્ત્યન્વિત તૂ જ માટે
રે આળસુ ! પંડિત થા તું પાઠે ॥ ૨ ॥

**प्रमाणप्रमेयसंशयप्रयोजनदृष्टांतसिद्धांतावयवतर्कनिर्णयवादजल्पवितंडाहेत्वाभासच्छलजातिनिग्रहस्थानानां तत्त्वज्ञानान्निःश्रेयसाधिगमइति** (પ્રમાણુ–પ્રમેય–સંશય–પ્રયોજન–દૃષ્ટાંત–સિદ્ધાંત–અવયવ–તર્ક–નિર્ણય–વાદ–જલ્પ–વિતંડા–હેત્વાભાસ–છલ–જાતિ અને નિગ્રહસ્થાન એમના તત્ત્વજ્ઞાન વડે નિઃશ્રેયસાધિગમ થાય છે) એ પરમ માહેશ્વર શ્રીમન્મહર્ષી ગૌતમ પ્રણિત ન્યાયદર્શનનું પ્રથમ સૂત્ર છે. એનો અર્થ એવો છે કે, પ્રમાણાદિક ષોડશ પદાર્થના તત્ત્વજ્ઞાનથી મોક્ષ પ્રાપ્તિ થાય છે. પરંતુ જ્યાં સુધી આ પ્રમાણાદિક સંબંધી ઉદ્દેશ, લક્ષણ અને પરિક્ષા કરવામાં આવે નહી ત્યાં સુધી તેમનું તત્ત્વજ્ઞાન એટલે સમગ્જ્ઞાન થતું નથી. એમજ ભાષ્યાકાર શ્રીવાત્સાયનઋષી પણ કહે છે કે **त्रिविधा चास्य शास्त्रस्य प्रवृत्तिः । उद्देशो लक्षणं परीक्षा चेति** ( આ શાસ્ત્રની પ્રવૃત્તી ત્રણ પ્રકારની છે. તે ઉદ્દેશ, લક્ષણ અને પરિક્ષા એમ છે ). આ પૈકી **उद्देश** એટલે નામ માત્રથી વસ્તૂનું કથન કરવું ( **नाममात्रेण वस्तुसंकीर्तनम् उद्देशः** ). ને તે એજ સૂત્રમાં કરેલું છે. **लक्षण** એટલે અસાધારણધર્મનું કથન ( **असाधारणधर्मवचनं लक्षणम् । यथा गोः सास्नादिमत्त्वम्** ) જેમ ગૌનું લક્ષણ સાસ્નાદિમત્ત્વ–સાસ્ના=ગાયના ગળામાં નીચે લટકતો ભાગ કે જેને ધાબળો કહે છે તે–એ છે. ગાયનું લક્ષણ બાંધવું હોય તો તેનો કોઇ પણ અસાધારણ એટલે ગૌ વિના ઇતરત્ર નહી જડે એવો ધર્મ

ખોળી કાઢવો જોઇએ. હવે 'જેને શીંગડા હોય છે તે ગાય' એવું જો ગાયનું લક્ષણ બાંધિએ તો શીંગડા હોવા એ કાંઈ ગાયને અસાધારણધર્મ નથી. કારણ કે શીંગડા માત્ર ગાયનેજ હોય છે એમ નથી. બકરીને પણ હોય છે. માટે શીંગડા હોવા એ ગાયનું લક્ષણ નથી. 'જે કાળી હોય છે તે ગાય' એમ ગાયનું લક્ષણ બાંધિએ તો પણ કાળાપણું એ ગાયનો અસાધારણધર્મ નથી. કારણ કે બીજી અનેક વસ્તૂઓ કાળી હોય છે. વળી તમામ ગાયો કાળી કયાં હોય છે? કેટલીએક ધોળી, કેટલીએક રાતી અને કેટલીએક કાબરી પણ હોય છે. તેમનો એ લક્ષણમાં સમાવેશ થશે નહીં. હવે, 'જેને બોલતાં આવડે છે તે ગાય' એમ જો લક્ષણ બાંધિએ તો તે પણ અસાધારણધર્મ નથી. કારણ કે બોલવું એ ધર્મ તો ગાયના વિષે બિલકુલ સંભવતોજ નથી તેથી તે સાધારણ છે કે અસાધારણ છે એ વિચારજ કયાંથી સંભવે? માટે ઉપર દર્શાવેલા ત્રણે પૈકી એકે ગાયનું લક્ષણ થઈ શકતું નથી. કારણ કે તે લક્ષણોમાં યથાક્રમે અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ અને અસંભવ એ લક્ષણના દોષ છે. **અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ** અને **અસંભવ** એ પારિભાષિક શબ્દના અર્થ એક ઉદાહરણથી સ્પષ્ટ થશે માટે તે અહીં દર્શાવિયેઃ—ઉદાહરણ-શ્રી મુકતેશ્વરનો સભામંડપ ચૌરસચૌરસ સો ગજનો છે. તેના માટે એક ચંદરવો કરવો છે. હવે એ સ્પષ્ટ છે કે તે ચંદરવો જો ચૌરસચૌરસ સો ગજનો કરિએ તોજ તે આખો સભામંડપની આખી છતને વ્યાપશે અર્થાત્ ઘટિત થશે. પણ જો તે ચૌરસ એકસો એકવીશ ગજનો કરિએ તો તે અતિવ્યાપ્ત થશે, એટલે સભામંડપ માંહેલા છત જેવડોજ હોવો જોઇએ તેમ નહીં થતાં તે એકેક ગજ ચારે બાજુએ ઝાલરની પેઠે લટકતો રહેશે; અને જો ચૌરસ એકયાંશી ગજનો કરિએ તો તે અવ્યાપ્ત થશે, એટલે સભામંડપને પુરતો થશે નહીં. તો ચૌતરફ એકેક ગજ ઓછો થશે. 'જે બોલે છે તે ગાય, જે ચાલે છે તે પર્વત, જે અમર હોય છે તે મનુષ્ય' ઈત્યાદિ ગાય, પર્વત અને મનુષ્ય એમના લક્ષણો અસંભવદોષથી ગ્રસ્ત છે એ સ્પષ્ટ છે. માટે આ ત્રણે દોષથી વિરહિત એવો જે કોઈ એકાદપદાર્થનો અસાધારણધર્મ હશે તે તે પદાર્થનું લક્ષણ છે. સાસ્નાદિમત્ત્વ એ ધર્મ એવો છે કે તેમાં લક્ષણનાં ત્રણે દોષ પૈકી એકે દોષ નથી. એકાદ વસ્તુનું જેવું લક્ષણ બાં-

ધ્યું હોય તેવું તેની વિષે ઉપપન્ન થાય છે કે નહીં એ વિષેનો જે વિચાર તે **પરિક્ષા** કહેવાય છે ( **यथा लक्षितस्यैतल्लक्षणमुपपद्यते नवेति विचारः परिक्षा** ). એમ હોવાથી પ્રમાણાદિકના તત્ત્વજ્ઞાનસારૂ તેમના લક્ષણ અને પરિક્ષા એ અવશ્ય કરવાં જોઇએ. એ પૈકી પ્રથમ જેનો ઉદ્દેશ કરેલો છે એવા પ્રમાણનું લક્ષણ કહિએ છીયે. જે પ્રમાકરણ–પ્રમા એટલે સત્યજ્ઞાન, ને તેનું કરણ એટલે તે પ્રાપ્ત કરવાનું સાધન તે પ્રમાણ ( **प्रमाकरणं प्रमाणम्** ). અહીં પ્રમાણ એ લક્ષ્ય–જેનું લક્ષણ કરવાનું છે તે અને પ્રમાકરણ એ તેનું લક્ષણ છે.

**शंकाः**—જો પ્રમાણ એ પ્રમાનું કારણ છે તો તેનું ફલ શું? કરણને ફલ હોવુંજ જોઇએ એવો નિયમ છે. **समाधानः**—એ પૂર્વપક્ષની શંકા ઘટીત છે અને તેનું સમાધાન એ છે કે પ્રમા એજ ફલ છે. ફલ એટલે સાધ્ય એમ ફલનો અર્થ સમજવો. જેમ છેદનનું કારણ જે પરશુ તેનું છેદન એજ ફલ છે. અર્થાત્ પરશુ–ફરશી–એ એક કરણ એટલે સાધન છે અને તેનું ફલ એટલે સાધ્ય વૃક્ષનું છેદન એ છે. એમજ પ્રકૃત સ્થળે પ્રમાણરૂપ કરણનું ફલ પ્રમા એજ છે. એમ સમજવું.

**शंकाः**—પ્રમા એ જેનું કરણ છે એવી તે પ્રમા એ શું? **समाधानः**—પ્રમા એટલે યથાર્થાનુભવ ( **यथार्थानुभवःप्रमा** ). યથાર્થ એ પદવડે સંશય, વિપર્યય અને તર્ક આ જે અયથાર્થજ્ઞાનો તેમનું નિવારણ થાય છે. અને અનુભવ એ પદવડે સ્મૃતીનું નિવારણ થાય છે. કારણકે અનુભવ એટલે સ્મૃતીથી ભિન્ન જે જ્ઞાન તે ( **स्मृतिव्यतिरिक्तज्ञानं अनुभवः** ). જ્ઞાનના બે ભેદ માનેલા છે. એક **अनुभव** અને બીજો **स्मृती.** આપણા આગળ બાણલિંગ પ્રત્યક્ષ છતાં આપણને તે બાણલિંગ વિષયક જે જ્ઞાન થાય છે તે **अनुभव.** અને તે બાણલિંગ જોઇને મન ઉપર એક પ્રકારનો સંસ્કાર ઉત્પન્ન થયા પછી તે બાણલિંગ આપણી આગળ નહીં છતાં પણ તે સંસ્કારથી આપણા મનમાં જે બાણલિંગની કલ્પના થાય છે તે **स्मृति.** વળી અનુભવના બે વિભાગ કરેછે; તે આઃ–યથાર્થ–સત્ય, અને અયથાર્થ–અસત્ય. બાણલિંગ આપણા આગળ છતાં આપણને એ બાણલિંગજ છે એવું જો જ્ઞાન થશે તો તે માત્ર યથાર્થ છે. પણ એ શિવાય ઈતર સર્વ પ્રકારનાં જ્ઞાનો અયથાર્થ છે. એ અયથાર્થજ્ઞાનના વર્ગ સંશય

વિપર્યય અને તર્ક એવા ત્રણ ભેદ છે. આપણા આગળ વાસ્તવિક ઠુંઠું છતાં કોઈ કારણથી 'ઠુંઠું છે કે પુરૂષ છે' એવો ભ્રમ ઉત્પન્ન થાય છે તે **संशय.** આપણા આગળ વાસ્તવિક છીપ પડેલી છતાં એ રૂપું છે એવું જે ભાસે છે તે **विपर्यय.** અને પર્વત ઉપર ધૂમાડો છે માટે ત્યાં અગ્ની હોવો જોઇએ એવા પ્રકારના અનુમાનને વિષે જો કોઈ કહેશે કે, પર્વત ઉપર ધૂમાડો છે એટલું માત્ર ખરૂં છે, પરંતુ ત્યાં અગ્ની છે એ ખોટું; તો તેને એમ ઉત્તર આપવામાં આવે છે કે, તારા કહેવા પ્રમાણે અગ્ની નથી એમ માનીએ તો પર્વત ઉપર ધૂમાડો પણ હોઇ શકે નહીં. કારણ કે અગ્ની વિના ધૂમાડો કોઇ વખતે પણ હોતો નથી. એ જે તેને અનિષ્ટાપત્તિ આપવાની તેને **तर्क** કહે છે. હવે, પ્રમાના લક્ષણમાં 'યથાર્થ' એ શબ્દ યોજ્યો નહી હત તો અયથાર્થ જ્ઞાન ઉપર પ્રમાની અતિવ્યાપ્તિ થઇ હત; અને 'અનુભવ' એ શબ્દ નહી યોજ્યો હત તો સ્મૃતી ઉપર અતિ-વ્યાપ્તિ થઇ હત.

**शंकाः**—ત્યારે કરણ એટલે શું? **समाधानः**—કરણ એટલે સાધકતમકારણ ( **साधकतमं कारणं करणम्** ) અતિશયે કરિને જે સાધક તે સાધકતમ. એમ હોવાથી કરણ એટલે પ્રકૃષ્ટકારણ એમ અર્થ થાય છે.

**शंकाः**—સાધકકારણ એ કરણનો કેવળ પર્યાય વાચક શબ્દ છે, પણ કારણ એટલે શું? **समाधानः**—જેનો કાર્યપૂર્વભાવ નિયત અને અનન્યથાસિદ્ધ હોય છે તે કારણ. જેમ તંતુવેમાદિ–સૂતર, સાળ વિગેરે –પટનું કારણ છે. ( **यस्य कार्यात्पूर्वभावो नियतोऽनन्यथासिद्धश्च तत्कारणम् । यथा तंतुवेमादिकं पटस्य** ). કાર્યાત્પૂર્વભાવ એટલે કાર્યના પૂર્વે હોવું. નિયત એટલે નિયમે કરિને. અનન્યથાસિદ્ધ એટલે જે અન્યથા-સિદ્ધ નહીં તે. અન્યથાસિદ્ધિ પાંચ પ્રકારે સંભવે છે. તે આ પ્રમાણે:—૧ કોઈપણ કાર્ય હો તેનું કારણ તે કાર્યના પૂર્વે હોવું જોઇએ; એમ હોવાથી તે જે સ્વરૂપે કાર્યના પૂર્વે હશે તે સ્વરૂપ તે કાર્ય વિષે અન્યથાસિદ્ધ છે. જેમ, દંડત્વ એ રૂપે દંડ એ ઘટનું કારણ હોય છે; તેથી દંડત્વ એ ઘટના અનુરોધે જોતાં અન્યથાસિદ્ધ છે. ૨ કાર્યના સાથે જેનો અન્વયવ્યતિરેકસંબંધ સ્વતંત્રતાએ હોતો નથી, તો કેવળ કારણના આશ્રયેજ હોય

છે તે અન્યથાસિદ્ધ છે. જેમ દંડરૂપ. ૩ કોઇએક વસ્તુ કોઇએક કાર્યના સંબંધે પૂર્વવૃત્તિ છતાં તે અન્યકાર્યને પણ પૂર્વવૃત્તિ છે એમ માનિએ તો તે તે અન્યકાર્યને અનુલક્ષીને જોતાં અન્યથાસિદ્ધ છે. જેમ આકાશ એ શબ્દનું સમવાયિકારણ હોવાથી વાસ્તવિક શબ્દને આકાશનું પૂર્વવૃત્તિત્વ અવશ્ય છે; એમ છતાં ઘટને પણ આકાશનું પુર્વવૃત્તિત્વ છે એમ માનિએ તો આકાશ એ ઘટના સંબંધે અન્યથાસિદ્ધ છે. ૪ કોઇએક કાર્યનો જે ઉત્પાદક તેના સંબંધે જે કોઇને પૂર્વવૃત્તિત્વ હોય છે તેનેજ તે કાર્ય સંબંધે પૂર્વવૃત્તિત્વ માનિએ તો તે તે કાર્યને અનુલક્ષિને જોતાં અન્યથાસિદ્ધ હોય છે. જેમ, ઘટનો ઉત્પાદક જે કુલાલ—કુંભાર—તેના સંબંધે પૂર્વવૃત્તિત્વ તેના પિતાને છે. એમ છતાં પણ ઘટને અનુલક્ષિને કુલાલપિતા પૂર્વવૃત્તિ છે એમ માનિએ તો ઘટના સંબંધે કુલાલપિતા એ અન્યથાસિદ્ધ હોય છે. ૫ અવશ્ય જોઇતાં કારણોથી કાર્યની ઉત્પત્તિ સંભવતાં છતાં તેનાથી અતિરિક્તવસ્તુ અન્યથાસિદ્ધ હોય છે. જેમ, ઘટને ઉત્પન્ન કરવાને દંડ, ચક્ર ઇત્યાદિ કારણો સર્વત્ર અવશ્ય હોય છે એમ છતાં એકાદ સ્થળે મૃત્તિકા લઇ આવવા સારૂ એકાદ રાસભનો—ગધેડાનો—ઉપયોગ કરે તો તે અવશ્ય જોઇતું કારણ નથી. કારણ કે ગધેડો નહીં હોત તો બીજા કોઇથી પણ મૃત્તિકા આણવામાં આવી હત. તેથી ઘટના સંબંધે રાસભ એ અન્યથાસિદ્ધ છે. કેટલાએક પાંચ પ્રકારની અન્યથાસિદ્ધિ નહીં માનતાં ત્રણ પ્રકારનીજ માને છે. તેઓ અત્ર દર્શાવેલી પ્રથમ અને દ્વિતીયને એક માને છે. તથા તૃતીય અને ચતુર્થને પણ એકજ ગણે છે. વાસ્તવિક રીતે જોતાં તો સર્વેનો અંતર્ભાવ પાંચમી અન્યથાસિદ્ધિમાં થાય છે. અગર જો કે પટોત્પત્તિ સમયે દૈવથી પ્રાપ્ત થયેલા રાસભનો પૂર્વભાવ હશે તો પણ તે નિયમે કરિને અપેક્ષિત હોતો નથી. તંતુરૂપનો પૂર્વભાવ નિયમે કરિને હોય છે ખરો. પણ તે અન્યથાસિદ્ધ છે. કારણ કે પટરૂપની ઉત્પત્તિ વડે તેની કારણતા ક્ષીણ થયેલી હોય છે. અર્થાત્ તંતુરૂપ એ પટરૂપનું કારણ છે એમ મનાય છે. તેથી એક કાર્યના ઉત્પાદનથી તેની શક્તિ ક્ષીણ થવાથી તે બીજા એટલે પટરૂપી કાર્યનું કારણ થઇ શકે નહીં. એમ છતાં પણ જો તંતુરૂપ પટને કારણ છે એમ મનાય તો તે કલ્પના ગૌરવજ છે. માટે જે અનન્યથાસિદ્ધ અને

નિયતપૂર્વભાવિ તે કારણ ( **अनन्यथासिद्धनियतपूर्वभावित्वं कारणत्वम्** ). ને જે અનન્યથાસિદ્ધ અને નિયતપશ્ચાદ્‌ભાવિ તે કાર્ય ( **अनन्यथासिद्धनियतपश्चाद्भावित्वं कार्यत्वम्** ) અથાર્થ અન્યથાસિદ્ધ નહીં છતાં નિયમે કરિને કારણ પછી જે ઉત્પન્ન થાય છે તે કાર્ય. કેટલાએકનું મત એવું છે કેઃ—**कार्यानुकृतान्वयव्यतिरेकित्वं कारणत्वम्**—કાર્યની સાથે જેનો અન્વયવ્યતિરેકસંબંધ હોય છે તે કારણ. પરંતુ એ અયુક્ત છે. કારણ કે, આકાશાદિ જે નિત્ય તથા વિભુ દ્રવ્યો છે તેમનો કાલિક અને દૈશિક વ્યતિરેક સંભવતો નહીં હોવાથી તેઓ કોઇ વખતે પણ કારણ થશે નહીં. એક હોય એટલે બીજાએ હોવું એને **अन्वय** કહે છે. અને તે નહીં હોય એટલે બીજાએ પણ નહીં હોવું એને **व्यतिरेक** કહે છે. જ્યાં અગ્નિ હોય છે ત્યાં ધૂમાડો હોય છે એ અન્વય. અને જ્યાં અગ્નિ હોતો નથી ત્યાં ધૂમાડો હોતો નથી એ વ્યતિરેક. તેથી અગ્નિ અને ધૂમાડો આ પરસ્પરની સાથે અન્વયવ્યતિરેકવડે સંબંદ્ધ છે. એમજ જે હોય તો કાર્ય ઉત્પન્ન થાય છે અને જે ન હોય તો કાર્ય ઉત્પન્ન થતું નથી તે કારણ. એવું અન્વયવ્યતિરેકસ્વરૂપનું કેટલાંએક કારણનું સ્વરૂપ બાંધે છે, પરંતુ તે ઘટીત નથી. કારણ કે આકાશ એ શબ્દનું કારણ છતાં પણ એ લક્ષણ આકાશને વિષે ઘટતું નથી. કારણ કે એ લક્ષણ પ્રમાણે જોતાં જ્યાં આકાશ હોય ત્યાં શબ્દ ઉત્પન્ન થાય છે. અને જ્યાં આકાશ નહીં હોય ત્યાં શબ્દ ઉત્પન્ન થતો નથી. એ સિદ્ધ કરવા સારૂ એવું કોઇ પણ સ્થલ તથા કાલ નથી કે જ્યાં આકાશ નહીં હોય. આકાશ એ નિત્ય તથા સર્વવ્યાપી હોવાથી પૂર્વોક્ત વ્યતિરેકની સિદ્ધતાને ઉદાહરણ મળતું નથી માટે **कार्यानुकृतान्वयव्यतिरेकित्वं कारणत्वम्** એવું કારણનું લક્ષણ બાંધવું એ અયુક્ત છે. એ કારણ ત્રણ પ્રકારનું છે. **समवायि, असमवायि** અને **निमित्त.** એ પૈકી જેનાથી સમવાયસંબંધવડે કાર્ય ઉત્પન્ન થાય છે તે તે કાર્યનું **समवायिकारण** છે ( **यत्समवेतं कार्यमुत्पद्यते तत्समवायिकारणम्** ). જેમ તંતુ એ પટનું સમવાયિકારણ છે. કારણ કે, તંતુના સાથેજ સમવાયસંબંધવડે પટ ઉત્પન્ન થાય છે. ને તૂર્યાદિકની સાથે-નળો વિગેરેના સાથે-સમવાયસંબંધવડે થતો નથી.

**शंकाः**—પટનો જેવો તંતૂના સાથે તેવોજ તૂર્યાદિકોના સાથે સંબંધ

હોય છે. તો પછી તંતૂનાજ સાથે સમવાય સંબંધવડે પટ ઉત્પન્ન થાય છે, ને તુર્યાદિકોના સાથે સમવાયસંબંધવડે થતો નથી એ કેવું ? **સમાધાનઃ**—સંબંધ બે પ્રકારનો હોય છે. એક **સંયોગ,** ને બીજો **સમવાય.** તે પૈકી અયુતસિદ્ધોનો જે સંબંધ તે **સમવાય.** ને ઇતરનો જે સંબંધ તે **સંયાગ** ( **अयुतसिद्धयोः संबंधःसमवायः। अन्ययोस्तु संयोगएव** ).

**શંકાઃ**—અયુતસિદ્ધ એ શું ? **સમાધાનઃ**—જે બે પૈકી એક નાશ ન પામતાં સુધી બીજાનો આશ્રય કરિને રહે છે તે જ અયુતસિદ્ધ ( **ययोर्मध्य एकमविनश्यदपराश्रितमेवावतिष्ठते तावेवायुतसिद्धौ** ). પૂર્વાચાર્યો પણ કહે છે “ **तावेवायुतसिद्धौ द्वौ विज्ञातव्यौ ययोर्द्वयोः। अनश्यदेकमपराश्रितमेवावतिष्ठते ॥** ” ( જે બે પૈકી એક નાશ ન પામતાં સુધી બીજાના આશ્રયે રહે છે તે બંને અયુતસિદ્ધ છે એમ જાણવું ). અવયવ અને અવયવી ( પટ એ અવયવી અને તંતૂ એ તેના અવયવ, ઘટ એ અવયવી અને કપાલ—જેનાથી ઘટ થાય છે એવી બે ઠીબો—એ તેના અવયવ છે ), ગુણ અને ગુણી ( જેના ઉપર ગુણ રહે છે તે ગુણી; જેમ ‘ નીલ-રંગનો—ઘટ ’ એ સ્થળે નીલરૂપ એ ગુણ ઘટ ઉપર રહે છે માટે ઘટ એ ગુણી છે ), ક્રિયા અને ક્રિયાવાન્, જાતિ અને વ્યક્તિ ( ગોત્ત્વ એ જાતિ અને કોઇ પણ એક ગૌ એ વ્યક્તિ છે ) , ને વિશેષ ( વિશેષ એટલે ભેદ, એકજ પૃથ્વીના પરમાણુઓથી બે ઘટ ઉત્પન્ન થયેલા છતાં એક બીજાથી ભિન્ન છે એ ભેદ આપણને જેનાથી જાણવામાં આવે છે તેનેજ આ શાસ્ત્રમાં વિશેષ એ સંજ્ઞા આપવામાં આવેલી છે ) અને નિત્યદ્રવ્ય ( ઘટ નાશ પામે છે માટે તે અનિત્ય છે, પણ તેના પરમાણુંઓનો નાશ કોઇ વખતે પણ થતો નથી માટે તેઓ નિત્ય છે, પૃથ્વી, જલ, તેજ અને વાયુ એમના પરમાણું, અને આકાશ, કાલ, દિક્, આત્મા અને મન આ નિત્યદ્રવ્યો છે ), એ અયુતસિદ્ધના ઉદાહરણો છે. કારણ કે, વિનાશ ન પામનારી અવસ્થામાં છતાં અવયવી આદિ કરિને સર્વ યથાનુક્રમે અવયવાદિકોના આશ્રયેજ રહે છે. વિનાશાવસ્થા પ્રત્યે જતાં માત્ર તેઓ ક્ષણમાત્ર અનાશ્રિતજ રહે છે. ઉદાહરણાર્થે—તંતુનાશ થયે છતાં પટ ક્ષણમાત્ર અનાશ્રિત રહે છે ( પટના નાશનું કારણ તંતુનાશ એ છે, ને કારણ તો કાર્યના પૂર્વે હોવુંજ જોઇએ, વા કાર્ય એ કારણના

પછી ઉત્પન્ન થવું જોઇએ, માટે તંતુનાશ એ કારણ ઉત્પન્ન થયા પછી દ્વિતીયક્ષણે પટનાશ એ કાર્ય ઉત્પન્ન થાય છે એમ માનવું જોઇએ. ને એ માનતાં એ તો સહજ નિષ્પન્ન થાય છે કે, પટ એક ક્ષણમાત્ર અવયવોના આશ્રય વિના રહે છે. ગુણગુણીના ઉદાહરણોની ઉપપત્તી પણ એજ રીતે જાણી લેવી ). અને આશ્રયનાશ થયા છતાં ગુણ ક્ષણમાત્ર અનાશ્રિત રહે છે. વિનાશાવસ્થા એટલે વિનાશ ઉત્પન્ન કરવા સારૂ જોઇતા સર્વ કારણો સંનિધ હોવાં એમ જાણવું. પૂર્વોક્ત શંકા માંહેલા તંતુ અને પટ એ પૈકી તંતુ એ અવયવ અને પટ એ અવયવી છે. તેથી તેમનો પરસ્પરના સાથે સમવાયસંબંધ છે. કારણ કે અવયવ અને અવયવી એ અયુતસિદ્ધ છે. પરંતુ તુરી અને પટ એમનામાં સમવાયસંબંધ નથી. કારણ કે તેઓ અયુતસિદ્ધ નથી. કારણ કે તુરી પટનાજ આશ્રયે કેવલ રહે છે એમ નથી, ને એમ પણ નથી કે પટ તુરીના આશ્રયે રહે છે. માટે તુરી અને પટ એમના માંહેલો સંબંધસંયોગજ છે એમ કહેવું જોઇએ. તેથી આ પ્રમાણે સિદ્ધ થયું કે, પટ એ તંતુઓની સાથે સમવાયસંબંધથી રહે છે. ને કાર્ય એ જેની સાથે સમવાયસંબંધથી રહીને ઉત્પન્ન થાય છે તે તે કાર્યનું સમવાયિકરણ છે. તેથી એ નિષ્પન્ન થાય છે કે, તંતુ એજ પટનું સમવાયિકારણ હોઇ શકે. અને તુર્યાદીક થશે નહીં. તેમજ પટ એ પોતાના ઉપરના રૂપનું સમવાયિકારણ છે. એમજ મૃત્પિંડ એ ઘટનું સમવાયિકારણ છે. અને ઘટ એ પોતાના ઉપરના રૂપનુ કારણ છે.

**શંકાઃ**—જ્યારે ઘટાદિક ઉત્પન્ન થાય છે ત્યારેજ તેના ઉપરના રૂપાદિક ગુણ ઉત્પન્ન થાય છે; એમ ગુણ અને ગુણી આ બંને સમાનકાલેજ ઉત્પન્ન થતા હોવાથી ગાયના જમણા અને ડાબા શિંગડા માંહેલાની પેઠે એમનામાં પણ કાર્યકારણભાવ સંભવતો નથી. કારણ કે તેઓમાં પૌર્વાપર્ય નથી પૌર્વાપર્ય એટલે પૂર્વ અને અપર હોવું. જેમનામાં કાર્યકારણભાવ હોય છે તેમનામાં પૌર્વાપર્ય તો હોવુંજ જોઇએ. અર્થાત્ કારણ પહેલું અને કાર્ય પાછળથી ઉત્પન્ન થવું જોઇએ. પરંતુ ગુણ અને ગુણી એ એકજ કાલે ઉત્પન્ન થવાથી તે માંહેલા ગુણી કારણ અને ગુણ કાર્ય છે એમ કહિ શકાય નહીં. એમ હોવાથી એ નિષ્પન્ન થાય છે કે, ઘટાદિક એ તેના ઉપર રહેનારા રૂપાદિકોનું સમવાયિ કારણ નથી. કારણ કે, સમવાયિકારણ એ તો કારણ માંહેલોજ

એક વિશેષ પ્રકાર છે. **સમાધાનઃ**—ગુણ અને ગુણી આ બંને એકજ વખતે ઉત્પન્ન થતાં નથી; દ્રવ્ય પ્રથમ તો નિર્ગુણ જ ઉત્પન્ન થાય છે અને ત્યાર પછી તેના ઉપર સમવાયસંબંધથી ગુણ ઉત્પન્ન થાય છે. અરે! ગુણ અને ગુણી આ બંને સમાનકાલે ઉત્પન્ન થાય છે એમ માનિએ તો બંનેના ઉત્પત્તિની સામગ્રી સમાન હોવાથી ઉભયમાં ભેદ ગોચર થશે નહીં. કારણ કે, કારણભેદ હશે તોજ તે કાર્યમાં દેખાય. માટે પ્રથમક્ષણે ગુણવિરહિત ઉત્પન્ન થયેલો ઘટ ગુણોના પૂર્વે ઉત્પન્ન થાય છે. તેથી ગુણોનું સમવાયિકારણ થઇ શકશે. ને એમ માનતાં ગુણ અને ગુણી, એ બેનાં કારણોમાં જે ભેદ જોઇએ, તે પણ ઉપપન્ન થશે. કારણ કે, ઘટ એ ઘટનેજ કારણ હોવો સંભવે નહી. કેમકે, એકજ વસ્તુને વિષે પૌર્વાપર્ય રહેતું નથી. કારણ કે, તે જ પદાર્થ પોતાનાજ સંબંધે એક વખતે પૂર્વભાવી અને એક વખતે પશ્ચાદ્‌ભાવી એવો કદાપી હોઇ શકે નહીં. પરંતુ તે જ પોતાના ગુણોના પૂર્વે ઉત્પન્ન થયેલો હોવાથી, ગુણોનું સમવાયિકારણ થઈ શકે છે. **શંકાઃ**—તો પ્રથમક્ષણે ઘટનું ચાક્ષુષપ્રત્યક્ષ થશે નહીં. કારણ કે, વાયુવત્ તે તે વખતે રૂપવિરહિતદ્રવ્ય હોય છે. ને નિયમ તો એવો છે કે, જે દ્રવ્યને વિષે મહત્ત્વ હોઇને ઉદ્‌ભૂતરૂપ હોય છે, તેજ દ્રવ્ય કેવળ દૃગ્ગોચર થાય છે. વળી તે ઘટ દ્રવ્ય પણ હોઈ શકે નહીં. કારણ કે, તે પ્રથમક્ષણે તે ગુણોનો આશ્રય હોતો નથી. ને ગુણોનો જે આશ્રય તે દ્રવ્ય ( **गुणाश्रयत्वं द्रव्यत्वम्** ), એવું દ્રવ્યનું લક્ષણ છે. **સમાધાનઃ**—એ તમારૂં કહેવું ખરૂં છે. પરંતુ અમો એમ પુછીએ છીએ કે, અતિસૂક્ષ્મ એવા પ્રથમક્ષણે જો ઘટનું ચક્ષુથી ગ્રહણ નહીં થાય, તો તેમાં અમારૂં શું બગડે છે? ઘટ ગુણોસહવર્તમાન જ ઉત્પન્ન થાય છે એવો પક્ષ સ્વીકારિએ તો પણ ક્ષણ જેવા અતિસૂક્ષ્મ કાલમાં ઘટનું ગ્રહણ થાય છે, એમતો છે જ નહીં. માટે એ સિદ્ધ છે કે, પ્રથમ ઘટ નિર્ગુણજ ઉત્પન્ન થાય છે, અને દ્વિતીયાદિક્ષણે ચક્ષુથી તેનું ગ્રહણ થાય છે. વળી, 'પ્રથમક્ષણે ઘટ એ દ્રવ્ય જ હોઈ શકે નહીં' એવો જે દોષ તમે દર્શાવ્યો છે, તે પણ ઘટિત નથી. કારણ કે, જે સમવાયિકારણ તે દ્રવ્ય ( **समवायिकारणत्वं द्रव्यत्वम्** ) એ જે દ્રવ્યનું લક્ષણ છે તે અહીં સંભવે છે. અર્થાત્, ગુણોને જે આશ્રય તે દ્રવ્ય અથવા સમવાયિ કારણ તે દ્રવ્ય. એ-

માંથી પહેલું લક્ષણ જો કે આદ્યક્ષણના ઘટ ઉપર સંભવતું નથી, તો પણ બીજું તો સંભવે છે માટે તે દ્રવ્ય તો છે જ. વળી, યોગ્યતાના દષ્ટીએ જોતાં, પ્રથમક્ષણના ઘટ ઉપર ગુણાશ્રયત્વ તો છે જ. અર્થાત્ આદ્યક્ષણે જો કે ઘટ ઉપર ગુણ નહીં હશે તો પણ દ્વિતીયક્ષણે તે ઉત્પન્ન થવાના. તેથી એ સિદ્ધ થયું કે, ક્યારે પણ ગુણાશ્રય થવાની યોગ્યતા તે ઘટના અંગે છે. કારણ કે ગુણાશ્રયત્વ એટલે ગુણોનો જે અત્યંતાભાવ તેનું અધિકરણ–સ્થાન–ન હોવું તે (**गुणात्यंताभावानधिकरणत्वं गुणाश्रयत्वम्**). અત્યંતાભાવ એટલે ભૂત, ભવિષ્ય, વર્તમાન, એ ત્રણ કાળે અસ્તિત્વમાં ન હોવું તે. જેમકે, વંધ્યાપુત્ર, શશશૃંગ, આકાશપુષ્પ ઇત્યાદિ. ગુણોના અત્યંતાભાવનુ અધિકરણ ન હોવું એટલે ત્રણે કાળ પૈકી કોઈ પણ એક કાળે ગુણ હોય એટલે થયું. પ્રકૃત સ્થલે વર્તમાન કાળે–આદ્યક્ષણે–જોકે ગુણ નહીં હોય, તો પણ તે ઘટ ગુણોના અત્યંતાભાવનું અધિકરણ નથી. અર્થાત કોઇ વખતે પણ, ભવિષ્ય કાળે–દ્વિતીયક્ષણે–તેમાં ગુણ ઉત્પન્ન થશે. એવી દષ્ટીએ આદ્યક્ષણનો ઘટ પણ ગુણાશ્રયત્વને પ્રાપ્ત થાય છે. **शंकाः**–અસમવાયિકારણ તે શું? **समाधानः**—જેના વિષે કાર્ય ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે, અને જે સમવાયિકારણપ્રત્યાસન્ન–સમવાયિકારણના સાથે સંબદ્ધ–હોય છે તે અસમવાયિકારણ. જેમ, તંતુસંયોગ એ પટનું અસમવાયિકારણ છે (**यत्समवायिकारणप्रत्यासन्नमवधृतसामर्थ्यं तदसमवायिकारणम् । यथा तंतुसंयोगो पटस्यासमवायिकारणम्**). કારણકે પટનું સમવાયિકારણ તંતુ જે ગુણી તેના ઉપર તંતુસંયોગ એ ગુણ સમવાય સંબંધવડે રહેતો હોવાથી તંતુસંયોગ સમવાયિકારણપ્રત્યાસન્ન હોય છે. અને અન્યથાસિદ્ધ નહીં છતાં નિયમે કરિને પટની પૂર્વે હોવાથી તે કારણ પણ હોઇ શકે છે. એમજ તંતુ ઉપરનું રૂપ એ પટ ઉપરના રૂપનું અસમવાયિકારણ છે. સમવાયિકારણના સાથે જે સંબંધ હોવો જોઇએ તે બે પ્રકારનો હોય છે; એક પ્રત્યક્ષસમવાયિકારણ સાથે અને બીજો પરંપરાથી સમવાયિકારણના સમવાયિકારણની સાથે પટનું અસમવાયિકારણ તંતુસંયોગ એ પહેલાનું ઉદાહરણ, અને પટરૂપનું અસમવાયિકારણ તંતુરૂપ એ બીજાનું ઉદાહરણ છે. **शंकाः**—પટ ઉપરના રૂપનું સમવાયિકારણ પટ છે. તેથી પટ ઉપરજ રહેનારો કોઇપણ ધર્મ પટરૂપનું અસમવાયિ-

કારણ થાય છે એમ માનવું ઉચિત છે. કારણકે, તે જ સમવાયિકારણની સાથે પ્રત્યાસન્ન છે. પરંતુ તંતુરૂપ એ અસમવાયિકારણ માનવું ઉચિત નથી. કારણકે, પટરૂપના સમવાયિકારણની સાથે-પટના સાથે-તે બિલકુલ પ્રત્યાસન્ન છેજ નહી. **समाधान:**—એમ બોલવું ઉચિત નથી. કારણકે, પટરૂપનું સમવાયિકારણ જે પટ તેનું સમવાયિકારણ જે તંતુ, તેમની સાથે પ્રત્યાસન્ન જે તંતુસંયોગ તે પણ પરંપરાથી પટરૂપના સમવાયિકારણની સાથે—પટની સાથે-પ્રત્યાસન્ન તો છેજ.

**शंका:**—નિમિત્ત કારણ તે શું ? **समाधान:**—જે સમવાયિકારણ હોતું નથી ને અસમવાયિકારણ હોતું નથી તોપણ કારણ હોય છે, તેને નિમિત્તકારણ કહેછે. જેમ શાળ વિગેરે પટના નિમિત્ત કારણો છે ( **यन्न समवायिकारणं नाप्यसमवायिकारणमथ च कारणं तन्निमित्तकारणम् । यथा वेमादिकं पटस्य निमित्तकारणम्** ). આ જે ત્રણ પ્રકારના કારણો કહ્યાં તે ભાવપદાર્થના વિષે-અભાવ વિના બાકી રહેલાં સર્વે; જે અસ્તિત્વમાં હોય છે તેમના વિષે-માત્ર સંભવે છે. અભાવના વિષે નિમિત્તકારણ માત્ર સંભવે છે. કારણ કે, અભાવનો કોઇ સ્થળે પણ સમવાય નથી. કારણ કે, સમવાય એ બે ભાવપદાર્થ ઉપર રહેનારો ધર્મ છે. તેથી આ ત્રણ કારણો પૈકી જે કોઇ પણ પ્રકારથી વિશેષ હોય છે તે કરણ છે. માટે પ્રમાનું જે કરણ તે પ્રમાણ ( **प्रमाकरणं प्रमाणम्** ) એ જે અમોએ પૂર્વે લક્ષણ બાંધ્યું છે તે અબાધિત છે એ સિદ્ધ થયું. **अनधिगतार्थगन्तृप्रमाणम्**-પૂર્વે ન જાણેલી વસ્તુનું જ્ઞાન કરિ આપનારૂં જે તે પ્રમાણ-એમ કેટલાએક પ્રમાણનું લક્ષણ કરે છે. પરંતુ તે ઉચિત નથી. કારણ કે ધારાવાહિક બુદ્ધિ સ્થળે-જેમ જલની ધાર અખંડ વેહેતી હોય છે, તેમજ એક ઘટ વિષે ' આ ઘટ ' ' આ ઘટ ' એવી જે એક સરખી જ્ઞાનની ધારા ચાલે છે તેને ધારાવાહિકબુદ્ધિ કહે છે-એકજ ઘટ વિષે પ્રતિ ક્ષણે ' આ ઘટ ' એવાં જ્ઞાન થતાં હોય છે. પણ તે પૂર્વે એક વાર જાણેલો જે ઘટ તે વિષેજ ફરિફરિને થતાં હોય છે. તેથી પૂર્વોક્ત લક્ષણાનુસારે જોતાં એવાં જ્ઞાન અપ્રમાણ થઇ પડશે. વળી કદાચિત્ એ દોષની નિવૃત્તિ સારૂ એવી કલ્પના કરવામાં આવે કે, નવાનવા ક્ષણથી વિશિષ્ટ એવો ઘટ પ્રત્યેક જ્ઞાનનો વિષય થતો હોવાથી પૂર્વે ન જાણેલાનું

જ્ઞાન કરિ આપનારૂ જે તે પ્રમાણ. એ લક્ષણ અહિં ઘટે છે ખરૂં, પણ સંભવતું નથી. કારણ કે, જે ક્ષણોવડે વિશિષ્ટ એવો ઘટ જ્ઞાનનો વિષય થાય છે તે ક્ષણ જેવા સૂક્ષ્મકાલના ભેદ કોઇ વખતે પણ પ્રત્યક્ષ દેખાતા નથી. અર્થાત્ જેમ એક દિવસ, એક માસ, એમનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે તેમ એક ક્ષણનું થતું નથી. અને તે ભેદનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે એમ માનિએ તો ક્રિયાથી સંયોગ પર્યંતની જે ચાર અવસ્થા છે તે યુગપદ્–એક કાલેજ–થાય છે, એવો જે આપણને ભ્રમ ભાસે છે તે ભાસશે નહી. ધનુષ્યથી બાણ નિકળીને શત્રુને લાગે છે એવાં સ્થળે ચાર અવસ્થા છે. તે આ કેઃ—૧ ધનુષ્યની પણછ ખેંચીને મુકીએ એટલે તેના યોગથી અને ઇતિરકારણોથી તે બાણમાં ક્રિયા ઉત્પન્ન થાય છે; ૨ તે ક્રિયાવડે બાણનો પાછળથી વિભાગ થાય છે; ૩ વિભાગના લીધે પણછનો અને બાણનો જે સંયોગ હોય છે તે નાશ પામે છે; ૪ અને છેલ્લે શત્રુના શરીરનો અને બાણનો સંયોગ થાય છે. આ ચાર અવસ્થા થવાને ચાર ક્ષણ આવશ્યક છે. જો ક્ષણ પ્રત્યક્ષયોગ્ય હત તો આપણે એમ બોલ્યા હત કે, ધનુષ્યથી શત્રુના અંગ ઉપર બાણ જવાને ચાર ક્ષણ લાગ્યા. પણ તેઓ પ્રત્યક્ષ નથી. તેથીજ એક ક્ષણમાં બાણ શત્રુ ઉપર ગયો એવો આપણને ભ્રમ થાય છે.

**शंका:**—પ્રમાતા, પ્રમેય ઇત્યાદિ પ્રમાનાં અનેક કારણો કે; તે પણ પ્રમાનાં કરણો છે કે નહીં? **समाधान:**—પ્રમાતા અને પ્રમેય એ હોય તો પણ પ્રમા ઉત્પન્ન થતી નથી, પણ ઇંદ્રિયોનો વિષયોની સાથે સંયોગ થતાં તત્કાલ પ્રમા ઉત્પન્ન થાય છેઃ એમ હોવાથી ઇંદ્રિયસંયોગ એજ કરણ છે. પ્રમાતા ઇત્યાદિ અને ઇંદ્રિયસંયોગ એ પ્રમાનાં સાધક છે ખરાં; તોપણ ઇંદ્રિયસંયોગમાં પૂર્વે દર્શાવેલો વિશેષ હોવાથી પ્રમાતા ઇત્યાદિકોથી તે અતિશયિત છે. ને જે અતિશયિતસાધક તે સાધકતમ. માટે તેનેજ કરણ કહેલું છે. એમ હોવાથી ઇંદ્રિયસંયોગાદિક જ કરણ હોવાના લીધે પ્રમાણ છે. પ્રમાતા ઇત્યાદિ એ પ્રમાણ નથી.

આ પ્રમાણો ચાર છે. ને તેજ '**प्रत्यक्षानुमानोपमानशाब्दः प्रमाणानि** (પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શાબ્દ, આ પ્રમાણો છે.) એ સૂત્રવડે દર્શાવેલા છે.

**શંકા**:—એ ચાર પૈકી પ્રત્યક્ષ તે શું? **સમાધાન**:—સાક્ષાત્કારી પ્રમાનું જે કરણ તે પ્રત્યક્ષ ( **साक्षात्कारिप्रमाकरणं प्रत्यक्षम्** ). ને સાક્ષાત્કારીપ્રમા તેજ કે જે ઈંદ્રિયોથી ઉત્પન્ન થાય છે. 'ઈંદ્રિયોથી જે જ્ઞાન થાય છે તે પ્રત્યક્ષ' એટલુંજ જો લક્ષણ કરિએ તો ઇશ્વરને જે પ્રત્યક્ષજ્ઞાન થાયછે તે ઈંદ્રિયોથી ન થતું હોવાથી ઇશ્વરપ્રત્યક્ષ ઉપર અવ્યાપ્તિદોષ આવે છે એ ખરૂં છે પરંતુ અહિં ઇશ્વરપ્રત્યક્ષના લક્ષણની વિવક્ષા નહી હોવાથી તે વિષય ઉદ્ભાવિત કરવો અનુચિત છે. અથવા ઇશ્વરપ્રત્યક્ષનો લક્ષ્યમાં જો સમાવેશ કરવો હોય તો બીજું લક્ષણ આ પ્રમાણે કરવું કે 'જે જ્ઞાનનું કરણ બીજું કોઇપણ જ્ઞાન થતું નથી તે પ્રત્યક્ષ.' અનુમિતિ વિગેરેને વ્યાપ્તિજ્ઞાન વિગેરે કરણ હોય છે, માટે તેમના ઉપર અતિવ્યાપ્તિ થતી નથી ને પૂર્વોક્ત લક્ષણ માંહેલો દોષ આ નૂતન લક્ષણને વિષે બિલકુલ અસંભવિત હોવાથી ઇશ્વરપ્રત્યક્ષ વિષે પણ આ નૂતન લક્ષણ ઘટે છે. સાક્ષાત્કારીપ્રમા સવિકલ્પક અને નિર્વિકલ્પક એવા બે પ્રકારની છે. તેનું કરણ ત્રણ પ્રકારનું હોય છે. ક્યારેક ઈંદ્રિય, ક્યારેક ઈંદ્રિયાર્થ સંનિકર્ષ—ઈંદ્રિય અને પદાર્થ એમનો સંયોગ, જેમ આપણને ઘટ દેખાય છે ત્યારે આપણું ચક્ષુ એ ઇંદ્રિય અને ઘટ એ પદાર્થ એમનો સંયોગ થાય છે. એ વિના ઘટ દેખાયજ નહી—અને ક્યારેક જ્ઞાન.

**શંકા**:—એ પૈકી ઈંદ્રિય એ ક્યારે કરણ હોયછે? **સમાધાન**:—જ્યારે નિર્વિકલ્પકપ્રમા એ ફલ હોયછે ત્યારે ઈંદ્રિય એ કરણ હોય છે. તે આ પ્રમાણે કે, આત્માનો મનની સાથે સંયોગ થાય છે, મનનો ઈંદ્રિયની સાથે અને ઈંદ્રિયનો અર્થની સાથે સંયોગ થાય છે. ઈંદ્રિયનો અર્થની સાથે સંયોગ થાય છે એમ માનવાનું કારણ એજ છે કે, ઈંદ્રિયો એ વસ્તુઓની સાથે સંયુક્ત થાય, એટલે તે વસ્તુવિષયકજ્ઞાન ઉત્પાદિત કરેછે એવો નિયમ છે. પછી અર્થની સાથે સંયુક્ત થયેલી ઈંદ્રિયથી જેમાં જાત્યાદિ સંબંધ હોતો નથી, તો 'આ કાંઈક છે' એવા પ્રકારનું કેવળ વસ્તુ વિષેનું ભાન જેમાં હોય છે, એવું નિર્વિકલ્પક નામનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. ઘટનું જે સવિકલ્પકજ્ઞાન થાયછે તેમાં વિશેષણ અને વિશેષ્ય એવા બે પ્રકાર હોય છે; ઘટત્વ એ વિશેષણ અને ઘટ એ વિશેષ્ય. તેથી ઘટત્વથી યુક્ત ઘટ એવું સવિકલ્પકજ્ઞાન થાય છે. પણ ઘટનો અને ચક્ષુનો સંયોગ થયા પછી

તરતજ એ સવિકલ્પકજ્ઞાન ઉત્પન્ન થઇ શકતું નથી. તેનું કારણ પૂર્વે દર્શાવેલુંજ છે કે, સવિકલ્પક એટલે વિશિષ્ટજ્ઞાન છે. વિશેષણનું જ્ઞાન થયા વિના તે વિશેષણવડે વિશિષ્ટ જે તેનું જ્ઞાન થવાનું નથી. માટે મધ્યમાં એક નિર્વિકલ્પકજ્ઞાન માનવું જોઇએ. તેમાં માત્ર ઘટ અને ઘટત્વ એમનું જ્ઞાન થાયછે, ઘટ એ ઘટત્વથી વિશિષ્ટ છે એવું જ્ઞાન થતું નથી. તે નિર્વિકલ્પકજ્ઞાનનું ઈંદ્રિય એ કરણ છે; જેમ, છેદનનું કરણ પરશુ છે. ઈંદ્રિયાર્થસંનિકર્ષ એ અવાંતરવ્યાપાર છે; જેમ છેદન ક્રિયાનું કરણ જે પરશુ તેનો લાકડાની સાથે થયેલો સંયોગ એ અવાંતરવ્યાપાર છે. એવો નિયમ છે કે પ્રત્યેક કારણને કાંઇ પણ વ્યાપાર હોય છે. તેનું લક્ષણ આ પ્રમાણે છેઃ—જે પોતે કરણથી ઉત્પન્ન થઇને કરણથીજ ઉત્પન્ન થનારાં ફલને ઉત્પન્ન કરેછે તે વ્યાપાર. જેમ, દારૂસંયોગ એ પરશુ એ કરણનો વ્યાપાર છે. કારણ કે, દારૂસંયોગ એ પરશુથી ઉત્પન્ન થઇને તેનાથીજ ઉત્પન્ન થનારા છેદનરૂપી ફલને ઉત્પન્ન કરે છે. ને જે વ્યાપાર તે અવાંતર વ્યાપાર છે. અને નિર્વિકલ્પકજ્ઞાન એ ફલ છે; જેમ છેદન એ પરશુનું ફલ છે.

**શંકાઃ**—ઈંદ્રિયાર્થસંનિકર્ષ એ ક્યારે કરણ હોય છે? **સમાધાનઃ**—જ્યારે નિર્વિકલ્પકજ્ઞાન પછી જ્યાત્યાદિ સંબંધવડે યુક્ત અને 'આ ડુંડું છે' 'આ બ્રાહ્મણ છે' 'આ કાળો છે' એવા પ્રકારનું વિશેષણવિશેષ્યવિષયક સવિકલ્પક નામનું જ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે ઈંદ્રિયાર્થ સંનિકર્ષ કરણ હોય છે. ત્યાં નિર્વિકલ્પકજ્ઞાન એ અવાંતરવ્યાપાર, અને સવિકલ્પક જ્ઞાન એ ફલ છે.

**શંકાઃ**—જ્ઞાન એ ક્યારે કરણ હોય છે? **સમાધાનઃ**—જ્યારે પૂર્વોક્ત સવિકલ્પકજ્ઞાન પછી હાન, ઉપાદાન અને ઉપેક્ષા અર્થાત્ સારી વસ્તુ હોય તો તેનું ગ્રહણ, નઠારી હોય તો તેનો ત્યાગ અને સારી તેમ નઠારી પણ જે નહીં હોય તો તે વિષે ઉદાસીનતા, એ વિષે બુદ્ધિ ઉત્પન્ન થાય છે ત્યારે નિર્વિકલ્પકજ્ઞાન કરણ હોય છે, સવિકલ્પકજ્ઞાન અવાંતર વ્યાપાર હોય છે અને હાનાદિ બુદ્ધિ ફલ હોયછે. 'સવિકલ્પકજ્ઞાનાદિના વિષે પણ ઈંદ્રિયજ કરણ છે ને મધ્યંતરે સંનિકર્ષાદિક જે છે તે સર્વ અવાંતરવ્યાપાર છે' એમ પણ કેટલાએક માને છે. પ્રત્યક્ષ પ્રમાને હેતુ ભૂત એવો જે ઇંદ્રિય અને અર્થ એમનો સંનિકર્ષ તે છ પ્રકારનો છે

**શંકા**:—તે છ પ્રકાર કયા ? **સમાધાન**:—સંયોગ, સંયુક્તસમવાય, સંયુક્તસમવેતસમવાય, સમવાય, સમવેતસમવાય અને વિશેષણુવિશેષ્યભાવ. એ પૈકી જ્યારે ચક્ષુથી ઘટવિષયકજ્ઞાન થાય છે, ત્યારે તે સ્થળે ચક્ષુ એ ઇંદ્રિય, અને ઘટ એ અર્થ છે; ને એમનો જે સંનિકર્ષ તે **સંયોગ** છે. કારણુ કે તે ઘટ અને ચક્ષુ એમનામાં અયુતસિદ્ધિ હોતી નથી (જો અયુતસિદ્ધિ તે એમાં હોય તો તેમનો સમવાયસંબંધ છે એમ કહેવું પડે). તેમજ અંતરિંદ્રિય જે મન તેના યોગથી 'હું' એવા પ્રકારનું આત્મવિષયકજ્ઞાન જ્યારે થાય છે, ત્યારે ત્યાં મન એ ઇંદ્રિય અને આત્મા એ અર્થ છે. ને એમનો જે સંનિકર્ષ તે સંયોગ જ છે. ઘટ ઉપર શ્યામરૂપ છે, એવા પ્રકારનું ચક્ષુવડે ઘટ ઉપરના રૂપાદિકોનું જ્યારે ગ્રહણુ થાય છે, ત્યારે ચક્ષુ એ ઈંદ્રિય અને ઘટ ઉપરનું રૂપ એ અર્થ છે. ને એમનો જે સંનિકર્ષ તે **સંયુક્તસમવાય** છે. કારણુ કે, ચક્ષુની સાથે સંયુક્ત થયેલો જે ઘટ, તેના ઉપર રૂપ સમવાયસંબંધથી રહે છે. તેમજ આત્મા ઉપર સમવાયસંબંધથી રહેનારા સુખનું મનવડે ગ્રહણુ થાય છે. ત્યાં પણુ એજ સંનિકર્ષ છે. ઘટ ઉપરના પરિમાણુ વિગેરેનું ગ્રહણુ થવા સારૂ **ચતુષ્ટયસંનિકર્ષ** એ પણુ એક વધારે કારણુ માને છે. નહિ તો ચક્ષુ અને ઘટપરિમાણુ એમનામાં સંયુક્તસમવાય છતાં પણુ તે ચતુષ્ટયસંનિકર્ષ નહીં હોય, તો દૂરથી પરિમાણુાદિકનું જે ગ્રહણુ થાય છે તે થશે નહીં. તે ચતુષ્ટયસંનિકર્ષ આ પ્રમાણે:—ઇંદ્રિયાવયવોની સાથે અર્થાવયવોનો સંયોગ, ઇંદ્રિયાવયવિની સાથે અર્થાવયવિનો સંયોગ, ઇંદ્રિયાવયવોની સાથે અર્થાવયવિનો સંયોગ અને ઇંદ્રિયાવયવિની સાથે અર્થાવયવોનો સંયોગ.

**શંકા**:—સંયુક્તસમવેતસમવાયસંનિકર્ષ ક્યારે હોય છે ? **સમાધાન**:—ઘટરૂપની સાથે સમવાયસંબંધથી રહેનારૂં જે રૂપત્વાદિ સામાન્ય તેના જ્ઞાનનું જ્યારે ચક્ષુવડે ગ્રહણ થાય છે ત્યારે. ત્યારે ચક્ષુ એ ઇંદ્રિય અને રૂપત્વાદિસામાન્ય એ અર્થ છે. એમનો સંનિકર્ષ **સંયુક્તસમવેતસમવાય** છે. કારણુ કે, ચક્ષુની સાથે સંયુક્ત થયેલા ઘટ ઉપર રૂપ સમવાયથી રહે છે, અને તે રૂપ ઉપર રૂપત્વનો સમવાય છે.

**શંકા**:—સમવાયસંનિકર્ષ ક્યારે હોય છે ? **સમાધાન**:—જ્યારે

**શ્રોત્રેંદ્રિયથી** શબ્દનું ગ્રહણ થાય છે ત્યારે. ત્યારે શ્રોત્ર એ ઈંદ્રિય અને **શબ્દ** એ અર્થ છે. અને એમનો સંનિકર્ષ **સમવાય** છે. કારણ કે, શ્રોત્ર આકાશાત્મક છે. અને શબ્દ એ આકાશનો ગુણ છે. એમ મનાયેલું છે. તેથી **શબ્દ** એ ગુણ અને આકાશ એ ગુણી, એમનો સમવાયસંબંધ હોય છે.

**શંકાઃ**—સમવેતસમવાયસંનિકર્ષ ક્યારે હોય છે ? **સમાધાનઃ**—જ્યારે શબ્દની સાથે સમવેત હોનારા શબ્દત્વાદિ સામાન્યનું શ્રોત્રેંદ્રિયથી ગ્રહણ થાય છે ત્યારે. ત્યારે શ્રોત્ર એ ઈંદ્રિય અને શબ્દત્વાદિ સામાન્ય એ અર્થ છે. ને એમનો સંનિકર્ષ **સમવેતસમવાય** છે. કારણ કે, શ્રોત્રની સાથે સમવેત જે શબ્દ, તેના ઉપર શબ્દત્વ એ સમવાયથી રહે છે.

**શંકાઃ**—વિશેષણવિશેષ્યભાવસંનિકર્ષ ક્યારે હોય છે ? **સમાધાનઃ**—જ્યારે 'આ ભૂતલ ઉપર ઘટ નથી' એવા પ્રકારે ચક્ષુની સાથે સંયુક્ત થયેલાં ભૂતલ ઉપરના ઘટના અભાવનું ગ્રહણ થાય છે ત્યારે. ત્યારે ચક્ષુની સાથે સંયુક્ત થયેલાં ભૂતલનું ઘટાદિકોનો અભાવ એ વિશેષણ છે. 'હું સુખાદિ રહિત છું' એવા પ્રકારે મનની સાથે સંયુક્ત થયેલા આત્મા ઉપરના સુખાદિકના અભાવનું જ્યારે ગ્રહણ થાય છે, ત્યારે મનની સાથે સંયુક્ત થયેલા આત્માનું સુખાદિકનો અભાવ એ વિશેષણ છે. 'ગકાર એ ઘત્વરહિત છે' એવા પ્રકારે શ્રોત્રની સાથે સમવાયસંબંધવડે રહેનારા ગકાર ઉપરના ઘત્વાભાવનું જ્યારે ગ્રહણ થાય છે, ત્યારે શ્રોત્રની સાથે સમવાયસંબંધવડે રહેનારા ગકારનું ઘત્વાભાવ એ વિશેષણ છે. આ પ્રમાણે સંક્ષેપથી પાંચ પ્રકારના સંબંધ પૈકી કોઇ પણ એક સંબંધવડે ઘટિત જે વિશેષણવિશેષ્યભાવ તત્સ્વરૂપ ઈંદ્રિયાર્થ સંનિકર્ષના દ્વારથી ઈંદ્રિય અભાવનું ગ્રહણ કરે છે. વિશેષણતા સંબંધ અનેક પ્રકારે સંભવે છે. ઉદાહરણાર્થે, ભૂતલ ઉપરના ઘટાભાવનુ જ્ઞાન સંયુક્તવિશેષણતાથી થાય છે. સંખ્યા ઉપરના રૂપાદિકનો અભાવ સંયુક્તસમવેતવિશેણતાથી જણાય છે, કારણ કે, સંખ્યા એ ચક્ષુની સાથે સંયુક્ત થયેલા ઘટ ઉપર સમવાયથી રહે છે. સંખ્યાત્વાદિકો ઉપરના રૂપાદિકોના અભાવ સંયુક્તસમવેતસમવાયવિશેષણતાથી જણાય છે, કારણ કે, સંખ્યાત્વ એ ચક્ષુની સાથે સંયુક્ત થયેલા ઘટાદિકોની સાથે સમવેત રહેનારી સંખ્યા ઉપર સમવાય સંબંધવડે રહે છે.

શબ્દના અભાવનું પ્રત્યક્ષ શ્રોત્રાવચ્છિન્નવિશેષણતાથી થાય છે. કારણ કે, વાસ્તવિક રીતે જોતાં શબ્દ એ આકાશ ઉપર માત્ર રહે છે; તેથી તેના અભાવનું જે પ્રત્યક્ષ થાય છે તે પણ આકાશ ઉપરજ થવું જોઇએ પરંતુ સર્વશબ્દોનું અને તેમના અભાવોનું સર્વમનુષ્યોને પ્રત્યક્ષ થવા લાગશે તે ન થવું જોઈએ માટે શ્રોત્રાવચ્છિન્ન એવું વિશેષણ આપ્યું છે. કકાર ઉપરના ખત્વાદિકોનો અભાવ શ્રોત્રાવચ્છિન્નસમવેતવિશેષણતાથી જણાય છે, કારણ કે, કકાર એ શ્રોત્રગતઆકાશની સાથે સમવેત છે. કકારના અભાવ ઉપર ગકારનો અભાવ રહે છે, એ શ્રોત્રાવચ્છિન્નવિશેષણવિશેષણતાથી જણાય છે. ઘટાભાવ ઉપર પટાભાવ રહે છે એ સંયુક્તવિશેષણ વિશેષણતાથી જણાય છે. એમ અનેક પ્રકારે વિશેષણતા સંભવે છે તથાપી વિશેષણતાત્વ એ એક ધર્મ સર્વના ઉપર હોવાથી વિશેષણતા એ એકજ સંબંધ માનેલો છે. એવો નિયમ છે કે, જે ઈંદ્રિયથી જેનું ગ્રહણ થાય છે તેજ ઈંદ્રિયથી તેના ઉપરના જાતિ, અભાવ અને સમવાય એમનું પણ ગ્રહણ થાય છે. અહિં એ લક્ષમાં રાખવું કે સમવાયનું પ્રત્યક્ષ એ માત્ર આપણે–નૈય્યાયિકોએ–માનેલું છે. વૈશષિકોના મતે સમવાય અતીંદ્રિય છે (વિશેષ સ્પષ્ટિકરણાર્થે જુવો મત્કૃત **न्यायकरावलंबन**). ‘આ તંતુ ઉપર પટસમવાય છે’ એવા પ્રકારે ચક્ષુની સાથે સંયુક્ત થયેલા તંતુનો વિશેષણભૂત જે પટસમવાય તેનું ગ્રહણ થાય છે. આ પ્રકારે ૭ પ્રકારનો સંનિકર્ષ છે. પૂર્વાચાર્યે પણ એમ જ કહ્યું છે કેઃ—**अक्षजा प्रमितिर्द्वेधा सविकल्पाविकल्पिका । करणं त्रिविधं तस्याःसंनिकर्षस्तु षड्विधः** (પ્રત્યક્ષ પ્રમા બે પ્રકારની, સવિકલ્પક અને નિર્વિકલ્પક. તેનું કરણ ત્રણ પ્રકારનું હોય છે, અને સંનિકર્ષ છ પ્રકારનો હોય છે). ॥

*शंकाः—પરમાર્થતો અસ્તિત્વમાં રહેનારી જે વ્યક્તિ, તેના વિષેનું

* આ શંકા નાસ્તિકશિરોમણી બૌદ્ધમતને અનુસરીને ઉદ્ભાવિત કરેલી છે. જાતિ અને વ્યક્તિ એમની તુલના કરિને જોતાં ઘટ, પટ, ઇત્યાદિ વ્યક્તિ જેમ વાસ્તવિક અસ્તિત્વમાં છે, તેવી ઘટત્વ કે પટત્વ એ જાતિ વાસ્તવિક અસ્તિત્વમાં નથી. તેની કોઇ કારણના લિધે કલ્પના માત્ર કરેલી છે. તેથી એ સ્પષ્ટ છે કે, ઘટ અને પટ એ પ્રત્યક્ષ થાય તો પણ ઘટત્વ અને પટત્વ એ પ્રત્યક્ષ થઈ શકે નહીં. અને સવિકલ્પકજ્ઞાન એટલે ઘટત્વવિશિષ્ઠઘટ એમ હોવાથી ઘટત્વનું પ્રત્યક્ષ થયા વિના તદ્વિશિષ્ટ ઘટ પ્રત્યક્ષ એટલે સવિકલ્પકજ્ઞાન સંભવતું નથી.

નિર્વિકલ્પક જ્ઞાન પ્રત્યક્ષ થાવો; પરંતુ એકજ જાતિના સર્વ વ્યક્તિઓમાં રહેનારો જે કોઈ સાધારણધર્મ, તેનું—ઉદાહરણાર્થે, ઘટત્વનું—જ્ઞાન સવિકલ્પકમાં અવસ્ય હોયછે; માટે અનુગતાકારાવગાહિત્વના લિધે શાબ્દજ્ઞાન અને અનુમિતિ એમની પેઠે, સામાન્ય એ જેમાં વિષય હોયછે એવું સવિકલ્પકજ્ઞાન પ્રત્યક્ષ કેમ થશે? કારણકે, પદાર્થથી ઉત્પન્ન થનારા જ્ઞાનનું માત્ર પ્રત્યક્ષ થઈ શકે છે. ને વળી જે પદાર્થ પરમાર્થતો અસ્તિત્વમાં હોયછે, તેનાજ થકી પ્રત્યક્ષપ્રમા ઉત્પન્ન થાય છે. હવે વ્યક્તિ એ માત્ર પરમાર્થતો અસ્તિત્ત્વમાં રહેનારી છે, પણ સામાન્ય તેવું નથી. કારણકે, પ્રમાણના § યોગથી તે ભાવસ્વરૂપ નથી એમ સિદ્ધ થતું હોવાથી, અને

---

નાસ્તિકશિરોમણી બૌદ્ધોનામતે જે જે અનુગતાકારાવગાહિજ્ઞાન હોય છે, તે તે પ્રત્યક્ષપ્રમા કોઇ વખતે પણ હોતું નથી. ઉદાહરણાર્થે, શબ્દ અને લિંગ એમનાથી થનારૂં જ્ઞાન. કારણકે અનુમાનાદિકોમાં પણ વ્યાપ્તિજ્ઞાનને અવશ્ય જોઇતાં સર્વધુમોનું અને સર્વઅગ્નિનું જ્ઞાન, ધૂમત્વ અને અગ્નિત્વ એ અનુગતાકારાવગાહિસામાન્ય ઉપરથીજ થાય છે. તેથી અનુમાનમાં અનુગતાકારાવગાહિજ્ઞાન હોવાથી તે જેમ પ્રત્યક્ષ નથી, તેમજ સવિકલ્પક પણ પ્રત્યક્ષ ન થવું જોઇએ, એમ તેમના કહેવાનો આશય છે. હવે જે અનુગતાકારાવગાહિજ્ઞાન તે પ્રત્યક્ષ નથી, એમ તેઓએ પ્રતિપાદન કરવાનું કારણ એ છે કે, જે જે કાંઈ સત્—અસ્તિત્વમાં રહેનારૂં છે, તે તે ક્ષણિક—એક ક્ષણમાત્ર ટકનારૂં—છે એવો તેમનો મૂલસિદ્ધાંત છે. ને તેનીજ સાથે તેમનો બીજો સિદ્ધાંત એ છે કે, જે સત્ તેનુંજ માત્ર પ્રત્યક્ષ થવાનું એને અનુસરિને વિચારતા એમ નિષ્પન્ન થાય છે કે, જેટલું ક્ષણિક તેટલાનુંજ પ્રત્યક્ષ થવાનું પણ જે અનુગતાકારાવગાહિસામાન્ય હોયછે, તે સ્વાભાવિક રીતીએજ નિત્ય હોઇને અનેક સ્થળે રહેછે. અર્થાત્ તે ક્ષણિક હોતું નથી; અને ક્ષણિક નહિ હોવાથી સત્ હોતું નથી; ને સત્ નહિ હોવાથી તેનું પ્રત્યક્ષ થતું નથી એમ તેમનું મત છે.

§ એ પૂર્વે કહેલુંજ છે કે, નાસ્તિકશિરોમણીબૌદ્ધોનો સિદ્ધાંત એજ છે કે, જે સત્ તે ક્ષણિક એ ઉપરથી વ્યતિરેકવ્યાપ્તિવડે બીજો નિયમ એવો નિકળે છે કે, જે ક્ષણિક નથી તે સત્ નથી. હવે, સામાન્ય એ નિત્ય હોવાથી ક્ષણિક નથી એ ખુલ્લુંજ છે, તેથી તે ક્ષણિક નહિ હોવાથી સત્ પણ નથી, તો અસત્ છે; એટલે ભાવસ્વરૂપ નથી, એમ નિષ્પન્ન થાયછે.

તે કેવળ *અન્યવ્યાવૃત્તિસ્વરૂપજ હોવાથી, તેને વાસ્તવિક અસ્તિત્વ બિલકુલ સંભવતુંજ નથી. **સમાધાનઃ**—એમ બોલવું ઘટિત નથી. કારણકે સામાન્ય વસ્તુભૂત છે. કારણકે, જે સત્ તે ક્ષણિક, એ જે સિદ્ધાંત ઉપરથી સામાન્યને અવસ્તુત્વ આણ્યું હતું, તેજ મુળમાં અપ્રયોજક છે. અહિં પ્રત્યક્ષ વિષયક વિવેચન પૂર્ણ થયું.

હવે અનુમાનનું નિરૂપણ કરિએ છિએ. અનુમાન એટલે લિંગપરામર્શ (**लिंगपरामर्शोऽनुमानम्**). જેના દ્વારાએ અનુમિતિ ઉત્પન્ન થાય છે, તે અનુમાન. લિંગપરામર્શના દ્વારા અનુમિતિ ઉત્પન્ન થાયછે, માટે લિંગપરામર્શ એ અનુમાન છે. તે અનુમાન ધૂમાદિજ્ઞાન એ છે. અર્થાત્ આ પર્વત વન્હિવ્યાપ્ય ધૂમવાન્ છે, એવું જે જ્ઞાન તેને પરામર્શ કહેછે અને એ જ્ઞાનથીજ એ પર્વત વન્હિમાન્ છે, એવું અનુમિતિ સ્વરૂપજ્ઞાન ઉત્પન્ન થાયછે. કારણકે તે અનુમિતિનું કરણ છે.

**શંકા**:—અહિં અનુમિતિ કઇ ? **સમાધાનઃ**—અગ્નિ ઇત્યાદિકનું જ્ઞાન એ અનુમિતિ છે. ને ધૂમાદિજ્ઞાન એ તે અનુમિતિનું કરણ છે.

**શંકા**:—લિંગ એટલે શું ? ને તેનો પરામર્શ તે કયો ? **સમાધાનઃ**—વ્યાપ્તિના બલથી પદાર્થનું જ્ઞાન કરિ આપનારૂં જે, તે લિંગ છે (**व्याप्तिबलेनार्थगमकं लिङ्गम्**); જેમ, ધૂમ એ અગ્નિનું લિંગ છે. કારણ કે, જ્યાં ધૂમ હોય છે, ત્યાં અગ્નિ હોય છે, એવો જે ધૂમ અને અગ્નિ એમના સાહચર્યનો નિયમ, તેને વ્યાપ્તિ કહે છે (**साहचर्यनियमो व्याप्तिः**) એ વ્યાપ્તિનું જ્ઞાન થતાં ધૂમ ઉપરથી અગ્નિનું અનુમાન કરાય છે. એમ હોવાથી વ્યાપ્તિના બલવડે અગ્નિ વિષેનું અનુમાન ધૂમના યોગથી નિકળે છે, માટે ધૂમ એ અગ્નિનું લિંગ છે. તે ધૂમનું જે તૃતીયજ્ઞાન તેને

---

* આપણે જેને ગોત્વજાતિ કહિએ છિએ તેની કલ્પના જો બૌદ્ધોને કરવી હોયનો તેઓ જગમાંહેલી સર્વ વસ્તુના બે વર્ગ કરેછે, એક ગઉનો, અને બીજો ગઉવિના ઇતર સર્વનો. અમો જેને ગોત્વ કહિએ છિએ, તેનો હે બૌદ્ધો ! તમો શું અર્થ સમજો છો ? એમ પુછતાં તેઓ કહે છે કે, ગોશ્ચ્રીઅન્ય એટલે ઉપર દર્શાવેલો બીજોવર્ગ. તેનાથી વ્યાવૃત્તિ એટલે તેનાથી ભિન્ન હોવું અર્થાત્ બીજા વર્ગનો પહેલા વર્ગ ઉપર જે (અન્યોન્ય) અભાવતસ્વરૂપ હોવું તે.

લિંગપરામર્શ કહે છે. તે તૃતીયજ્ઞાન આ પ્રમાણે:—પ્રથમતો મહાનસાદિકને વિષે વારંવાર કોઇના ધૂમ નજરે પડયા પછી વન્હિ નજરે પડે છે. અને તેણે એમ વારંવાર જોયા પછી જ્યાં ધૂમ હોય છે ત્યાં અગ્નિ તો હોવાનોજ, એવો ધૂમ અને અગ્નિ એમનો કાંઈ પણ સ્વાભાવિકસંબંધ છે, એવો તેના મનનો નિશ્ચય થાય છે. અહિં એ ધ્યાનમાં રાખવું જોઇએ કે, વ્યાપ્તિનું ગ્રહણ થવામાં બે હેતુ અત્યંત આવશ્યક છે, એક સાહચર્યજ્ઞાન અને બીજો વ્યભિચારાભાવજ્ઞાન. જ્યાં જ્યાં ધૂમ હોય છે, ત્યાં ત્યાં અગ્નિ હોય છે, એમ અનેકવાર જોવામાં આવતાં આપણા મનનો સહજ એવો ગ્રહ થાય છે કે, એ બેમાં કાંઇ પણ સ્વાભાવિક સંબંધ હોવો જોઇએ, કે જેના યોગથી એમનામાં નિત્ય સાહચર્ય જણાય છે. પરંતુ આપણે જો કે અનેકવાર એમ જોએલું હોય, તો પણ તે ભૂયોદર્શન જ કેવળ પુરતું નથી. કારણ કે, જેને શિખા અને સૂત્ર હોય છે તે બ્રાહ્મણ હોય છે, એમ જો કે આપણે અનેકવાર જોએલું છે તો પણ પરમહંસ પરિવ્રાજક સંન્યાસીને વિષે એ નિયમને બાધ આવે છે, એ આપણે જોઈએ છિએ. માટે ઉભયમાં વ્યભિચાર નથી, એવું જ્ઞાન પણ આવશ્યક છે. હવે, વ્યભિચાર તો છેજ એવું નિશ્ચયાત્મકરિતે જાણવામાં હોય તો વ્યાપ્તિગ્રહણ કોઈ વખતે પણ થશે નહીં. ને તે વિષે જો શંકા હશે તો તેનું નિવારણ તર્કના સહાયથી કરી લેવું, તેનું ઉદાહરણ આગળ કહેશું. હવે, મહાલક્ષ્મીનો જે જે પુત્ર જોઈએ, તે તે ગૌરવર્ણનો દેખાય છે, એવા સ્થળે પણ પૂર્વવત્ ભૂયોદર્શન–વારંવાર જોવું–જો કે છે, તો પણ મહાલક્ષ્મીતનયત્વ અને ગૌરત્વ એમના માંહેલો સંબંધ સ્વાભાવિક નથી, તો તે ઔપાધિક–ઉપાધિના લિધે ઉત્પન્ન થયેલો–છે. કારણ કે, તે સ્થળે શાકાદિ અન્નનો પરિણામ એ ઉપાધિ છે. કારણ કે, ગૌરવર્ણ ઉત્પન્ન કરવાને મહાલક્ષ્મીતનયત્વ એ કાંઈ પ્રયોજક–કારણ–નથી; તો શાકપાનકુ વિગેરે જે કાંઈ અન્ન તે છોકરાઓ ખાય છે, તેનો શરીર ઉપર થનારો પરિણામ, એ તેમના ગૌરત્વને પ્રયોજક છે; ને જે પ્રયોજક હોય છે તેનેજ ઉપાધિ કહે છે. હવે, ધૂમ અને અગ્નિ એમના સંબંધમાં કાંઈ ઉપાધિ નથી. કારણ કે, જો હોય તો તે ગ્રહણ કરવાને યોગ્ય એવી હોવી જોઈએ અથવા અયોગ્ય હોવી જોઈએ. જો અયોગ્ય હોય તો તે છે એવી શંકા પણ સંભવે નહીં; ને તે ગ્રહણ

કરવાને યોગ્ય છે એમ માનિએ, તો પણ એજ સિદ્ધ છે કે, ત્યાં ઉપાધિ નથી; કારણ કે, તે યોગ્ય હોઈને પણ દૃષ્ટિગોચર થતી નથી. કારણ કે, એવો નિયમ છે કે, જ્યાં ઉપાધિ હોય છે, ત્યાં તે ઉપલબ્ધ થાય છે. ઉદાહરણાર્થેઃ—અગ્નિનો ધૂમની સાથે જે સંબંધ છે તેમાં રહેનારી આર્દ્રેંધન સંયોગ એ ઉપાધિ ઉપલબ્ધ થાય છે. એવો નિયમ નથી કે જ્યાં અગ્નિ હોય છે ત્યાં ધૂમ હોય છે જ; કારણ કે, લોહના તપાવેલા ગોળામાં અગ્નિ છતાં પણ ધૂમ હોતો નથી. તેથી ધૂમનો પ્રયોજક અગ્નિ નથી, તો આર્દ્રેંધનસંયોગ–લીલા લાકડાનો સંયોગ–એ છે. કારણ કે, એ ખરૂં છે કે જ્યાં લીલા લાકડા બળતા હોય છે ત્યાં નિયમપૂર્વક ધૂમ થાય છેજ, હિંસાત્વનો અધર્મજનકત્વની સાથે જે સંબંધ તેમાં રહેનારી નિષિદ્ધત્વ એ ઉપાધિ ઉપલબ્ધ થાય છે. એવો નિયમ નથી કે, જ્યાં હિંસા થાય છે ત્યાં પાપ લાગેજ છે; કારણ કે, યજ્ઞમાં જે પશુહિંસા આપણે કરિએ છિયે, તે માટે આપણને પાપ લાગતું નથી. તેથી અધર્મજનકત્વને પ્રયોજક હિંસા નથી, તો નિષિદ્ધત્વ છે. કારણ કે, એ ખરૂં છે કે જ્યાં હિંસાનો નિષેધ કરેલો હોય છે ત્યાં તે કરતાં પાપ લાગે છે, જેમ યજ્ઞવિના ઇતરત્ર પશુ મારતાં પાપ લાગે છે. કારણ કે, ઇતરત્ર પશુ મારવો નહી, એવો શાસ્ત્ર નિષેધ છે. તેથી નિષિદ્ધત્વ એ ઉપાધિ છે. તેમજ મહાલક્ષ્મીતનયત્વનો ગૌરત્વના સાથે જે સંબંધ તેમાં રહેનારી શાકાદ્યન્નપરિણતિભેદ એ ઉપાધિ ઉપલબ્ધ થાય છે. માટે ધૂમનું જે અગ્નિના સાથે સાહચર્ય છે, તેમાં કોઈ ઉપાધિ નથી એમ સિદ્ધ થાય છે. કારણ કે, જો હત તો દેખાત. તેથી જે અર્થ દેખાતી નથી, તે અર્થ તે નથીજ, એવા પ્રકારના તર્કવડે અને ઉપાધિના અનુપલંભવડે–ઉપલબ્ધ ન થવાથી–દૃઢ થયેલા પ્રત્યક્ષથીજ ઉપાધિ નથી એવો નિશ્ચય થાય છે. એમ થયું એટલે ઉપાધિ નથી, એવા જ્ઞાનથી મન ઉપર ઉત્પન્ન કરેલા સંસ્કાર વડે યુક્ત, તેમજ ભૂયોદર્શનથી ઉત્પન્ન થયેલા સંસ્કાર વડે યુક્ત, એવો જે ધૂમ અને અગ્નિ એમના માંહેલા સાહચર્યનું ગ્રહણ કરનારૂં પ્રત્યક્ષ તેથીજ ધૂમ અને અગ્નિ એમનામાં વ્યાપ્તિ છે, એવો નિશ્ચય થાય છે. તેથી ધૂમ અને અગ્નિ એમનો સંબંધ સ્વાભાવિકજ છે, ઐાપાધિક નથી. જે સ્વાભાવિક સંબંધ તેનેજ વ્યાપ્તિ કહે છે. એવી રીતે ધૂમ અને અગ્નિ એમના માંહેલી વ્યાપ્તિનું જ્ઞાન થતાં

રસોડામાં જે ધૂમજ્ઞાન થાય છે તે પ્રથમ છે. પર્વતાદિ પક્ષ ઉપર જે ધૂમજ્ઞાન થાય છે તે તે દ્વિતીય છે. ને પૂર્વે ગ્રહણ કરેલા ધૂમ અને વન્હિ એમના માંહેલી વ્યાપ્તિનું સ્મરણ થયા પછી પુનરપિ તે જ પર્વત ઉપરના ધૂમનું જે તેને જ્ઞાન થાય છે, અને જે 'અગ્નિથી વ્યાપ્ત એવો ધૂમ આ પર્વત ઉપર છે' એવા પ્રકારનું હોય છે, તે ધૂમજ્ઞાન તૃતીય છે. ને એ અવશ્ય સ્વીકારવુંજ જોઈએ. નહી તો જ્યાં ધૂમ છે, ત્યાં અગ્નિ હશે, એટલુંજ માત્ર જ્ઞાન ઉત્પન્ન થશે. પરંતુ અહીં-પ્રકૃત સ્થળે-અગ્નિ છે એ કેમ જણાશે ? માટે અહિં પણ ધૂમ છે, એવું જ્ઞાન હોવું જોઈએ. એજ લિંગપરામર્શ છે. ને એ અનુમિતિનું કરણ છે. માટે એને અનુમાન કહે છે. અને તેનાથી આ પર્વત ઉપર અગ્નિ છે, એવું અનુમિતિ જ્ઞાન ઉત્પન્ન થાય છે.

**શંકા**:—રસોડામાં જે પ્રથમ ધૂમનું જ્ઞાન થાયછે તેનાથીજ અગ્નિનું અનુમાન કેમ નહી થાય ? **સમાધાન**;—તે વખતે વ્યાપ્તિનું ગ્રહણ થયેલું હોવું નથી. વ્યાપ્તિનું ગ્રહણ થશે ત્યારેજ અનુમિતિ ઉત્પન્ન થવાની.

**શંકા**:—તો વ્યાપ્તિનો નિશ્ચય થયા પછી રસોડામાંજ અગ્નિ વિષે અનુમાન કરવું ? **સમાધાન**:—એમ થાય નહી કારણકે, અગ્નિ પ્રત્યક્ષ દેખાતો હોવાથી ત્યાં-રસોડામાં-તે વિષે સંદેહ હોતો નથી. જે વાત સંદિગ્ધ હોયછે, તેના વિષેજ અનુમાન સંભવે છે. **नानुपलब्धे न निर्णीतेऽर्थे न्यायःप्रवर्तते । अपितु संदिग्धे**—જે વસ્તુ કોઇ વખતે પણ ઉપલબ્ધ થતીજ નથી, કિંવા જેનો નિર્ણય થયેલો છે, તેના સંબંધમાં ન્યાય ( અનુમાન ) પ્રવૃત્ત થતો નથી; સંદિગ્ધ વસ્તુ સંબંધેજ થાય છે-એમ ભાષ્યકારે પણ કહેલું છે.

**શંકા**:—પર્વત ઉપર ગયેલો માત્ર જે પુરૂષ તેને જે ત્યાં ધૂમજ્ઞાન થાયછે તે ઉપરથી તેને ત્યાં અગ્નિનું અનુમાન કેમ કરી શકાતું નથી ? અગ્નિ વિષે સંદેહ જોઇએ તે નથી એમ કહેશો તો તેમ પણ નથી. કારણકે ત્યાં અગ્નિ વિષે સંદેહ છે. કારણકે સાધક અથવા બાધક કોઇ પણ પ્રમાણ નહીં હોવાથી સંદેહની તો પ્રાપ્તિજ છે. **સમાધાન**:—જેને વ્યાપ્તિનું જ્ઞાન થયું નથી તેની પેઠેજ જેને વ્યાપ્તિનું જ્ઞાન થયેલું છતાં પણ તે તે ભુલી જાય છે, તે પુરૂષને પણ અનુમિતિજ્ઞાન થતું નથી. એ

ઉપરથી એ ફલિત થાયછે કે, વ્યાપ્તિનું સ્મરણ થવું એ પણ અનુમિતિ થવાને કારણ છે; ધૂમ જોઇએ એટલે વ્યાપ્તિનો મન ઉપરનો સંસ્કાર જાગૃત થાય છે, અને તેનાથી રસોડાની પેઠે જે જે ધૂમવાન્ હોયછે તે તે અગ્નિમાન્ હોયછે, એમ મનુષ્યને વ્યાપ્તિનું સ્મરણ થાયછે. તેથી ધૂમદર્શન થયા પછી વ્યાપ્તિનુ સ્મરણ થતાં 'એ ધૂમવાન છે' એવા પ્રકારનું જે ધૂમજ્ઞાન તે તૃતીય છે. તેનાથીજ અગ્નિનું અનુમાન થાયછે, બીજા કોઇથી પણ થતું નથી. તેનેજ લિંગપરામર્શ કહે છે. માટે અનુમાન એટલે લિંગપરામર્શ એવું જે લક્ષણ કર્યું છે, તે બરાબર છે એમ સિદ્ધ થાય છે. એ અનુમાન બે પ્રકારનું છે, સ્વાર્થ અને પરાર્થ. પોતાને જ્ઞાન થાય એ હેતુથી ' કરેલું જે અનુમાન, તે સ્વાર્થ. ઉદાહરણાર્થે, કોઈ મનુષ્ય પોતેજ રસોડામાં વિશિષ્ટ ( એમાં સાહચર્ય છે અને વ્યભિચાર નથી એવા જ્ઞાનથી વિશિષ્ટ ) પ્રત્યક્ષના યોગથી ધૂમ અને અગ્નિ એમના માંહેલી વ્યાપ્તિનું ગ્રહણ કરિને પર્વત સમીપ ગયો છતાં, તે ઉપરના અગ્નિ વિષે તેના મનમાં સંશય ઉત્પન્ન થાયછે; પછી જેના મૂલનો વિચ્છેદ થયેલ નથી ( બળતા લાકડાથી ધૂમ નિકળતો હોયતો લાકડું તે ધૂમનુ મૂલ છે. જ્યાંથી ધૂમ ઉપર ચાલેલો દેખાય છે ત્યાંજ જો તે લાકડું હોય, તો તે ધૂમ અવિચ્છિન્ન મૂલ છે. લાકડું ઉપાડી લઇ જાય કિંવા બુઝાવી નાંખીએ તો પણ કેટલાએક વખત સુધી ધૂમ ઉપર જતોજ હોય છે. તે વિચ્છિન્ન મૂલ છે. અથવા એકાદ ઠામમાં વન્હિસ્થળે ધૂમ ભરિ લઇને વન્હિ નથી એવા સ્થળે મુકતા તે પણ વિચ્છિન્ન મૂલજ છે. એવા ધૂમથી અગ્નિનું અનુમાન થઇ શકે નહીં. માટે જેના મૂલનો વિચ્છેદ થયેલ નથી એમ કહ્યું છે ) અને જે વાદળા સુધી પોહોચે છે, એવી પર્વત ઉપર ધૂમલેખા જોઇને, તે ધૂમદર્શન વડે તે મનુષ્યના મન માંહેલો સંસ્કાર જાગ્રત થવાથી, જ્યાં ધૂમ હોયછે ત્યાં અગ્નિ હોય છે. એવી વ્યાપ્તિનું તેને સ્મરણ થાયછે. પછી અહિં પણ ધૂમ છે એવું તેને જ્ઞાન થાયછે. અને તેથી અહિં પર્વત ઉપર અગ્નિ છે એવું તેને પોતેજ જ્ઞાન થાય છે. સ્વાર્થાનુમાન એવા પ્રકારનું હોયછે. પરંતુ જ્યારે આપણે ધૂમથી અગ્નિનું જ્ઞાન મેળવીને બીજાને બોધ કરવા સારૂ પંચાવયવીવાક્યનો પ્રયોગ કરિએ છિયે, ત્યારે તે પરાર્થાનુમાન કહેવાય છે. જેમકે, આ પર્વત ઉપર અગ્નિ છે; કારણકે, ત્યાં ધૂમછે:

જે જે ધૂમવાન્ હોય છે, તે તે અગ્નિમાન્ હોય છે જ; જેમ મહાનસ; એ પર્વત તેવો છે એટલે ધૂમવાન્ છે; તેથી એ તેવો એટલે અગ્નિમાન્ હોવો જોઇએ. આ વાક્યમાં પાંચ અવયવ છે. તેમના નામો યથાનુક્રમે પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ; ઉપનય અને નિગમન છે એમનું વિવેચન આગળ કરવામાં આવશે. એવા વાકયવડે પ્રતિપાદવામાં આવેલું જે પંચાવયવીલિંગ ( લિંગ એટલે હેતુ. જેમ અગ્ન્યનુમાનમાં જેમ ધૂમ એ હેતુછે. એ સદ્હેતુ થવાને સપક્ષ ઉપર હોવો જોઇએ ઇત્યાદિ પાંચરૂપો આવશ્યક છે. નહીં તો તે હેત્વાભાસ થાયછે. એ પાંચ રૂપોનું વિવેચન આગળ કરિશું. ), તેનાથી પરને પણ અગ્નિનું જ્ઞાન થાયછે. માટે એ પરાર્થાનુમાન છે. અહિં પર્વત ઉપરનું અગ્નિમત્ત્વ એ સાધ્ય—જે સિદ્ધ કરવાનું હોય છે તે–છે. અને ધૂમવત્ત્વ એ તેનો હેતુછે. એ હેતૂ અન્વયવ્યતિરેકી છે. કારણકે, અન્વયથી અને વ્યતિરેકથી પણ એની વ્યાપ્તિ સંભવે છે. તે આ પ્રમાણેઃ— જ્યાં ધૂમવત્ત્વ હોયછે ત્યાં અગ્નિમત્ત્વ હોયછે, જેમ રસોડામાં; એ અન્વય વ્યાપ્તિ છે કારણકે રસોડામાં ધૂમ અને અગ્નિ એમનો અન્વય–સાહચર્ય –છે, એમ જોવામાં છે. એમજ, જ્યાં અગ્નિ હોતો નથી, ત્યાં ધૂમ પણ હોતો નથી, જેમ ધરામાં; એ વ્યતિરેકવ્યાપ્તિ છે. કારણકે, ધરાને વિષે ધૂમ અને અગ્નિ એમનો વ્યતિરેક–અભાવ–જોવામાં આવે છે. માત્ર વ્યતિરેકવ્યાપ્તિ માંહેલો ક્રમ આ પ્રમાણ હોયછે;–અન્વયવ્યાપ્તિમાં જે વ્યાપ્ય ( જે બીજાથી વ્યાપ્ત થાયછે તે વ્યાપ્ય અને જે બીજાને વ્યાપે છે તે વ્યાપક. ધૂમ જેટલા સ્થળે જડે છે, તેટલા સ્થળે અગ્નિ હોઇને વળી તે બીજા પણ અયોગોલકાદિ સ્થળે હોયછે. તેથી એ સ્પષ્ટ છે કે અગ્નિ એ વ્યાપક છે અને ધૂમ એ વ્યાપ્ય છે. ) હોયછે તેનો અભાવ અહિં વ્યાપક હોયછે; અને જે ત્યાં વ્યાપક હોયછે તેનો અભાવ અહિં વ્યાપ્ય હોયછે.

પૂર્વાચાર્યો કહે છે કે **व्याप्य व्यापक भावो हि भावयोर्यादृगिष्यते । तयोरभावयोस्तस्माद्विपरीतः प्रतीयते । अन्वये साधनं व्याप्यं साध्यं व्यापकमिष्यते । साध्याभावोऽन्यथा व्याप्यो व्यापकः साधनात्ययः । व्याप्यस्य वचनं पूर्वं व्यापकस्य ततः परम् । एवं परीक्षिता व्याप्तिः स्फुटीभवति तत्त्वतः** ( ભાવ પદાર્થનો વ્યાપ્ય વ્યાપકભાવ જે હોય છે, તેથી વિપરીત તેના અભાવનો હોય છે અન્વય

વ્યાપ્તિમાં સાધન વ્યાપ્ય હોય છે, ને સાધ્ય વ્યાપક હોય છે. વ્યતિરેકવ્યાપ્તિમાં સાધ્યનો અભાવ વ્યાપ્ય હોય છે, અને સાધનનો અભાવ વ્યાપક હોય છે. ને વ્યાપ્તિપ્રદર્શકવાક્યમાં વ્યાપ્યનો પ્રયોગ પ્રથમ અને વ્યાપકનો તદનંતર હોય છે. આ નિયમોથી પરિક્ષા કરતાં વ્યાપ્તિ બરોબર છે કે ભૂલ ભરેલી છે એ સ્પષ્ટ જણાઈ આવે છે.) માટે આ પ્રમાણે ધૂમવત્ત્વ એ હેતુની અન્વયથી અને વ્યતિરેકથી એમ ઉભયતઃ પણ વ્યાપ્તિ સંભવે છે. હવે, વાક્યમાં કેવળ અન્વયવ્યાપ્તિજ કહેલી હોય છે, એનું કારણ એજ છે કે, એક ( કોઈ પણ એક; ચાહે તો અન્વયવ્યાપ્તિ હો કિંવા વ્યતિરેક વ્યાપ્તિ હો ) વ્યાપ્તિથીજ કાર્યભાગ થાય છે. તેમાં પણ અન્વયવ્યાપ્તિજ દર્શાવે છે, એનું કારણ એજ છે કે, તે વ્યતિરેકવ્યાપ્તિની પેઠે અવળી નથી. સરલમાર્ગે જે અર્થ સાધ્ય થાય છે, તે અવળા માર્ગે સાધવાનો પ્રયાસ કરવો એ અયોગ્ય છે. એમ હોવાથી ત્યાં વ્યતિરેકવ્યાપ્તિ છેજ નહીં, એમ સમજવું નહીં, એમ હોવાથી ધૂમવત્ત્વ એ અન્વયવ્યતિરેકી હેતુ છે એ સિદ્ધ થયું. એમજ અનિત્યત્વાદિ સાધ્ય સિદ્ધ કરવાના કૃતકત્વાદિક જે બીજા હેતુ, તે પણ અન્વયવ્યતિરેકી છે એમ જાણવું. ઘટ એ અનિત્ય છે. કારણ કે તે કૃતક છે. આ સ્થળે જે જે કૃતક હોય છે, તે તે અનિત્ય હોય છે, જેમ પટ; એ અન્વયવ્યાપ્તિ છે. અને જે અનિત્ય હોતું નથી તે કૃતક હોતું નથી, જેમ આત્મા; એ વ્યતિરેકવ્યાપ્તિ છે. બંને વ્યાપ્તિઓ સંભવે છે માટે કૃતકત્વ એ હેતુ અન્વયવ્યતિરેકી છે. કોઈ હેતુ કેવળ વ્યતિરેકિજ હોય છે. તે આ પ્રમાણેઃ—સાત્મકત્વ એ સાધ્ય સિદ્ધ કરવાને પ્રાણાદિમત્ત્વ એ હેતુ છે. તે એમઃ—જીવચ્છરીરમાં આત્મા હોય છે. કારણ કે ત્યાં પ્રાણ હોય છે. જ્યાં આત્મા હોતો નથી ત્યાં પ્રાણ હોતો નથી; ઉદાહરણાર્થે, ઘટ. આ જીવચ્છરીર તેવું–પ્રાણાદિમત્ત્વાભાવ યુક્ત–નથી. માટે તે તેવું–સાત્મકત્વાભાવયુક્ત–નથી. અહિં જીવચ્છરીર ઉપરનું સાત્મકત્વ એ સાધ્ય છે, અને પ્રાણાદિમત્ત્વ એ હેતુ છે. ને તે કેવળ વ્યતિરેકિજ છે. કારણ કે તેની અન્વયવ્યાપ્તિ સંભવતી નથી. કારણ કે, જે પ્રાણાદિમત્ હોય છે તે સાત્મક હોય છે, જેમ અમુક, એવો દૃષ્ટાંત એ વ્યાપ્તિને મળતો નથી. કારણ કે, સર્વ જીવચ્છરીરો અહિં પક્ષ–જે વિષે કાંઈ સિદ્ધ કરવાનું તે. જેમ પર્વત વિષેનું એટલે તે ઉપરનું

અગ્નિમત્ત્વ સિદ્ધ કરવાનું છે માટે પર્વત એ અહિં પક્ષ છે—જ થયેલાં છે. લક્ષણ એ પણ કેવળ વ્યતિરેકિ હેતુ છે. ઉદાહરણાર્થે, ગંધવત્ત્વ એ પૃથ્વિનું લક્ષણ છે. હવે, વિવાદપદને—જેને પૃથ્વી, એટલે પાર્થિવદ્રવ્ય, કહેવું કે નહી એવો વિવાદ ( મત ભેદ ) હોય છે તે પદાર્થ.—પૃથ્વી એમ કહેવું. કારણ કે તેને ગંધ છે. જેને પૃથ્વી એમ કહેતા નથી તે ગંધયુક્ત હોતું નથી; જેમ જલ. કિંવા બીજું ઉદાહરણ પ્રમાણના લક્ષણનું લઇએ. પ્રમાકરણ એ પ્રમાણનું લક્ષણ છે. હવે, પ્રત્યક્ષાદિકને પ્રમાણ એમ કહેવું. કારણ કે, તે પ્રમાના કરણો છે. જેને પ્રમાણ એમ કોઈ કહેતા નથી; તે પ્રમાકરણ હોતું નથી. જેમ પ્રત્યક્ષાભાસ ઇત્યાદિ. એમની અન્વયવ્યાપ્તિ થતી નથી. કારણ કે, જે પ્રમાકરણ તેને પ્રમાણ કહેવું, જેમ અમુકને કહે છે, એવો અન્વયદૃષ્ટાંત નથી. કારણ કે, જેટલા પ્રમાણો છે, તે સર્વનો અહિં પક્ષમાંજ સમાવેશ થયેલો છે. પૂર્વોક્ત ઉદાહરણમાં પ્રત્યક્ષાદિકનો પ્રમાણશબ્દવડે વ્યવહાર કરવો. એવો એ વ્યવહાર સાધ્ય માનવો જોઇએ. પ્રમાણત્વ એ સાધ્ય થશે નહીં; કારણ કે, પ્રમાણત્વ એજ સાધ્ય છે એમ માનિએ, તો પ્રમાકરણત્ત્વ એ જે હેતુ તે અને ત એકજ હોવાથી સાધ્યાભેદરૂપદોષ પ્રાપ્ત થશે. જેમકે, પર્વત ઉપર અગ્નિ છે. શા ઉપરથી ? તો ત્યાં વન્હિ છે એ ઉપરથી. આ પ્રમાણે તે બોલવું અપ્રયોજક થવાથી દોષને પાત્ર થશે. આ પ્રમાણે કેવલવ્યતિરેકિહેતુનું વિવેચન થયું. કોઈ હેતુ કેવલાન્વયીજ હોય છે. જેમ વિશેષ—આગળ સાત પદાર્થ કહેવાશે, તે પૈકી વિશેષ એ એક છે. બે ઘટ એક સરખીજ મૃત્તિકાના કરેલા છતાં 'આ એનાથી ભિન્ન છે' ઇત્યાદિ જેના યોગથી જણાય છે, તેને વિશેષ એમ કહે છે—એ અભિધેય—જેને કાંઈ અભિધાન એટલે નામ આપી શકાય એવો—હોવો જોઇએ; કારણ કે, તે પ્રમેય—પ્રમાણ વડે જાણવા યોગ્ય—છે; ને જે પ્રમેય હોય છે તે અભિધેય હોય છે; ઉદાહરણાર્થે, ઘટ. એ ( વિશેષ ) તેવો ( પ્રમેય ) છે. માટે તેવો ( એટલે અભિધેય ) હોવો જોઇએ. અહિં વિશેષ સંબંધી અભિધેયત્વ સાધ્ય છે, અને પ્રમેયત્વ હેતુ છે; ને તે કેવલાન્વયીજ છે. કારણ કે, જે અભિધેય નથી તે પ્રમેય પણ નથી. જેમ અમુક; એવું વ્યતિરેકદૃષ્ટાંત મળતો નથી. કારણ કે, સર્વ સ્થળે પ્રામાણિકજ દૃષ્ટાંત કહેવો જોઇએ. ને એવું જે દૃષ્ટાંત હશે તે

પ્રમેય અને અભિધેય હોવાનોજ. દષ્ટાંત કહિએ એટલે તે વિષેનું જ્ઞાન અને તે સબંધી કયો શબ્દ યોજવો, એ દષ્ટાંતઆપનારને જાણીતું હોવું જ જોઇએ. તેથી તે જે જે દષ્ટાંત આગળ કરશે, તે તે પ્રમેય અને અભિધેય હોવાથી જે અભિધેય નથી તે પ્રમેય નથી, એની સિદ્ધતા સારૂ તેનાથી કોઈ પણ દષ્ટાંત આપી શકાશે નહીં. ને દષ્ટાંત વિના તો કોઈ પણ વાત સિદ્ધ થતી નથી. અન્વયવ્યતિરેકી, કેવલાન્વયી અને કેવલવ્યતિરેકિ એવા જે એ ત્રણ પ્રકારના હેતુ, તે પૈકી જે અન્વયવ્યતિરેકિ હોય છે, તે પાંચ રૂપ વડે યુક્ત હશે, તોજ પોતાનું સાધ્ય સિદ્ધ કરવા સમર્થ હોય છે. પરંતુ તે માંહેલું એક રૂપ જો ઓછું થશે તો તેનું તે સામર્થ્ય નષ્ટ થાય છે. તે પાંચ રૂપ આ પ્રમાણેઃ—પક્ષધર્મત્વ, સપક્ષસત્ત્વ, વિપક્ષથી વ્યાવૃત્તિ, અબાધિત્તવિષયત્વ અને અસત્પ્રતિપક્ષત્વ. આ રૂપો ધૂમવત્ત્વાદિક અન્વયવ્યતિરેકિ હેતુમાં હોય છે. જેમ ધૂમવત્ત્વ એ પર્વત એ પક્ષનો ધર્મ છે. કારણ કે, તે–ધૂમવત્ત્વ–પર્વત ઉપર રહે છે. સપક્ષસત્ત્વ પણ એમજ છે. સપક્ષ જે મહાનસ ત્યાં એ હેતુ હોય છે એવો અર્થ છે. વિપક્ષ જે હ્રદ (ધરો) તેનાથી વ્યાવૃત્તિ, એટલે ત્યાં એ હેતુ હોતો નથી એવો અર્થ છે. તેમજ ધૂમવત્ત્વ એ હેતુ અબાધિતવિષય પણ છે. કારણ કે, ધૂમવત્ત્વ (ધૂમવત્ એટલે જેની પાસે ધૂમ હોય છે તે. ને ધૂમવત્ત્વ એ ધૂમવત્ એનાથી સાધેલું ભાવવાચક નામ છે. અગ્નિમત્ત્વ વિગેરે જે બીજા શબ્દો આગળ આવશે તેમનો પણ આ પ્રમાણે જ અર્થ સમજી લેવો.) એ હેતુનો વિષય કહિયે એટલે જે કોઈ સાધ્યધર્મ હશે તે છે. ને તે કયો, તો અગ્નિમત્ત્વ એ છે. અને તે અગ્નિમત્ત્વ કોઈ પણ પ્રમાણથી બાધિત એટલે ખંડિત થયેલું નથી. એમજ અસત્ એટલે નથી પ્રતિપક્ષ જેને તે અસત્પ્રતિપક્ષ; માટે ધૂમવત્વ એ હેતુ અસત્પ્રતિપક્ષ છે. કારણ કે, સાધ્યનો અભાવ સિદ્ધ કરિ આપનારો જે બીજો હેતુ તેને પ્રતિપક્ષ કહે છે ( એના સ્પષ્ટિકરણાર્થે આગળ હેત્વાભાસના પ્રકરણમાં એનું ઉદાહરણ આપિશું તે જુવો ). ને તે ધૂમવત્ત્વ એ હેતુને વિષે છેજ નહીં. કારણ કે, તે ઉપલબ્ધ થતું નથી. આ પ્રમાણે આ પાંચ રૂપો ધૂમવત્ત્વ એ હેતુને વિષે છે. માટે ધૂમવત્ત્વ એ અગ્નિમત્ત્વતું સાધક છે. અગ્નિનું પક્ષધર્મત્વ હેતુના પક્ષધર્મતાના બલથી સિદ્ધ થાય છે. કારણ કે, અનુમા-

નના બે અંગ છે; એક વ્યાપ્તિ અને બીજું પક્ષધર્મતા. તે પૈકી વ્યાપ્તિના યોગથી સાધ્યસામાન્યની સિદ્ધિ થાય છે. અને હેતુના પક્ષધર્મતાના બલથી સાધ્યપક્ષની સાથે સંબદ્ધ છે, એ વિશેષવાત સિદ્ધ થાય છે. કારણ કે, ધૂમવત્ત્વ એ જે પર્વતનો ધર્મ તેના યોગથી પર્વતની સાથે સંબદ્ધ રહેનારાજ વન્હિનું અનુમાન નિકળે છે. એમ નમાનિયે, તો વ્યાપ્તિજ્ઞાન જેનાથી થાય છે તેનાથીજ સાધ્ય એ સામાન્યતઃ સિદ્ધ થતું હોવાથી અનુમાનની ગરજ રહેશે નહીં. જે કોઈ એનાથી—ધૂમવત્ત્વ એ હેતુથી—બીજો અન્વયવ્યતિરેકિ હેતુ હશે, તે પણ પૂર્વોક્ત પાંચ રૂપથી યુક્ત હશે તોજ સદ્ધેતુ થાય છે. નહિ તો હેત્ત્વાભાસ એટલે અહેતુ છે. કેવલાન્વયીહેતુ ચાર રૂપથી યુક્ત હશે એટલે પોતાનું સાધ્ય સિદ્ધ કરી શકે છે. કારણ કે, તેને વિપક્ષથી વ્યાવૃત્તિ હોતી નથી. કારણ કે ત્યાં વિપક્ષજ હોતો નથી. કેવલવ્યતિરેકિ પણ ચાર રૂપથીજ યુક્ત હોય છે. કારણ કે તેને સપક્ષસત્ત્વ હોતું નથી. કારણ કે, ત્યાં સપક્ષજ હોતો નથી.

**शंकाः**—પક્ષ, સપક્ષ અને વિપક્ષ એ શું ? **समाधानः**—જેના ઉપરનો સાધ્યરૂપ ધર્મ સંદિગ્ધ હોયછે એવો જે ધર્મી તે પક્ષ ( **संदिग्ध साध्यधर्मा धर्मी पक्षः** ). ઉદાહરણાર્થે, ધૂમાનુમાનમાં પર્વત એ પક્ષ છે. જેના ઉપરનો સાધ્યરૂપધર્મ નિશ્ચિત હોય છે એવો જે ધર્મી તે સપક્ષ ( **निश्चितसाध्यधर्मा धर्मी सपक्षः** ). ઉદાહરણાર્થે, તે જ ધૂમાનુમાનમાં મહાનસ એ સપક્ષ છે. જેના ઉપરના સાધ્યનો અભાવ નિશ્ચિત હોય છે એવો જે ધર્મી તે વિપક્ષ ( **निश्चितसाध्याभाववान्धर्मी विपक्षः** ). ઉદાહરણાર્થે, પૂર્વોક્ત અનુમાનમાંજ હ્રદ એ વિપક્ષ છે. આ પ્રમાણે અન્વયવ્યતિરેકી, કેવલાન્વયી, અને કેવલવ્યતિરેકી એ ત્રણ પ્રકારના હેતુનુ નિરૂપણ કર્યું. એમનાથી ભિન્ન જે તે હેત્વાભાસ. તે હેતૂના લક્ષણથી વિરહિત હોયછે પરંતુ હેતૂ જેવાજ ભાસેછે; માટે તેમને હેત્વાભાસ કહેછે. તે અનેક પ્રકારના છે. તોપણ અસિદ્ધ, વિરૂદ્ધ, અનૈકાંતિક, પ્રકરણસમ, અને કાલાત્યયાપદિષ્ટ એ મુખ્યભેદોને અનુલક્ષિને જોતાં તે પાંચજ છે. તે પૈકી અનિશ્ચિતપક્ષઉપર રહેનારો જે હેતૂ તે અસિદ્ધ ( **अनिश्चितपक्षवृत्तिरसिद्धः** ). તે અસિદ્ધ ત્રણ પ્રકારનો છે. આશ્રયાસિદ્ધ, સ્વરૂપાસિદ્ધ, અને વ્યાપ્યત્વાસિદ્ધ. આશ્રયાસિદ્ધ આ પ્રમાણેઃ—ગગનારવિંદ એ સુરભી હોયછે,

કારણકે, તેના વિષે અરવિંદત્વ છે; જેમ સરોવર માંહેલું અરવિંદ. અહિં ગગનારવિંદ એ આશ્રય છે. પરંતુ તે મુદ્દલ અસ્તિત્ત્વમાંજ નથી. સ્વરૂપાસિદ્ધ આ પ્રમાણેઃ—શબ્દ અનિત્ય છે, કારણકે તે ચાક્ષુષ—નેત્રથી દેખાતો છે; જેમ ઘટ અહિં ચાક્ષુષત્ત્વ એ હેતૂછે. પરંતુ તે શબ્દને વિષે મુદ્દલ છેજ નહી. કારણકે, શબ્દ એ શ્રાવણ—શ્રવણવડે એટલે કાનથી જેનું ગ્રહણ થાયછે, એવો—છે. વ્યાપ્યત્વાસિદ્ધ બે પ્રકારનો છે. એક વ્યાપ્તિજ્ઞાન કરિ આપનારૂં પ્રમાણ નહી હોવાથી સંભવનારો, અને બીજો ઉપાધિ હોવાથી સંભવનારો. તે પૈકી પેહેલો આ પ્રમાણેઃ—જે અસ્તિત્વમાં હોયછે તે ક્ષણિક હોયછે; જેમ મેઘ. શબ્દાદિક એ પણ અસ્તિત્વમાં હોયછે ( માટે તે ક્ષણિક હોવા જોઇએ. ) અહિં અસ્તિત્વમાં હોવું અને ક્ષણિકત્વ એમના માંહેલી વ્યાપ્તિનું જ્ઞાન કરિ આપવાને પ્રમાણ નથી ( કારણકે ક્ષણિકત્વ એ અપ્રસિદ્ધ હોવાથી તે સિદ્ધ કરવાને દૃષ્ટાંત પણ મળતું નથી ). અસ્તિત્વમાં હોવું એ હેતૂના વિષે ( સોપાધિક હોવાથી સંભવનારી ) વ્યાપ્યત્વાસિદ્ધિ છે એમ કહિયે, તો ક્ષણિકત્ત્વ એ બીજા તરફ પ્રયુક્ત હોવાથી તે પ્રસિદ્ધ છે, એમ સ્વીકારવું પડશે. અર્થાત્ આપણા મતે ક્ષણિકત્વ એ અપ્રસિદ્ધ છે, ને પ્રકૃતઅનુમાન એ જો બીજા પ્રકારનું એટલે સોપાધિકવ્યાપ્યત્વાસિદ્ધિનું ઉદાહરણ છે એમ માનિયે, તો ક્ષણિકત્વ એ પ્રસિદ્ધ વસ્તુ છે એમ સ્વીકૃત કર્યા જેવું થશે. બીજો આ પ્રમાણેઃ—યજ્ઞ માંહેલી હિંસા એ પાપજનક છે, કારણકે તેના વિષે હિંસાત્વ છે; જેમ યજ્ઞવ્યતિરિક્ત થનારી હિંસા. અહિં પાપજનકત્વનું હિંસાત્વ એ પ્રયોજક નથી, તો નિષિદ્ધત્વ એ પ્રયોજક એટલે ઉપાધિ છે. કારણકે, જે સાધ્યનું વ્યાપક હોયછે, પરંતુ સાધનનું હોતું નથી, તે ઉપાધિ છે, ( **साध्यव्यापकत्वे सति साधनाव्यापक उपाधिः** ) એમ ઉપાધિનું લક્ષણ છે; ને તે નિષિદ્ધત્વના વિષે ઘટેછે. કારણકે, નિષિદ્ધત્વ એ પાપજનકત્વ એ સાધ્યનું વ્યાપક છે. કારણ કે, જ્યાં જ્યાં પાપજનકત્વ હોય છે, ત્યાં ત્યાં નિષિદ્ધત્વ એ અવસ્ય હોય છે; પરંતુ નિષિદ્ધત્વ એ હિંસાત્વ એ સાધનનું વ્યાપક નથી; કારણકે, જ્યાં જ્યાં હિંસાત્વ હોય છે, ત્યાં ત્યાં નિષિદ્ધત્વ અવશ્ય હોયજ છે એમ નથી. કારણકે, યજ્ઞ માંહેલી પશુહિંસા સંબંધી નિષેધ નથી. આ પ્રમાણે નિષિદ્ધત્વ એ ઉપાધિ હોવાથી બીજા

તરફથી અર્થાત્ હિંસાત્વ એ જે મૂળ આપેલો હેતૂ તેનાથી ભિન્ન જે નિ-ષિદ્ધત્વ તેના તરફથી પ્રયુક્ત થયેલી જે વ્યાપ્તિ, તેના ઉપર અવલંબિને રહેનારો હિંસાત્વ એ હેતૂ વ્યાપ્યત્વાસિદ્ધજ છે. હિંસા અને પાપજનકત્વ એમના માંહેલી વ્યાપ્તિ નિષિદ્ધત્વ ઉપર અવલંબિને રહેછે. તે આ પ્રમાણે:— જે હિંસાનો નિષેધ કરેલો હશે તે પાપજનક થાયછે. ને એ વ્યાપ્તિમાં કોઇપણ પ્રકારનો દોષ નથી. સાધ્યના વિપર્યયથી—અભાવથી—વ્યાપ્ય જે હેતૂ તે વિરૂદ્ધ છે (**साध्यविपर्ययव्याप्तस्तु हेतुर्विरुद्धः**). તે આ પ્રમાણે:—શબ્દ નિત્યછે, કારણકે તે કૃતકછે; જેમ આકાશ. અહિં સાધ્ય જે નિત્યત્વ તેનાથી વિપરિત જે અનિત્યત્વ તેથી કૃતકત્વ એ હેતુ વ્યાપ્ત છે. કારણ કે, જે કૃતક તે અનિત્યજ હોય છે, નિત્ય કોઈ વખતે પણ હોતું નથી. માટે કૃતકત્વ એ હેતુ વિરૂદ્ધ છે. જે હેતુમાં વ્યભિચાર હોય છે તે અનૈકાંતિક (**सव्यभिचारोऽनैकान्तिकः**). તે બે પ્રકારનો છે:—સાધારણઅનૈકાંતિક અને અસાધારણઅનૈકાંતિક. તે પૈકી પક્ષ, સ-પક્ષ, અને વિપક્ષ એ ત્રણે સ્થળે રહેનારો હેતુ સાધારણઅનૈકાંતિક છે (**पक्षसपक्षविपक्षवृत्तिःसाधारणानैकान्तिकः**). જેમ, શબ્દ નિત્ય છે, કારણ કે તે પ્રમેય છે; જેમ આકાશ. અહિં પ્રમેયત્વ એ હેતુ છે. ને તે નિત્ય અને અનિત્ય એવા બંને પ્રકારના વસ્તુ ઉપર રહે છે. સપક્ષ અને વિપક્ષ એ બંનેથી વ્યાવૃત્ત થઇને, કેવળ પક્ષ ઉપર જે હેતુ રહે છે તે અસાધારણઅનૈકાંતિક છે (**सपक्षविपक्षव्यावृत्तोयः पक्षमात्रवृत्तिः सोऽसाधारणानैकान्तिकः**). તે આ પ્રમાણે:—પૃથ્વી એ નિત્ય છે, કા-રણ કે તેને ગંધ છે. અહિં ગંધવત્ત્વ એ હેતુ સપક્ષ એટલે નિત્યવસ્તુ અને વિપક્ષ એટલે અનિત્યવસ્તુ એ બંને થકી વ્યાવૃત્ત થઇને માત્ર પૃથ્વી ઉપર રહે છે. જે હેતુના સાધ્યનો અભાવ સિદ્ધ કરનારો બીજો હેતુ હોય છે, તે હેતુ પ્રકરણસમ છે. જેમ શબ્દ અનિત્ય છે; કારણ કે તે નિત્ય-ધર્મરહિત છે; અને શબ્દ નિત્ય છે; કારણ કે, તે અનિત્યધર્મરહિત છે. એનેજ સત્પ્રતિપક્ષ કહે છે. જેના સાધ્યનો અભાવ પક્ષ ઉપર છે એમ ઈતરપ્રમાણોથી નિશ્ચિત થાય છે, તે હેતુ બાધિતવિષય છે; ને એનેજ કાલાત્યયાપદિષ્ટ કહે છે. જેમ, અગ્નિ ઉષ્ણ નથી, કારણ કે તે કૃતક છે; જેમ જલ. અહિં કૃતકત્વ એ હેતુનું અનુષ્ણત્વ એ સાધ્ય છે. પરંતુ તેનો

અભાવ પ્રત્યક્ષપ્રમાણથીજ નિશ્ચિત થાય છે. કારણ કે, સ્પર્શરૂપપ્રત્યક્ષથી ઉષ્ણત્વ ઉપલબ્ધ થાય છે. અહિં અનુમાન વિષયક વિવેચન સંપૂર્ણ થયું.

અતિદેશ વાક્યના ( જે વાક્યમાં એકસરખાજ બીજાના ધર્મ છે એમ કહેલું હોય છે, તે અતિદેશવાક્ય. ભિન્ન ભિન્ન પ્રકારના યજ્ઞોનું વર્ણન કરવાનું હોય ત્યારે તે માંહેલા એકનું સંપૂર્ણ વર્ણન કર્યા પછી બીજા યજ્ઞમાં જેટલી વિશેષ વાતો હશે, તેટલી કહિને અવશિષ્ટ ભાગ પૂર્વે વર્ણન કરેલા યજ્ઞ જેવોજ છે, એમ જે કહેલું હોય છે, તે અતિદેશ છે. અહિં 'ગાય જેવોજ ગવય હોય છે' એ અતિદેશવાક્ય છે. ) અર્થના સ્મરણથી યુક્ત એવું જે ગોસાદૃશ્ય વડે વિશિષ્ટ એવા પિંડ વિષેનું ( ગાય જેવો દેખાતો જે પીંડ એટલે અહિં પ્રાણિવિશેષ તે વિષેનું ) જ્ઞાન તે ઉપમાન. જેમ કોઈ એક માણસને 'ગવય' એટલે શું તે ખબર નથી. ત્યારે 'જેવી ગાય હોય છે તેના જેવોજ ગવય છે.' એમ કોઈ અરણ્યવાસી પુરૂષના મુખે સાંભળીને તે અરણ્યમાં જાય, ને ત્યાં તેણે કહેલા વાક્યના અર્થનું સ્મરણ કરિને જ્યારે તે ગોસાદૃશ્યથી વિશિષ્ટ એવો પીંડ ( ગાય જેવો દેખાતો પીંડ ) જોવે છે, ત્યારે તે વાક્યાર્થના સ્મરણથી યુક્ત એવું જે ગોસાદૃશ્યથી વિશિષ્ટ એવા પીંડ વિષેનું જ્ઞાન થાય છે, તે ઉપમાન છે. કારણ કે, તે–જ્ઞાન–ઉપમિતીનું કરણ થાય છે.

**શંકાઃ**—ઉપમિતિ કઈ ? **સમાધાનઃ**—ગોસાદૃશ્યથી વિશિષ્ટ એવો પીંડ જોવા પછી 'આ પીંડને ગવય એમ કહેવો' એવા પ્રકારનું સંજ્ઞા અને સંજ્ઞી એમના માંહેલા સંબંધનું જે જ્ઞાન થાય છે તે. અર્થાત્ ગવય એ સંજ્ઞા એટલે નામ છે; અને એ સંજ્ઞા આપણે જેને આપીયે છિયે, એટલે ગવય શબ્દથી જે પ્રાણિનો નિર્દેશ કરવામાં આવે છે, તે સંજ્ઞી છે. હવે, ગવય એ સંજ્ઞા ખબર હોય છે, પરંતુ તેનાથી કયો પ્રાણિ નિર્દિષ્ટ કરવામાં આવે છે તે, એટલે સંજ્ઞી ખબર હોતો નથી; એવા સ્થળે સંજ્ઞા અને સંજ્ઞી એના માંહેલા સંબંધનું જ્ઞાન, એટલે અમુક એક વ્યક્તિને ગવય એમ કહે છે, એ જ્ઞાન ઉપમિતિ છે. ને તેજ ફ્લ છે ( જે કરણ હોય છે તેનાથી કાંઈ પણ ફ્લ ઉત્પન્ન થાય છે એવો નિયમ પૂર્વે કહેલો છે, તદનુસારે ઉપમાન એ કરણનું ફલ કયું ? એવી શંકા થતાં

તેના નિરસનાર્થે સંક્ષિસંબંધજ્ઞાન એ અહિં ફલ છે એમ કહ્યું છે. આ પ્રમાણે ઉપમાન વિષયક વિવેચન સંપૂર્ણ થયું.

આપ્તપુરૂષનુ જે વાક્ય તે શબ્દ ( પ્રમાણ ) છે. જેવું હોય તેવુંજ કહેનારો પુરૂષ તે આપ્ત છે. આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિ એ ત્રણેથી યુક્ત એવા પદનો જે સમુદાય તે વાક્ય છે. એમ હોવાથી ' ગાય, ઘોડો, પુરૂષ, હાથી ' એ પદો મળીને વાક્ય થતું નથી. કારણ કે એમનામાં પરસ્પરને પરસ્પરની આકાંક્ષા નથી. ' ગાયને લઈ આવ ' એ વાક્યમાં ' ગાયને ' એટલો શબ્દ સાંભળતાંજ ' ગાયનું શું કરવું ? તેને લઈ આવવી, કે લઈ જવી, કે તેનું બીજું કાંઈ કરવું ? ' એ જાણવાની ઈચ્છા ઉત્પન્ન થાય છે, કિંવા ' લઈ આવ ' એટલો શબ્દ સાંભળીએ તો શું લઈ આવવાનું, એ જાણવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. એવી ઇચ્છા ' ગાય ઘોડો પુરૂષ હાથી ' એ માંહેલા એકેથી ઉત્પન્ન થતી નથી. માટે જે પદ વિના જે પદનો અન્વય થઈ શકતો નથી, તે પદનો તે પદના સાથે સહવર્તમાનપ્રયોગ કરેલો હોય તો તેમાં આકાંક્ષા છે એમ જાણવું. તેમજ ' અગ્નિથી સિંચન કરવું ' એ શક્ય હોતું નથી. કારણ કે ત્યાં યોગ્યતા નથી. અર્થાત્ અગ્નિ અને સિંચન એમનો પરસ્પર અન્વય થવાની યોગ્યતા તે પદોમાં નથી. તે આ પ્રમાણેઃ—' અગ્નિથી એ તૃતીયાના યોગથી સિંચનરૂપ કાર્યનું અગ્નિ એ કરણ ( જે સાધન વડે કોઈ પણ ક્રિયા કરવામાં આવે છે, તે તેનું કરણ છે; જેમ, ' કુહાડીથી વૃક્ષ તોડે છે ' કિંવા ' તરવારથી શત્રૂને કાપે છે ' આ વાક્યમાં કુહાડી અને તલવાર એ કરણો છે. તેમજ અગ્નિ એ અહિં કરણ છે. ) છે એમ પ્રતિપાદન કરાય છે. ને અગ્નિ એ તો સિંચનનું કરણ થવાને યોગ્ય નથી. માટે યોગ્યતા નહી હોવાથી અગ્નિ અને સેક એમનામાં કાર્યકરણરૂપ સંબંધ સંભવતો નથી. ને તેથી ' અગ્નિથી સિંચન કરવું ' એ વાક્ય થઈ શકતું નથી. તેમજ ' ગાયને લઇ આવ ' એ માંહેલું એક એક પદ પ્રહરે પ્રહરે ઉચ્ચારીયે, તો તે પદો મળીને વાક્ય થશે નહીં. કારણ કે તે પદોમાં પરસ્પરાકાંક્ષા અને પરસ્પરના સાથે અન્વય થવાની યોગ્યતા એ જો કે હશે, તો પણ તેમનામાં પરસ્પર સાંનિધ્ય નથી. ને જે આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિ એમના વડે યુક્ત એવા પદો હોય છે, તેજ મળીને વાક્ય થાય છે. ઉદાહર-

ણાર્થઃ—સ્વર્ગ મેળવવાની જેને ઇચ્છા છે, તેણે જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવો, ઇત્યાદિ; કિંવા નદીના કાંઠે પાંચ ફળ છે, ઇત્યાદિ; કિંવા પૂર્વોક્ત 'ગાયને લઈ આવ' આ પદ વિલંબ ન લગાડતા ઉચ્ચારાય તો જે વાક્ય થાય છે તે.

**શંકા**—પદો સાકાંક્ષ થઈ શકે નહીં. અર્થ સાકાંક્ષ છે. કારણ કે, ફલાદિક જે આધેયપદાર્થ છે, તેમને તીરાદિક આધારની આકાંક્ષા હોય છે. અને વિચાર કરિને જોતાં અર્થ પણ સાકાંક્ષ થઈ શકતો નથી. કારણ કે, આકાંક્ષા એ ઇચ્છારૂપ હોવાથી તે માત્ર ચેતનનોજ ધર્મ હોઈ શકે. **સમાધાનઃ**—આ શંકા ખરી છે. પરંતુ અમો એમ કહિયે છિયે કે, અર્થ એ શ્રોતાના મનમાં પરસ્પરને માટે આકાંક્ષા ઉત્પન્ન કરે છે, માટે તેમને સાકાંક્ષ કહે છે (અર્થાત્ આકાંક્ષા એટલે ઇચ્છા એ અર્થના વિષે ઉત્પન્ન થાય છે, તેથી અમો અર્થ સાકાંક્ષ છે એમ માનીએ છિએ, એમ નથી; તો અર્થ એ આકાંક્ષાને ઉત્પન્ન કરવાને કારણભૂત થાય છે, એવી દૃષ્ટીએ તે સાકાંક્ષ છે એમ અમો માનીયેછિયે); અને અર્થના દ્વારાએ અર્થપ્રતિપાદકપદો પણ સાકાંક્ષ છે, એમ લક્ષણાવડે કહેવામાં આવે છે. કિંવા પદોજ એક અર્થનું પ્રતિપાદન કરિને બીજા અર્થ વિષેની આકાંક્ષા ઉત્પન્ન કરે છે, માટે લક્ષણાથી તે સાકાંક્ષ છે. એમજ સાકાંક્ષ જે અર્થ તેજ પરસ્પરના સાથે અન્વિત થવાને યોગ્ય હોય છે. અને તેમના દ્વારાએ પદોને પણ યોગ્યતા હોય છે, એમ લક્ષણાથી કહેવામાં આવે છે (શબ્દના અર્થ બે પ્રકારના હોય છે; એક મુખ્ય અને બીજો ગૌણ કિંવા લાક્ષણિક. 'ગંગાનુ જલ પવિત્ર છે' આ વાક્યમાં ગંગા શબ્દનો મુખ્યાર્થે પ્રયોગ કરેલો છે. પરંતુ 'ગંગા ઉપર નેસડો છે.' અહીં ગંગા શબ્દનો મુખ્યાર્થ જે પ્રવાહ તે સંભવતો નથીઃ કારણ કે, પ્રવાહમાં નેસડો કેમ હોઈ શકે? માટે મુખ્યાર્થની સાથે કોઈ પણ રીતે સંબંદ્ધ એવો બીજો કોઈ પણ અર્થ અહીં લગાડવો જોઇએ; તે એમ કે, ગંગા ઉપર એટલે ગંગાના તીર ઉપર નેસડો છે. તેથી જેમ 'ગંગા' એ શબ્દ મુખ્યાર્થથી પ્રવાહનેજ લાગતાં છતાં લક્ષણાથી તીરને પણ લગાડાય છે, તેમજ પ્રકૃત સ્થલે 'યોગ્ય' એ વિશેષણ મુખ્યાર્થથી અર્થનેજ લાગે છે ખરૂં, તો પણ લક્ષણાથી તે પદને પણ લગાડવામાં આવે છે.) હવે,

સંનિધિ એટલે એકજ પુરૂષે વિલંબ ન લગાડતાં પદોનો ઉચ્ચાર કરવો એમ અર્થ છે. અને એ ધર્મ પદોને વિષે સાક્ષાતજ સંભવે છે; અર્થદ્વારા નથી. તેથી એકંદર એવો અર્થ નિષ્પન્ન થાય છે કે અર્થપ્રતિપાદનના દ્વારાએ શ્રોતાના મનમાં બીજા પદ વિષે કિંવા અર્થ વિષે જે આકાંક્ષા ઉત્પન્ન કરે છે, જે માંહેલા પરસ્પર અન્વયની પ્રતિતી થાય છે, અને તેથી જેને યોગ્યતા પ્રાપ્ત થાય છે એવા અર્થનું પ્રતિપાદન જે કરે છે, ને જે સંનિહિત હોય છે, એવા પદોનો જે સમૂહ તે વાક્ય છે ( **अर्थप्रतिपादनद्वारा श्रोतुः पदांतरविषयामर्थांतरविषयां वाकांक्षां जनयतां प्रतीयमानपरस्परान्वययोग्यार्थप्रतिपादकानां संनिहितानां पदानां समूहो वाक्यम्** ). અને પદ એટલે વર્ણોનો સમૂહ. અહિં એક જ્ઞાનનો વિષય થવું, એ સમૂહ શબ્દનો અર્થ છે. તેમજ વર્ણ નિત્યક્રમથી એક પછી એક આવે છે, અને ઉચ્ચરતા વેંતજ નાશ પામે છે: ને એકજ વખતે અનેક વર્ણોનો અનુભવ થવો એ તો અસંભવનીય છે. માટે એમ માનવું જોઇએ કે, પૂર્વ પૂર્વ વર્ણોનો અનુભવ થયા પછી અંત્યવર્ણના શ્રવણકાલે પૂર્વ પૂર્વ વર્ણના અનુભવથી ઉત્પન્ન થયેલા સંસ્કારથી યુક્ત, ને અંત્ય વર્ણના સાથે સંબદ્ધ, અને પદોની વ્યુત્પત્તિ એટલે તેની શક્તનું જ્ઞાન એનાથી અનુગૃહીત એવા શ્રોત્રેંદ્રિયના દ્વારે અસ્તિત્વમાં રહેનારા અને ન રહેનારા એવા અનેક વર્ણોનું એકજ વખતે અવગાહન કરનારૂં પદજ્ઞાન ઉત્પન્ન થાય છે. કારણ કે, ત્યાં સહકારી દૃઢ હોય છે. પ્રત્યભિજ્ઞામાં પણ એમજ થાય છે. કારણ કે, પ્રત્યભિજ્ઞાનરૂપ પ્રત્યક્ષ થાય છે ત્યારે પણ નાશ પામેલી પૂર્વાવસ્થા સ્ફુરણ થાય છે. પછી પૂર્વ પદના અનુભવથી ઉત્પન્ન થયેલા સંસ્કાર વડે યુક્ત, અને અંત્ય પદની સાથે સંબદ્ધ, ને પદાર્થના જ્ઞાનવડે અનુગૃહીત, એવા શ્રોત્રેંદ્રિયના દ્વારા અનેક પદોનું અવગાહન કરનારૂં વાક્યજ્ઞાન ઉત્પન્ન થાય છે. એવા પ્રકારનું જે એ વાક્ય તેનો આપ્ત પુરૂષે પ્રયોગ કર્યો હોય, તો તે શબ્દનામક પ્રમાણ થઈ શકે છે. એનું ફલ, વાક્ય માંહેલા અર્થનું જ્ઞાન છે. તે એ શબ્દપ્રમાણનું લક્ષણ લોકમાં અને વેદમાં સરખુંજ છે. લોકમાં એટલોજ માત્ર વિશેષ છે કે, કોઈ એકાદ આપ્તપુરૂષ હોય છે, સર્વજ કાંઈ આપ્ત હોતા નથી. માટે આપ્ત પુરૂષે ઉચ્ચારેલું જેટલું લૌકીક વાક્ય તેટલુંજ માત્ર પ્રમાણ

હોઈ શકે છે; સર્વ થઈ શકતા નથી. ને વેદ એ પરમાત્મા જે શ્રીપરમેશ્વર તેણે કરેલા હોવાથી તે માંહેલા સર્વ વાક્યો પ્રમાણ છે. કારણ કે, સર્વ વેદ આપ્તવાક્યજ છે. આ પ્રમાણે ચારે પ્રમાણોનું વિવેચન થયું. એમનાથી અન્ય પ્રમાણ નથી. કારણ કે, જે બીજા પ્રમાણ છે તેમનો આ ચારમાંજ અંતર્ભાવ થાય છે.

**શંકાઃ**—અર્થાપત્તિ એ પણ એક ભિન્ન પ્રમાણ છે. તે આ પ્રમાણેઃ—પુષ્ટ થયેલો દેવદત્ત દિવસે જમતો નથી, એમ જોવા પછી, કિંવા સાંભળ્યા પછી, તે રાત્રે જમતો હશે, એવી કલ્પના કરવામાં આવે છે. કારણકે, જે દિવસે જમતો નથી તેના વિષે રાત્રે જમવા વિના પુષ્ટત્વ સંભવતું નથી. માટે પુષ્ટત્વ એ બીજા કોઈપણ પ્રકારે ઉપપન્ન થતું ન હોવાથી, ફલિત થયેલી જે અર્થાપત્તિ તેજ રાત્રિભોજનને પ્રમાણ છે. એ પ્રમાણ પ્રત્યક્ષાદિકથી ભિન્ન છે. કારણકે, રાત્રિભોજન એ પ્રત્યક્ષાદિકથી જાણવામાં આવતું નથી. **સમાધાનઃ**—એમ કહેશોમાં, કારણકે, રાત્રિભોજન એ અનુમાનવડે જાણવામાં આવે છે. તે આ પ્રમાણેઃ—એ દેવદત્ત રાત્રે જમે છે. કારણકે, દિવસે જમતો નહીં છતાં પણ તે પુષ્ટ છે. જે રાત્રે જમતો નથી, તે દિવસે પણ નહિ જમતો હોય તો કોઈ વખતે પણ પુષ્ટ થતો નથી; જેમ દિવસે અને રાત્રે ન જમનારો કોઈ પુરૂષ. એ તેવો—અપુષ્ટ—નથી. માટે તેવો—રાત્રે ન જમનાર એવો—નથી. આ પ્રમાણે કેવલવ્યતિરેકિઅનુમાનથીજ રાત્રિભોજન વિષેનું જ્ઞાન સંભવતા છતાં, અર્થાપત્તિ એ ભિન્ન પ્રમાણ છે, એવી કલ્પના શું કરવા કરવી ?

**શંકાઃ**—અભાવ ( અનુપલબ્ધિ એમ આ પ્રમાણનું બીજું નામ છે ) એ નામનું પણ બીજું એક ભિન્ન પ્રમાણ છે ને અભાવનું જ્ઞાન થવા સારૂ તેનો અંગીકાર કરવો જોઇએ. તે આ પ્રમાણેઃ—ઘટાદિકના અનુપલબ્ધિથી ઘટાદિકના અભાવનું ગ્રહણ થાય છે. અનુપલબ્ધિ એટલે ઉપલબ્ધિનો અભાવ. એવી રીતે અભાવરૂપ પ્રમાણથી ઘટાદિકના અભાવનું જ્ઞાન થાય છે. **સમાધાનઃ**—એ શંકા યોગ્ય નથી. કારણ કે, 'અહિં—ભૂતલ ઉપર—ઘટ હોય તો ભૂતલની પેઠે દેખાત' એવા પ્રકારના તર્કના સહાયથી અને અનુપલબ્ધિથી યુક્ત એવા પ્રત્યક્ષથીજ અભાવનું જ્ઞાન થતાં છતાં અભાવ એ ભિન્ન પ્રમાણ શું કરવા જોઇએ !

**શંકાઃ**—ઇંદ્રિયોનો જે વસ્તૂના સાથે સંબંધ થાય છે, તે વસ્તૂનું માત્ર ઇંદ્રિયોથી જ્ઞાન થાય છે એવો નિયમ છે. કારણકે, ઇંદ્રિયો એ જે અર્થે જ્ઞાનના કારણો છે, તે અર્થે તે વસ્તૂપ્રત્યે પ્રાપ્ત થયા પછી જ જ્ઞાન ઉત્પન્ન કરે છે; ઉદાહરણાર્થે:—આલોક—પ્રકાશ. કિંવા એમ કહિયે કે, નેત્ર અને કર્ણ એ વસ્તૂ પ્રત્યે પ્રાપ્ત થયા પછી જ્ઞાન ઉત્પન્ન કરે છે; કારણ કે, તે બાહ્યઇંદ્રિયો છે. ઉદાહરણાર્થે, ત્વગિંદ્રિય વિગેરે. અને ત્વગાદિક વસ્તૂ-પ્રત્યે પ્રાપ્ત થયા પછી જ જ્ઞાન ઉત્પન્ન કરે છે, એ વાત તો ઉભયપક્ષને પણ સંમત છે. પરંતુ ઇંદ્રિય અને અભાવ એમનામાં તો કોઇપણ સંબંધ થઇ શકતો નથી. કારણ કે, સંબંધ બે પ્રકારનો છેઃ—એક સંયોગ અને બીજો સમવાય. ને એ બંને સંબંધ ઇંદ્રિયો અને અભાવ એમનામાં નથી. કારણ કે, સંયોગ એ બે દ્રવ્યોમાં જ સંભવે છે એવો નિયમ છે. અને અભાવ એતો દ્રવ્ય નથી. તેમ જ ઇંદ્રિયો અને અભાવ એ પરસ્પર અયુ-તસિદ્ધ નહિ હોવાથી તેમનામાં સમવાયસંબંધ પણ સંભવતો નથી. અને જેમનામાં અયુતસિદ્ધત્વ હોય છે તેતો ભાવપદાર્થ હોવા જોઇએ. હવે, વિ-શેષણવિશેષ્યભાવવિષે કહેશો, તો તે સંબંધ જ થઇ શકતો નથી. કારણકે, તે ભિન્ન, ઉભયાશ્રિત અને એક એવો નથી. ને સંબંધ કહિએ એટલે તો જે બેમાં તે હોય છે તે સંબંધીથી ભિન્ન, પણ તેમના ઉપર અવલંબિને રહેનારો અને એક એવો હોય છે, ઉદાહરણાર્થે, ભેરી અને દંડ એમનો સંયોગ જુવો. તે ભેરી અને દંડ એમનાથી જુદો, પણ તે બેના આશ્રયે રહેનારો અને એક એવો છે. પરંતુ વિશેષણવિશેષ્યભાવ એવો નથી. કા-રણકે દંડ અને પુરૂપ એમનામાં રહેલો ( દંડવાન્ પુરૂપ આ સ્થલે દંડ એ વિશેષણ છે ) તે વિશેપણવિશેષ્યભાવ તેમનાથી ભિન્ન હોતો નથી. કારણ કે, દંડનું વિશેષણત્વ એ દંડથી કાંઇ ભિન્ન પદાર્થ છે એમ નથી, તો તે તેનું સ્વરૂપ જ છે. હવે અભાવ એ પણ વિશેષણ છે ( ઘટાભાવવાન્ ભૂ-તલ છે એટલે ભૂતલ ઉપર ઘટ નથી, એ વાક્યમાં અભાવ એ વિશેષણ છે ) અને દ્રવ્યાદિક પૈકી કોઇપણ પદાર્થ અભાવના વિષે રહેવાનો સંભવ નથી. માટે એમ નિષ્પન્ન થાય છે કે, પોતાના યોગથી અમુક એક પદાર્થ વિશેષિત થયો છે, એવી કલ્પના મનમાં ઉત્પન્ન કરનારૂં, જે કાંઈ અભા-વનું સ્વરૂપ, તે જ તેનું વિશેષણત્વ છે. વિશેષણત્વ એ તેનાથી કાંઇ ભિન્ન

પદાર્થ છે એમ નથી. વ્યાપ્યવ્યાપકત્વ, કાર્યકારણત્વ ઇત્યાદિકને વિષે પણ એમજ વ્યવસ્થા સમજવી. કારણકે, અગ્નિઆદિક પદાર્થોનું વ્યાપકત્વ એ-ટલે શું, તો પોતાની સાથે અમુક એક પદાર્થ નિત્યસાહચર્યથી રહે છે, એવા પ્રકારની બુદ્ધિ ઉત્પન્ન કરનારૂં જે કાંઇ તેનું સ્વરૂપ તે છે. તેમજ તંતૂ આદિક વસ્તૂના વિષે જે કારણત્વ કરિને હોય છે, તે કાર્ય હશે ત્યારે હોવું અને કાર્ય નહિ હશે ત્યારે ન હોવું, એવા પ્રકારનું જે તેનું સ્વરૂપ, તે જ છે. તે કાંઈ તેમનાથી ભિન્ન પદાર્થ નથી. હવે, અભાવને વિષે પણ વ્યાપકત્વ અને કારણત્વ એ છે. પરંતુ સામાન્યાદિકનો અભાવને વિષે સંભવ હોતો નથી. માટે વ્યાપકત્વ વિગેરે એ અભાવથી ભિન્ન હોઇ શકતા નથી. ( અહિં વિશેષણવિશેષ્યભાવ એ સંબંધ નથી એ મુખ્યતઃ પ્રતિપાદન કરવાનું છે. વ્યાપ્યવ્યાપકત્વ, કાર્યકારણત્વ ઇત્યાદિક વિષે વિવેચન કરવાનું અહિં વાસ્તવિક રીતે જોતાં કાંઇપણ કારણ નથી. પરંતુ તે જો સંબંધ છે એમ માનિએ તો પૂર્વોક્ત સંબંધનું લક્ષણ તેમના વિષે મળશે નહીં. માટે તેમનો સમાવેશ જેમાં થાય, એવું બીજું એકાદ લક્ષણ કરવું પડે. ને તે લક્ષણ કદાચિત્ વિશેષણવિશેષ્યભાવને વિષે પણ ઘટશે. માટે વ્યા-પ્યવ્યાપકત્વ વિગેરે સંબંધ નથી, એમ કહેલું છે. ' જ્યાં વન્હ્યભાવ હોય છે, ત્યાં ધૂમાભાવ હોય છે ' એટલે જ્યાં અગ્નિ હોતો નથી ત્યાં ધૂમ હોતો નથી, આ સ્થળે અભાવના વિષે વ્યાપકત્વ છે. અને ઘટપ્રાગભાવ એ ઘટોત્પત્તીના કારણ પૈકી એક કારણ છે; એવા સ્થળે અભાવના વિષે કા-રણત્વ પણ હોય છે. પરંતુ વ્યાપકત્વ હો કે, કારણત્વ હો, તે કાંઈ અ-ભાવથી ભિન્ન પદાર્થ છે, એમ તો છેજ નહિ. કારણ કે, અભાવના વિષે બીજો કોઈ પણ પદાર્થ રહિ શકે નહિ. ) માટે આ પ્રમાણે વિશેષણવિષે-ષ્યભાવ એ વિશેષણ અને વિશેષ્ય એમના સ્વરૂપથી ભિન્ન હોતો નથી એ સિદ્ધ થયું. તેમજ તે ઉભયાશ્રિત પણ નથી. કારણ કે, વિશેષણ ઉપર વિ-શેષણત્વ માત્ર રહે છે, વિશેષ્યત્વ રહેતું નથી. તેમજ વિશેષ્ય ઉપર વિશે-ષ્યત્વ માત્ર રહે છે, વિશેષણત્વ રહેતું નથી. વળી વિશેષણવિશેષ્યભાવ એ એક પણ નથી. કારણ કે, વિશેષણ અને વિશેષ્ય એમનો ભાવ એમ તે સમાસનો વિગ્રહ કરતાં, એ દ્વંદ્વસમાસના અંતે ઉપયોજેલો જે ' ભાવ ' શબ્દ તેનો વિશેષણ અને વિશેષ્ય એ પ્રત્યેકની સાથે સંબંધ

લગાડવો જોઇએ ( કારણ કે, વ્યાકરણનો એવો નિયમ છે કે, દ્વંદ્વસમાસના અંતે જે પદ હોય તેનો તે દ્વંદ્વસમાસ માંહેલા પ્રત્યેક અવયવની સાથે અન્વય થાય છે. જેમ, બ્રાહ્મણક્ષત્રિયવૈશ્યશૂદ્રકર્મ, અહિં બ્રાહ્મણોનું કર્મ, ક્ષત્રિયોનું કર્મ, ઇત્યાદિ, એવો અર્થ થાય છે. ) અને એમ કરિયે એટળે વિશેષણભાવ અને વિશેષ્યભાવ એવો અર્થ પ્રાપ્ત થાય છે. તેથી એ બે થયા. ને સંબંધ તો એકજ હોય છે. માટે વિશેષણવિશેષ્યભાવ એ સંબંધ નથી. તેમજ વ્યાપ્યવ્યાપકભાવ આદિક પણ સંબંધ નથી. તેમને સંબંધ એ શબ્દ જે યોજવામાં આવે છે, તે લક્ષણાથી છે. કારણ કે, બે પદાર્થોથી નિરૂપિત થવું (–બે પદાર્થોના જ્ઞાન ઉપર અવલંબિને રહેવું, એ સાધારણધર્મ બંનેમાં છે. કારણ કે, સંબંધને જેમ ભેરી અને દંડ એવું જ્ઞાન આવસ્યક છે, તેમજ વિશેષણ વિશેષ્યભાવને પણ દંડ અને પુરૂષ કિંવા અભાવ અને ભૂતલ એવું જ્ઞાન આવસ્યક છેજ. ) એ સાધર્મ્ય બંનેમાં છે. આ પ્રમાણે ઇંદ્રિયો સાથે અસંબદ્ધ રહેનારો જે અભાવ તેનું ગ્રહણ ઇંદ્રિયોથી થવું સંભવતું નથી. **સમાધાનઃ**—એ શંકા ખરી છે. પરંતુ એ જે વ્યાપ્તિ તેં દર્શાવી છે, તે ભાવપદાર્થોને અનુલક્ષીને છે. ઇંદ્રિય જ્યારે ભાવપદાર્થોનું જ્ઞાન કરિ આપે છે, ત્યારે તે તે પદાર્થ પ્રત્યે પ્રાપ્ત થઇનેજ તે કરે છે. પરંતુ અભાવનું જ્ઞાન કરિ આપવાના સમયે પણ એજ રીતે કરિ આપે છે એમ નથી. તો અભાવનું જ્ઞાન કરિ આપવાના સમયે ઇંદ્રિય એ વિશેષણવિશેષ્યભાવના દ્વારાએજ જ્ઞાન ઉત્પન્ન કરિ આપે છે એવો સિદ્ધાંત છે. હવે, ઇંદ્રિય અભાવના સાથે સંબદ્ધ નહિ હોય તો પણ અભાવનું ગ્રહણ થાય છે એમ માનતા અતિપ્રસંગદોષ (–અતિવ્યાપ્તિ એ દોષ આવશે. તે એમ કે, જ્યાં ઇંદ્રિય સંબંધ થતો હશે ત્યાંજ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે એમ નથી. કારણ કે, અભાવપ્રત્યક્ષ એ ઇંદ્રિયસંબંધ વિનાજ થાય છે. તેથી આપણે કોઈ વખતે પણ ન જોયેલો પદાર્થ પણ આપણને પ્રત્યક્ષ થવા લાગશે, એ અતિપ્રસંગ દોષ છે. ) આવશે ખરો, પરંતુ અભાવનું ગ્રહણ થવાને વિશેષણ વિશેષ્યભાવની આવસ્યકતા હોવાથી, તે દોષનું નિરસન થઈ શકે છે ( ઇંદ્રિય સંબંધ ન થતો હોય તે પણ વિશેષણવિશેષ્યભાવ અવસ્ય જોઇતો હોવાથી, જ્યાં તે વિશેષણવિશેષ્યભાવ હશે, ત્યાંજ અભાવપ્રત્યક્ષ થશે, ઇતરત થશે નહી. ને તેથી અતિપ્રસંગ

દોષ પ્રાપ્ત થશે નહી.) વળી એ દોષ પૂર્વપક્ષના મત ઉપર પણ આવી શકે છે (કારણ કે, પૂર્વપક્ષી જે મીમાંસક તથા વેદાંતી તે અનુપલબ્ધી પ્રમાણથી અભાવ ગ્રહણ થાય છે એમ માને છે. તેઓને પણ સર્વત્ર અભાવજ્ઞાન થતું નથી, કેટલાએક વિ ક્ષિત સ્થળેજ થાય છે, એનું કારણ શું? માટે તેઓએ પણ એ વિશેષણ વિશેષ્યભાવ માનવો ભાગ છે). અને જ્યાં ઉભય પક્ષના મતમાં એકાદ દોષ સરખોજ આવે છે, ને તેનો પરિહાર પણ સરખોજ હોય છે, ત્યાં તે દોષ વિષેનો પ્રશ્ન એક પક્ષે બીજાને પુછવો યોગ્ય નથી.

હવે પ્રામાણ્યના પરતસ્ત્વ વિષે વિવેચન કરિયેઃ—જલાદિકનું જ્ઞાન થાય એટલે જે જ્ઞાન થયું તે પ્રમાણ છે. એમ જાણીને કોઈ જલ આણવાને પ્રવૃત્ત થાય છે; અને કોઈ જલજ્ઞાન થયું, તે ખરૂં છે કે ખોટું છે, એ વિષે મનમાં સંદેહ છતા જલ આણવાને પ્રવૃત્ત થાય છે. ને પ્રવૃત્તિ પછી જલ પ્રાપ્ત થાય તો 'મને જે જલજ્ઞાન થયું હતું તે ખરૂં છે' એમ મનમાં સમજે છે. એમ બે પ્રકારની વસ્તુગતિ છે. ત્યાં એક પક્ષનું એમ કહેવું છે કે, પ્રવૃત્તિ થવાના પૂર્વેજ જ્ઞાનપ્રામાણ્ય વિષે નિશ્ચય થાય છે (જલજ્ઞાન થયું તે ખરૂં નહી હોય તો કેવળ મૃગજલ આણવા સારૂ જવાને કોઈ પણ પ્રવૃત્ત થશે નહી) ને પછી મનુષ્યની પ્રવૃત્તિ થાય છે. કારણ કે, પ્રામાણ્ય વિષેનો નિશ્ચય સ્વતઃજ થઈ શકે છે. એનો અર્થ એમ છે કે, જેના યોગથી જ્ઞાનનું ગ્રહણ થાય છે, તેનાજ યોગથી જ્ઞાનગતપ્રામાણ્યનું પણ ગ્રહણ થાય છે. જ્ઞાનનો ધર્મ જે પ્રામાણ્ય તેનું ગ્રહણ કરાવનાર જ્ઞાનનું ગ્રહણ કરાવનારથી ભિન્ન હોતો નથી. તેથી જ્ઞાનનું ગ્રહણ કરાવનાર વિના બીજા કોઇની અપેક્ષા નહોવી, એજ પ્રામાણ્યનું સ્વતસ્ત્વ છે. હવે, જ્ઞાનનું ગ્રહણ પ્રવૃત્તિના પૂર્વેજ થયેલું હોવું જોઇએ. નહિ તો તે જ્ઞાન પ્રમાણ છે કિંવા અપ્રમાણ છે, એવા પ્રકારાનો સંદેહ ક્યાંથી સંભવે? કારણ કે, જે ધર્મી (અહિં જ્ઞાન એ ધર્મી છે. ને તેનું ગ્રહણ થયા વિના તે ખરૂં છે કે ખોટું છે, એવો તે જ્ઞાન વિષે સંદેહ ઉત્પન્ન થઈ શકશે નહીં) હોય છે તેનું જ્ઞાન થયા વિના તે વિષે સંદેહ ઉત્પન્ન થઈ શકતો નથી. માટે પ્રવૃત્તિના પૂર્વે પદાર્થનું જ્ઞાન થયેલું હોય છે એમ માનિયે નહિ તો જ્ઞાતતાનામક જે ધર્મ તે પદાર્થમાં ઉત્પન્ન થાય છે તે

અનુપપન્ન થઈ પડશે, માટે તે અનુપપત્તિના લિધે ઉત્પન્ન થયેલી જે અર્થાપત્તિ તેના યોગથી પ્રવૃત્તિના પૂર્વેજ જ્ઞાનનું ગ્રહણ થયેલું હોવું જોઇએ, એમ સિદ્ધ થાય છે. ને જ્ઞાનગતપ્રામાણ્યનું ગ્રહણ અર્થાપત્તિથીજ થાય છે અને ત્યાર પછી પુરૂષની પ્રવૃત્તિ થાય છે. પરંતુ પ્રથમ ફક્ત જ્ઞાનનુંજ ગ્રહણ થાય છે ને પ્રવૃત્તિ પછી ફલ પ્રાપ્તિ થઈ, એટલે જ્ઞાન વિષેના પ્રામાણ્યનો નિશ્ચય થાય છે, એમ તો નથીજ. એનું પ્રત્યુત્તર એ છે કેઃ—જ્ઞાતતા વિષે અમસ્થિ ( જ્ઞાન પૂર્વે ઉત્પન્ન થયેલું હોય છે એમ માનિયે નહીં તો ) અનુપપત્તિ આવે છે, માટે તેના લિધે ઉત્પન્ન થયેલી અર્થાપત્તિ ઉપરથી જ્ઞાનનું ગ્રહણ થાય છે, એમ જે કહેવામાં આવ્યું છે એજ આપણા મતે ભૂલ ભરેલું છે, તો પછી તે અર્થાપત્તિના યોગથી પ્રામાણ્યનું ગ્રહણ થતું એ તો દૂરજ રહ્યું. કારણ કે, પરપક્ષના કહેવાનો એવો અભિપ્રાય છે કે, ઘટાદિક વિષે જ્ઞાન ઉત્પન્ન થયું એટલે 'આ ઘટ મને જ્ઞાત થયો' એવા પ્રકારના ઘટના જ્ઞાતત્વનો નિશ્ચય થાય છે. તે ઉપરથી જ્ઞાન ઉત્પન્ન થયું એટલે જ્ઞાતતાનામક કોઈ એક ધર્મ ઉત્પન્ન થાય છે, એમ અનુમાન નિકળે છે. ને એ જ્ઞાતતાનામક ધર્મ જ્ઞાનના પૂર્વે ઉત્પન્ન થયેલ હોતો નથી, જ્ઞાન ઉત્પન્ન થયા પછી ઉત્પન્ન થાય છે, એવા પ્રકારના અન્વયવ્યતિરેક ઉપરથી તે જ્ઞાનથી જ ઉત્પન્ન થાય છે એમ ઠરે છે. માટે જ્ઞાનથી જ ઉત્પન્ન થનારો એ જ્ઞાતતાનામક ધર્મ જ્ઞાન વિના ઉત્પન્ન થશે નહીં. કારણ કે, કારણ નહિ હોય તો કાર્યની ઉત્પત્તિ થતી નથી. તેથી અર્થાપત્તિના દ્વારાએ પોતાનું કારણ જે જ્ઞાન તે પૂર્વે હોવું જોઇએ એમ જ્ઞાતતા ઉપરથી આક્ષિપ્ત થાય છે. પરંતુ એમ માનવું યુક્ત નથી. કારણ કે, જ્ઞાનનો વિષય હોવો એનાથી વ્યતિરિક્ત એવો કોઈ જ્ઞાતતા એ પદાર્થ છે એમ છેજ નહીં.

**શંકાઃ**—( મીમાંસકપક્ષે )—ઘટાદિક એ જ્ઞાનનો વિષય થાય છે એમ જ્યારે તમો નૈયાયિક કહો છો, ત્યારે ઘટજ્ઞાન વડે ઘટને વિષે ઉત્પન્ન થયેલી જે જ્ઞાતતા તેનો આધાર ઘટ થાય છે, એમજ તેનો અર્થ છે. કારણ કે, તાદાત્મ્યસંબંધથી (—ઘટ અને તેનું જ્ઞાન એ પરસ્પરથી ભિન્ન નથી, તો એકજ છે, એમ માનિયે તો તેમનામાં તાદાત્મ્યસંબંધ રહિ શકશે ) તે ઘટને વિષયતા પ્રાપ્ત થઈ શકતી નથી. કારણ કે, ઘટ

અને તેનું જ્ઞાન એનામાં તાદાત્મ્ય હોય છે, એમ તમો માનતા નથી. ઘટ એ ઘટજ્ઞાનને ઉત્પન્ન કરે છે માટે તેને વિષયત્વ પ્રાપ્ત થાય છે એમ માનિયે, તો ઈંદ્રિયાદિક પણ ઘટજ્ઞાન ઉત્પન્ન થવાને કારણભૂત હોય છે, ને તેના લિધે તેમના વિષે પણ વિષયત્વ પ્રાપ્ત થશે. તેથી એવું અનુમાન કરવું પડે છે કે, જ્ઞાનના યોગથી ઘટના વિષે એવો કોઈ એક ધર્મ ઉત્પન્ન થાય છે કે, જેના લિધે ઘટ એ જ તે જ્ઞાનનો વિષય થઈ શકે છે, ને બીજો કોઈ પણ થઈ શકતો નથી. આ ઉપરથી એમ માનિયે નહીં તો વિષયત્વ ઉપપન્ન થશે નહીં, માટે જ જ્ઞાતતાનામક કોઈએક ધર્મ ઉત્પન્ન થતો હોવો જોઇએ એ સિદ્ધ થાય છે. તેથી આ વાતને કેવળ પ્રત્યક્ષ જ પ્રમાણ છે, એમ નથી (તો પૂર્વોક્ત વાક્યમાં દર્શાવેલી અર્થાપત્તિ કિંવા અનુમાન એ પણ બીજું પ્રમાણ છે). **સમાધાનઃ**—એમ કહેવું યોગ્ય નથી. કારણ કે, પદાર્થ અને જ્ઞાન એમનામાં એવો જ કોઈ એક ધર્મ છે કે, તેના યોગથી પદાર્થ એ વિષય અને તત્સંબંધિજ્ઞાન એ વિષયી થાય છે. ને એમ માનિયે નહીં, તો ભૂત અને ભવિષ્ય કાળનો કોઈ પણ પદાર્થ જ્ઞાનનો વિષય થશે નહીં: કારણ કે, જ્ઞાનના યોગથી તે પદાર્થમાં જ્ઞાતતાનામક ધર્મ ઉત્પન્ન થવો એ કેમ સંભવશે? (અહિં પદાર્થ એ ધર્મી અને તેમાં ઉત્પન્ન થનારી જે જ્ઞાતતા તે ધર્મ છે. જે પદાર્થ પૂર્વે થઈ ગયો કિંવા આગળ થવાનો છે, એટલે વર્તમાનકાળે અસ્તિત્વમાં નથી, તેમાં જ્ઞાતતા ઉત્પન્ન થઈ શકતી નથી) વળી જ્ઞાતતા એ પણ જ્ઞાનનો વિષય હોવાથી ત્યાં પણ અતિપ્રસંગ (જે જ્ઞાનનો વિષય હોય છે, તે કેવળ જ્ઞાતતાનો આધાર હોય છે, એમ પૂર્વપક્ષમાં દર્શાવવામાં આવેલું છે. હવે તે જ નિયમ લઇને જ્ઞાતતાને લગાડિયે, તો તે જ્યારે જ્ઞાનવિષય થાય છે, ત્યારે તે વળી એક બીજી જ્ઞાતતાનો આધાર હોય છે, એમ અવશ્ય માનવું પડે છે; ને એ જે બીજી જ્ઞાતતા તે જાણવાને ત્રીજી જ્ઞાતતા જોઇએ; અને એવી રીતે અનવસ્થાદોષ આવે છે; એટલે એક જ્ઞાતતાને બીજીની અપેક્ષા, બીજીને ત્રીજીની, એ માલિકા ક્યારે પણ પુરી થવાની નથી, ને તેના લિધે કાંઈ નિયમિત વ્યવસ્થા થવાની નથી, એ અનવસ્થાનો અર્થ છે) આવશે ને તેથી અનવસ્થારૂપ દોષ પ્રાપ્ત થશે. વળી, બીજી જ્ઞાતતાની કલ્પના કર્યા વિના પણ સ્વભાવતઃજ

પેહેલી જ્ઞાતતાને જ્ઞાનવિષયત્વ આવી શકે છે, એમ કહિયે, તો ઘટાદિકના વિષે પણુ જ્ઞાતતા શું કરવા માનવી જોઇએ ? અથવા, જ્ઞાતતા ઉત્પન્ન થાય છે એમ પણુ ક્ષણુમાત્ર માનિયે, તો તેટલાથી જ્ઞાનનુ ગ્રહણુ થયું, તો પણુ જ્ઞાનપ્રામાણ્યનું ગ્રહણુ શાથી થશે ? હવે, જ્ઞાતતાથી માત્ર જ્ઞાનનું ગ્રહણુ થાય છે અને જ્ઞાતત્તાવિશેષથી (-કોઈ એક વિશેષ પ્રકારની જ્ઞાતતાથી, એ જ્ઞાતતા કઈ તે તેને આપેલા વિશેષણુથી જ સ્પષ્ટ થાય છે. ) જ્ઞાનપ્રામાણ્યનું ગ્રહણુ થાય છે એમ કહેશો, તો પછી તેનો અર્થ એ થયો કે, જ્ઞાતતાથી જ્ઞાનનું ગ્રહણુ થાય છે, અને સત્યજ્ઞાનની સાથે નિત્ય સાહચર્યથી રહેનારો ( જ્યાં જ્યાં ખરૂં જ્ઞાન હશે ત્યાં ત્યાં જે હોય છે અને જ્યાં જ્યાં ખોટું જ્ઞાન હોય છે ત્યાં ત્યાં જે હોતો નથી એવા પ્રકારનો જે જ્ઞાતતા વિશેષ તે ) જે જ્ઞાતતાવિશેષ તેના યોગથી પ્રામાણ્યનું ગ્રહણુ થાય છે, ને એમ છે તો પછિ જ્ઞાનનું ગ્રહણુ કરાવનારાથી જ પ્રામાણ્યનું પણુ ગ્રહણુ થાય છે, એ જે તમારૂં બોલવું તે ક્યાં ગયુ ? વળી સત્યજ્ઞાનની સાથે નિત્ય સાહચર્યથી રહેનારો એવો જે કોઈ એક જ્ઞાતતાવિશેષ, તેનું જ્ઞાન અને પ્રામાણ્ય એમનું સાથે જ ગ્રહણુ થાય છે, એમ કહેશો, તો અપ્રામાણ્ય વિષે પણુ એમજ કહેવાશે કે, અસત્યજ્ઞાનની સાથે નિત્ય સાહચર્યથી રહેનારો જે કોઈ એક જ્ઞાતતાવિશેષ તેના યોગથી જ્ઞાન અને પ્રામાણ્ય એનું પણુ સાથે જ ગ્રહણુ થાય છે. ને એવી રીતે અપ્રામાણ્યનું પણુ સ્વતઃજ ગ્રહણુ થવા લાગશે. વળી, એમ છતાં પણુ અપ્રામાણ્યનું બીજા દ્વારાએ ગ્રહણુ થાય છે એમ માનો છો, તો પછી તેમજ પ્રામાણ્યનું પણુ ગ્રહણુ બીજા દ્વારાએ થાય છે એમ માનવામાં શું હરકત છે ? બીજા દ્વારાએ એટલે જે સાધનથી જ્ઞાનનું ગ્રહણુ થાય છે તેનાથી ભિન્ન સાધન વડે એમ અર્થ સમજવો. હવે, અમારા મતે જ્ઞાનનું ગ્રહણુ માનસપ્રત્યક્ષથી થાય છે, ને પ્રામાણ્યનું અનુમાનથી થાય છે. કારણુ કે, જેને જલની અપેક્ષા હોય છે, એવા પુરૂષને જલજ્ઞાન થયા પછી જલ વિષે જે તેની પ્રવૃત્તિ થાય છે, તે સફળ કિંવા નિષ્ફળ એવા બે પ્રકારની છે. તે પૈકી જે પ્રવૃત્તિ સમર્થ હોય છે તે સફળ છે ને તે ઉપરથી જ્ઞાનના યથાર્થત્વ વિષે અનુમાન થાય છે. તેનો પ્રયોગ આ પ્રમાણેઃ—જે માટે વાદ છે એવું આ જલજ્ઞાન પ્રમાણુ છે. કારણુ કે, તેના સિધે થયેલી જે પ્રવૃત્તિ તે સફળ થઈ છે. અને જે પ્રમાણુ હોતું નથી,

તેના લિધે થયેલી પ્રવૃત્તિ સફળ હોતી નથી. ઉદાહરણાર્થે, મિથ્યાપ્રમાણ-થી થયેલી પ્રવૃત્તિ સફળ થતી નથી. એ કેવળ વ્યતિરેકિ અનુમાન છે. એમાં સફળપ્રવૃત્તિ કરાવનારૂં જે જલજ્ઞાન તે પક્ષ છે. ને તે જ્ઞાનનું પ્રામાણ્ય, એટલે યથાર્થત્વ, એ સાધ્ય છે. અહિં પ્રમાત્વ એ સાધ્ય છે એમ સમજવું નહીં. કારણ કે, તેમ લઇએ તો સ્મૃતિના વિષે વ્યભિચાર આવે છે (–જ્ઞાનના બે ભેદ છે, એક અનુભવ અને બીજો સ્મૃતિ. અનુભવના વળી બે ભેદ છે; એક પ્રમા, ને બીજો અપ્રમા. એ વિભાગ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે, પ્રમા એટલે પ્રમાણોથી પ્રાપ્ત થયેલું જે જ્ઞાન, તેમાં સ્મૃતિનો કોઈ વખતે પણ સમાવેશ થશે નહીં. તો સ્મૃતિ એ પ્રમાથી ભિન્ન જ છે. હવે, જે જ્ઞાન પ્રમા હોતું નથી તે ફલવત્પ્રવૃત્તિ કરાવતું નથી. એવી વ્યાપ્તિ કહેતાં સ્મૃતિરૂપજ્ઞાન એ પ્રમા નથી માટે તે પણ ફલવત્પ્રવૃત્તિ કરાવશે નહીં, એમ પ્રાપ્ત થાય છે. પરંતુ એ ખરૂં નથી. કારણ કે, એકાદ પદાર્થ જોવા પછી કેટલાએક દિવસ પછી તેની આપણને યાદ થઇને જો તે આણવા સારૂ આપણે જઇએ, તો આપણી તદ્વિષયક પ્રવૃત્તિ નિષ્ફળ થશે જ એમ નથી.). અને સમર્થ એટલે સફળ પ્રવૃત્તિ કરાવવી એ હેતુ છે. એવા પ્રકારના કેવળવ્યતિરેકિઅનુમાનથી અનભ્યાસદશા માંહેલાં જ્ઞાનના પ્રામાણ્યનો બોધ થાય છે. ને પછી પૂર્વોક્ત દૃષ્ટાંત ઉપરથી અને તજ્જાતિયત્વ એ લિંગ ઉપરથી અન્વયવ્યતિરેકિ અનુમાનથી અભ્યાસદશા માંહેલાં અન્ય જ્ઞાનનું પ્રામાણ્ય પ્રવૃત્તિના પૂર્વે પણ જાણવામાં આવે છે (–પ્રથમ જે અનુમાન કરવામાં આવે છે તે પ્રવૃત્તિ પછી કરાય છે ને તે કેવળ વ્યતિરેકિ હોય છે. ને ત્યાર પછી જે અનુમાનો કરવામાં આવે છે તેઓ અન્વયવ્યતિરેકિ થઈ શકે છે. કારણ કે, પ્રથમ અનુમાનના વખતે જ જો અન્વયવ્યતિરેકિ અનુમાન કરિયે, તો ત્યાં અન્વય દૃષ્ટાંત હોતો નથી. માટે પ્રથમ સમયે કેવળવ્યતિરેકિઅનુમાનનું જ અવલંબન કરવું પડે છે. પરંતુ ત્યાર પછી એટલે અભ્યાસદશામાં પૂર્વના વખતનો દૃષ્ટાંત લઈ શકાય છે, ને તેથીજ અન્વયવ્યતિરેકિ અનુમાન સંભવે છે. તેમજ પ્રથમ સમયે જ્યાં જલ હોય ત્યાં જઇને જલ મળશે ત્યારે જ જ્ઞાનપ્રામાણ્ય વિષે અનુમાન કરાય છે. ને પછી પ્રવૃત્તિના પૂર્વે પણ તે અનુમાન કરાય છે. આ અનુમાનને તજ્જાતીયત્વ એ

હેતુ આપેલો છે, તે આ પ્રમાણે યોજવો:—એમ ધારો કે, પૂર્વે દશવાર આપણને જલજ્ઞાન થયું છે, જલસ્થલે ગયા પછી આપણને જલ પ્રાપ્ત થયું, ને તે ઉપરથી આપણને એમ જાણવામાં આવ્યું કે, દશવાર આપણને જે જલજ્ઞાન થયું તે ખરૂં છે. હવે, અગિયારમી વખતે પણ જલજ્ઞાન થયું છે. તો તેનું પ્રામાણ્ય પ્રત્યક્ષ જલસ્થલે ગયા વિના પણ જાણી શકાય છે. તે આ પ્રમાણે:—આ અગિયારમાં વખતનું જલજ્ઞાન પ્રમાણ હોવું જોઇએ, કારણ કે, પૂર્વના જે જલજ્ઞાન પ્રમાણ ઠરેલા છે તે જ જાતિનું એ અગિયારમું છે. જે જે પૂર્વના જલજ્ઞાનના જાતિનું જ ( સરખું ) હોય છે તે તે પ્રમાણ હોય છે; જેમ, દસમુંજલજ્ઞાન. એવા અન્વયવ્યતિરેકિ અનુમાનથી પણ પ્રામાણ્ય જાણવામાં આવે છે ). માટે પ્રામાણ્ય એ પરતઃજ પ્રાપ્ત થાય છે. જ્ઞાનનું ગ્રહણ કરાવનારથી તેનું ગ્રહણ થતું નથી. ( આ ) યથાશાસ્ત્ર ચારે પ્રમાણો કહ્યાં છે, વળી યુક્તિલેશોક્તિ સાથે લખ્યાં છે । ધરે ચિત્તમાં ને સ્મરે યોગ્ય કાળે, છતે તે સભાછતને તે જ ટાણે ॥

હવે પ્રમેય ( જે જાણવાના પદાર્થ તે ) કયા તે કહિયે. **आत्मशरीरेंद्रियार्थबुद्धिमनःप्रवृत्तिदोषप्रेत्यभावफलदुःखापवर्गास्तुप्रमेयमिति** (આત્મા–શરીર–ઇંદ્રિયો–અર્થ–બુદ્ધિ–મન–પ્રવૃત્તિ–દોષ–પ્રેત્યભાવ–ફલ–દુઃખ અને અપવર્ગ આ પ્રમેય છે ) એવું સૂત્ર છે. તે પૈકી જેમાં આત્મત્વ રૂપ સામાન્ય રહે છે, તે આત્મા; તે દેહ, ઇંદ્રિયો ઇત્યાદિકથી ભિન્ન, પ્રત્યેક શરીરમાં ભિન્નભિન્ન, વિભુ અને નિત્ય એવો છે, તેનું માનસપ્રત્યક્ષ થાય છે. પરંતુ તેના માનસપ્રત્યક્ષ વિષે જો કોઇનો મતભેદ હશે, તો બુદ્ધિ આદિ કરિને જે ગુણ, તદ્રુપ લિંગ ઉપરથી તેની સિદ્ધિ થાય છે. તે આ પ્રમાણે:—પ્રથમતઃ બુધ્યાદિક એ ગુણ હોવા જોઇએ; કારણ કે તે અનિત્ય હોઇને એક ઇંદ્રિયથી ગ્રહણ કરાય છે; ઉદાહરણાર્થ, રૂપ. અને ગુણ એ ગુણીપદાર્થના આશ્રયે જ રહેવો જોઇએ. બુધ્યાદિક એ ભૂતોના (–પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ ભૂતોના ) ગુણ નથી. કારણ કે, તે બુધ્યાદિક માનસપ્રત્યક્ષ થાય છે. ને જે ભૂતોના ગુણ હોય છે તે માનસપ્રત્યક્ષ થતાં નથી; જેમ, રૂપ ઇત્યાદિ. તેમજ તે દિક્, કાલ અને મન એમના ગુણ હોઈ શકતા નથી. કારણ કે, તે (–બુધ્યાદિક) વિશેષગુણ છે.

અને દિગાદિકોના જે ગુણ તે વિશેષગુણ નથી; ઉદાહરણાર્થે સંખ્યાદિક. કારણ કે, તે ગુણ સર્વદ્રવ્યને સાધારણ છે. અને બુદ્ધિઆદિક તો વિશેષગુણ છે. કારણ કે, તેમના વિષે ગુણત્ર રહેતું હોઇને તે એકેંદ્રિયથી ગ્રહણ કરવા જેવા છે; જેમ રૂપ છે. તેથી બુધ્યાદિક એ દિગાદિકના ગુણ નથી. માટે એ આઠથી ભિન્ન એવો કોઈ પણ બુધ્યાદિકનો ગુણી હોવો જોઇએ. ને તે જ આત્મા છે. એ વિષેનો પ્રયોગ આ પ્રમાણેઃ—બુધ્યાદિ ગુણ પૃથિવ્યાદિ આઠ દ્રવ્યોથી ભિન્ન એવા દ્રવ્યને વિષે રહેતા હોવા જોઇએ. કારણ કે, તે પૃથિવ્યાદિ અષ્ટદ્રવ્ય ઉપર રહેતા ન હોઇને ગુણ છે. અને જે પૃથિવ્યાદિ અષ્ટદ્રવ્યથી અતિરિક્તદ્રવ્ય ઉપર રહેતો નથી, તે પૃથિવ્યાદિ અષ્ટદ્રવ્ય ઉપર રહેતો ન હોય, તો ગુણ પણ થતો નથી; જેમ, રૂપાદિક. એ કેવલવ્યતિરેકિઅનુમાન છે. કિંવા અહિં અન્વયવ્યતિરેકિઅનુમાન પણ કરિ શકાય છે. તે આ પ્રમાણેઃ—બુધ્યાદિક ગુણ પૃથિવ્યાદિ અષ્ટદ્રવ્યથી વ્યતિરિક્ત એવા દ્રવ્ય ઉપર રહેતા હોવા જોઇએ. કારણ કે, તે પૃથિવ્યાદિ અષ્ટદ્રવ્ય ઉપર રહેતા નહીં છતાં પણ ગુણ છે. અને જે ગુણ જેના ઉપર રહેતો નથી તે તદ્યતિરિક્ત પદાર્થ ઉપર રહે છે. ઉદાહરણાર્થે, પૃથિવ્યાદિક ઉપર ન રહેનારો ગુણ જે શબ્દ, તે પૃથિવ્યાદિકથી વ્યતિરિક્ત એવું જે આકાશ, તેના ઉપર રહે છે. તેથી એ પ્રમાણે પૃથિવ્યાદિ અષ્ટદ્રવ્યથી ભિન્ન નવમું દ્રવ્ય આત્મા હોવું જોઇએ, એમ સિદ્ધ થાય છે. હવે, તેનું કાર્ય સર્વ સ્થળે ઉપલબ્ધ થાય છે તેથી તે વિભુ હોવો જોઇએ. વિભુ એટલે અતિશયમહત્પરિમાણથી યુક્ત. ને જે અર્થે તે વિભુ છે તે અર્થે તે નિત્ય પણ હોવો જ જોઇએ; જેમ આકાશ છે. તેમજ પ્રત્યેક મનુષ્યને ભિન્નભિન્ન સુખદુઃખ થાય છે, માટે તે પ્રતિશરીરમાં ભિન્નભિન્ન હોવો જોઇએ. તેનું અંત્યાવયવિ (–જેને અવયવ છે તે અવયવિ. તેથી હસ્ત, પાદ, ઇત્યાદિકને પણ અવયવ હોવાથી તે અવયવિ છે. તેમજ શરીર પણ અવયવિ છે. પરંતુ એમાં ભેદ એટલો જ છે કે, હસ્ત, પાદ એ અવયવિ છતાં પણ વળી તે શરીરના અવયવ હોય છે. પણ તેમની પેઠે શરીર એ કોઇનો અવયવ હોતો નથી, માટે તેને અંત્યાવયવિ કહેલું છે) એવું જે ભોગાયતન, તે શરીર છે. સુખ કિંવા દુઃખ એમનો જે અનુભવ તે ભોગ. ને તે ભોગ જેથી અવચ્છિન્ન (–વ્યાપ્ય થયાં છતાં) થયેલા

આત્માને પ્રાપ્ત થાય છે, તે ભોગાયતન; ને તે જ શરીર છે. કિંવા જે ચેષ્ટાનુ આશ્રય હોય છે, તે શરીર. ચેષ્ટા એટલે હિતપ્રાપ્તિ અને અહિત પરિહાર થવા સારૂ જે ક્રિયા થાય છે તે. કેવળ સ્પંદન એ ચેષ્ટા નથી. જે શરીરના સાથે સંયુક્ત હોય છે, ને જ્ઞાનકરણ હોઇને અતીંદ્રિય હોય છે, તે ઇંદ્રિય છે. જે અતીંદ્રિય હોય છે, તે ઇંદ્રિય છે એમ કહિયે, તો કાલાદિકને પણ ઇંદ્રિયત્વ પ્રાપ્ત થશે ( કારણ કે, કાલ અતીંદ્રિય છે. પરંતુ તે જ્ઞાનકરણ એટલે જ્ઞાનનું અસાધારણકારણ હોઇ શકતો નથી. તેની કેવળ સાધારણ કારણમાં ગણના કરેલી હોય છે. ). માટે તે જ્ઞાનકરણ હોવું જોઇએ, એમ કહ્યું છે. અને એમ કહિયે તો પણ ઈંદ્રિયાર્થસંનિકર્ષના વિષે અતિવ્યાપ્તિ આવે જ છે ( કારણ કે તે જ્ઞાનકરણ છે. પરંતુ તે અતિવ્યાપ્તિનું નિવારણ એમ કરાય છે કે, ઈંદ્રિય એ શરીરસંયુક્ત હોય છે, તેવો સંનિકર્ષ નથી ). માટે તે શરીરના સાથે સંયુક્ત હોવું જોઇએ, એમ કહ્યું છે. શરીરના સાથે સંયુક્ત હોઇને જ્ઞાનકરણ હોય છે, તે ઈંદ્રિય એમ કહેતાં, પ્રકાશાદિકને પણ ઈંદ્રિયત્વ પ્રાપ્ત થશે. માટે તે અતીંદ્રિય હોવું જોઇએ એમ કહ્યું છે. ને ઈંદ્રિયો ૭ છે. ઘ્રાણ, રસન, ચક્ષુ, શ્રોત્ર, ત્વચા અને મન. એ પૈકી ગંધજ્ઞાન થવાને સાધનભૂત જે ઈંદ્રિય, તે ઘ્રાણ છે. તે નાસિકાના અગ્રભાગમાં રહે છે. અને તે પાર્થિવ (–પૃથ્વી સંબંધી ) હોય છે. કારણ કે તે ગંધયુક્ત હોય છે.

**શંકાઃ**—તે ગંધયુક્ત શા ઉપરથી હોય છે? **સમાધાનઃ**—તેના યોગથી ગંધનુ ગ્રહણ થાય છે તેથી. કારણ કે, એવો નિયમ છે કે. રૂપાદિ જે પાંચ ગુણ તે પૈકી જે ગુણનુ ગ્રહણ જે ઈંદ્રિય કરે છે, તે ઈંદ્રિય તે ગુણથી યુક્ત હોય છે. ઉદાહરણાર્થે, ચક્ષુ એ રૂપનું ગ્રહણ કરે છે, માટે તે રૂપયુક્ત હોય છે. તેમજ ઘ્રાણ એ ગંધનું ગ્રહણ કરે છે, માટે તે ગંધયુક્ત હોવું જોઇએ રસજ્ઞાન થવાને સાધનભૂત જે ઇંદ્રિય, તે રસન છે. તે જીવ્હાના અગ્રભાગે રહે છે; ને તે જલીય (–જલસંબંધી) હોય છે. કારણ કે તે રસયુક્ત હોય છે.

**શંકાઃ**—તે રસયુક્ત હોય છે એ શા ઉપરથી? **સમાધાનઃ**—તે રૂપાદિ પાંચગુણો પૈકી રસનુંજ અભિવ્યંજક હોય છે તેથી; જેમ લાલાજલ ( લાળથી રસનું જ્ઞાન થાય છે ને તે રસયુક્ત અને જલીય હોય છે, તદ-

ત્ર). રૂપજ્ઞાન થવાને સાધનભૂત જે ઇંદ્રિય તે ચક્ષુ છે. તે આંખ માંહેલી કાળી કીકીના અગ્રભાગે રહે છે. ને તે તૈજસ (તેજનો વિકાર) હોય છે. કારણ કે તે રૂપાદિ પાંચગુણો પૈકી રૂપનુંજ અભિવ્યંજક (દર્શક) હોય છે, જેમ પ્રદીપ. સ્પર્શજ્ઞાન થવાને સાધનભૂત જે ઇંદ્રિય તે ત્વચા છે. એ ત્વગિંદ્રિયનું સ્થાન આખા શરીરે ફેલાયેલુંજ હોય છે (ત્વચારૂપે). અને એ ઈંદ્રિય વાયવીય (વાયુ સંબંધી) છે. કારણ કે, તે રૂપાદિ પાંચ ગુણો પૈકી સ્પર્શનુંજ અભિવ્યંજક હોય છે. જેમ અંગે એકલા જલના શૈત્યનો અભિવ્યંજક એવો પંખાનો પવન વાયવીય હોય છે, તેમજ અહિં સમજવું. શબ્દજ્ઞાન થવાને સાધનભૂત જે ઈંદ્રિય તે શ્રોત્ર છે. ને એ શ્રોત્ર એટલે તો કર્ણરંધ્રના વિષે રહેનારૂ આકાશ જ છે, તે કાંઈ બીજું દ્રવ્ય નથી.

**શંકાઃ**—એ શાથી ? **સમાધાનઃ**— તે શ્રોત્ર શબ્દ ગુણયુક્ત છે તેથી. **શંકાઃ**—શ્રોત્ર શબ્દગુણયુક્ત છે એ શા ઉપરથી ? **સમાધાનઃ**—તે શબ્દનું ગ્રહણ કરે છે તેથી. કારણ કે, એવો નિયમ છે કે, રૂપાદિ પાંચગુણો પૈકી જે ઇંદ્રિય જે ગુણનું ગ્રહણ કરે છે, તે ઇંદ્રિય તે ગુણથી યુક્ત હોય છે. ઉદાહરણાર્થે, ચક્ષુ એ રૂપનું ગ્રહણ કરે છે, માટે તે રૂપયુક્ત છે. તેમજ શ્રોત્ર એ શબ્દનું ગ્રહણ કરે છે માટે તે શબ્દગુણયુક્ત હોવું જોઇએ. સુખાદિકનું જ્ઞાન થવાને સાધનભૂત જે ઇંદ્રિય તે મન છે. તે મનનું પરિમાણ અણુ છે.

**શંકાઃ**—ચક્ષુ આદિક ઇંદ્રિયોના સદ્ભાવ વિષે શું પ્રમાણ ? **સમાધાનઃ**—અનુમાન એજ પ્રમાણ છે. ને તે આ પ્રમાણેઃ—રૂપાદિકોનુ જ્ઞાન થવું, એ જે અર્થ એક ક્રિયા છે તે અર્થે છેદનક્રિયાવત્ એ પણ કરણના દ્વારાએજ સાધ્ય થતી હોવી જોઈએ (—છેદનક્રિયાને જેમ કુઠાર એ કરણ જોઇએ છે, તેમજ આ ક્રિયાને પણ કરણ જોઇએ છે. ને તેજ ઈંદ્રિય છે).

અર્થ એટલે પદાર્થ. તે ૭ છે. તે આ પ્રમાણેઃ—દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય. અગર જો કે પ્રમાણાદિક પૂર્વે પ્રથમ સૂત્રમાં કહેલા સોળ પદાર્થનો એમનામાં જ અંતર્ભાવ થાય છે, તો પણ વિશેષ પ્રયોજનના લીધે તેમનું ભિન્નત્વથી વર્ણન કરેલું છે (અહિં કહેલા ૭ પદાર્થ અને આગળ કહેવામાં આવનારો અભાવ એ સાતમો પદાર્થ એ સાત પદાર્થ જ મુખ્યપદાર્થ છે ને એમનામાં જ અન્ય સર્વનો સમા-

**વેશ** થાય છે એમ વૈશેષિદર્શનમાં અભિમત છે. અને આ ન્યાયદર્શનમાં પ્રમાણાદિક સોળ પદાર્થ અભિમત છે. તેથી એ ઉભયદર્શનમાં જે વિરોધ આવે છે તેનો પરિહાર કરવા સારૂ આ સોળ પદાર્થનો વૈશેષિકના સપ્તપદાર્થમાં જ અંતર્ભાવ થાય છે એમ દર્શાવ્યું છે. (એના વિશેષ સ્પષ્ટિકરણાર્થે મત્કૃત **ન્યાયકરાવલંબન** જુઓ ). હવે આ કહેલા છ પદાર્થો પૈકી જે સમવાયિકારણ હોય છે તે દ્રવ્ય છે. અથવા જે ગુણનો આશ્રય હોઈ શકે છે તે દ્રવ્ય છે. તે દ્રવ્યો નવ છે. તે આ પ્રમાણે:—પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિક્, આત્મા અને મન. એ પૈકી જેના વિષે પૃથિવીત્વ એ જાતિ રહે છે તે પૃથિવી છે. તે ભિન્નભિન્ન પ્રકારના અવયવસંયોગના લીધે કાઠિન્ય, કોમલત્વ ઈત્યાદિ ધર્મોથી યુક્ત હોય છે. અને ઘ્રાણ, શરીર, મૃત્પિંડ, પાષાણ, વૃક્ષ ઈત્યાદિ નાનારૂપ હોય છે. તેમ જ રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, અને સંસ્કાર એ ગુણ તેના વિષે હોય છે. તે નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારના હોય છે. જે પરમાણુરૂપ હોય છે, તે નિત્ય હોય છે; અને જે કાર્યરૂપ હોય છે અનિત્ય હોય છે. એ બંને પ્રકારની પૃથિવીના વિષે, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ જે ગુણ હોય છે, તે અનિત્ય અને પાકજ એવા હોય છે. પાક એટલે તેજના સાથે સંયોગ એમ સમજવું. અને તેજની સાથે સંયોગ થવાથી જ પૃથિવી માંહેલા પૂર્વના રૂપાદિ નષ્ટ થાય છે અને બીજા ઉત્પન્ન થાય છે. માટે તે ગુણ પાકજ છે ( પાક એટલે ઉષ્ણતા. એની પદાર્થમાં કેવી રીતે ઉત્પત્તિ થાય છે એ વિષે વૈશેષિકમાં અને નૈયાયિકમાં મતભેદ છે. (વિશેષ સ્પષ્ટિકરણાર્થે મત્કૃત **ન્યાયકરાવલંબન** જુઓ). જલત્વસામાન્ય જેમાં રહે છે તે જલ છે. તે રસનેંદ્રિય,શરીર,નદી, સમુદ્ર, બર્ફ,કરા ઈત્યાદિ નાના પ્રકરનું હોય છે. ગંધ વિના પૂર્વે કહેલા સર્વ ગુણ અને સ્નેહ તે જલમાં રહે છે. તે નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારનાં હોય છે. નિત્યજલઉપરના રૂપાદિ પણ નિત્ય જ હોય છે અને અનિત્ય ઉપરના અનિત્ય હોય છે. તેજસ્ત્વસામાન્ય જેમાં રહે છે તે તેજ છે. તે ચક્ષુ, શરીર, સૂર્ય, સુવર્ણ, વીજળી ઈત્યાદિ નાના પ્રકારનું હોય છે. રૂપ, રસ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, દ્રવત્વ, અને સંસ્કાર એ ગુણ તેમાં હોય છે. પૂર્વવત્ એ પણ નિત્ય અને અનિત્ય

હોય છે. તે તેજ વળી ચાર પ્રકારનું છે. તે આ પ્રમાણેઃ—ઉદ્દભૂતરૂપરૂપર્શ, અનુદ્દભૂતરૂપસ્પર્શ, ઉદ્દભૂતરૂપ અને અનુદ્દભૂતસ્પર્શ, અને અનુદ્દભૂતરૂપ અને ઉદ્દભૂતસ્પર્શ. એ પૈકી એકત્ર ભેળું થયેલું તેજ જે અગ્નિ વિગેરે તે ઉદ્દભૂતરૂપસ્પર્શ છે. હવે, સુવર્ણ વિષે જોતાં, ત્યાં રૂપ અને સ્પર્શ આ ગુણ ઉદ્દભૂત (—ગ્રહણ થવાને યોગ્ય એવી પ્રકટ સ્થિતીમાં હોવું તે) હોય છે ખરૂં, પરંતુ તેમનો અભિભવ (—લોપ) થયેલો હોય છે. સુવર્ણમાં ઉદ્દભૂત રૂપ હોવું નથી એમ માનિયે, તો તેનું ચક્ષુથી ગ્રહણ થશે નહી. ને તેમાં ઉદ્દભૂતસ્પર્શ હોતો નથી એમ માનિયે, તો તેનું ત્વચાથી ગ્રહણ થશે નહી. હવે, સુવર્ણ માંહેલા તૈજસરૂપનો અને સ્પર્શનો જે અભિભવ થાય છે તે તજ્જાતિય (તૈજસરૂપમાં અને સ્પર્શમાં જે રૂપત્વ અને સ્પર્શત્વજાતિ રહે છે, તે જ જાતિનુ રૂપ અને સ્પર્શ એ બંને પૃથિવીમાં રહે છે) એવા પાર્થિવરૂપના અને સ્પર્શના યોગથી થાય છે. ચક્ષુરિંદ્રિય એ અનુદ્દભૂતરૂપ સ્પર્શનુ ઉદાહરણ છે (—કારણ કે નેત્રમાં જો કે તેજ હોય છે, તો પણ આપણને તેનું રૂપ દેખાતુ નથી, અને તેનો સ્પર્શ પણ ભાસતો નથી). દિવાના પ્રકાશનુ મંડળી એ ઉદ્દભૂતરૂપ અને અનુદ્દભૂત સ્પર્શ એવા તેજનું ઉદાહરણ છે (કારણ કે, ત્યાં રૂપ દેખાય છે, પરંતુ સ્પર્શ ભાસતો નથી). અને આધણના પાણીમાં રહેનારૂં તેજ એ અનુદ્દભૂતરૂપ અને ઉદ્દભૂતસ્પર્શ એવું છે (કારણ કે તે પાણી ઉનું છે એવા પ્રકારનો તેનો સ્પર્શ ભાસે છે, પણ તેનું રૂપ દેખાતું નથી. અને જેમાં વાયુત્વ રહે છે તે વાયુ. શરીર, પ્રાણ, પવન ઈત્યાદિ તેના ભેદ છે. સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ અને વેગ આ ગુણ તેના વિષે રહે છે. તેનું સ્પર્શ ઉપરથી અનુમાન કરાય છે. તે આ પ્રમાણેઃ—વાયુ વહેતો છતાં ઉષ્ણ નથી અને શીત નથી એવા પ્રકારનો જે કોઈ સ્પર્શ આપણને ઉપલબ્ધ થાય છે, તે ગુણ હોવાથી તેને જો કોઈ ગુણી નહિ હશે તો તે સંભવશે નહીં. આ ઉપરથી તેનો કોઈ પણ ગુણી હોવો જોઇએ, એમ અનુમાન થાય છે. ને એ ગુણી વાયુ જ છે. પૃથ્વી છે એમ માની શકાય નહીં (—તે સ્પર્શ પૃથ્વીનો છે એમ માનિયે, તો પૃથિવી ત્યાં દેખાતી નથી. ને જો વળી એમ કોઈ કહેશે કે, તે સ્પર્શ પૃથ્વીનો જ છે ને એમ છતાં પણ પૃથિવી ત્યાં દેખાતી નથી, એનુ કારણ એ છે કે, તે ત્યાં અનુદ્દભૂતરૂપ

છે, તો એ માનવું ઘટે નહીં. કારણ કે, એવો નિયમ છે કે, જ્યાં પૃથ્વી-
નો સ્પર્શ ઉદ્‌ભૂત હોય છે ત્યાં તેનું રૂપ પણ ઉદ્‌ભૂત જ હોવું જોઇએ.
માટે પૃથ્વી એ તે સ્પર્શનો ગુણી હોઈ શકતો નથી ). કારણ કે, જ્યાં તે
અનુષ્ણ અને અશીત એવો સ્પર્શ હોય છે, ત્યાં પૃથ્વી ઉપલબ્ધ થતી
નથી. ને પૃથ્વી અને વાયુ એમના વિના ઇતર સ્થળે અનુષ્ણાશીતસ્પર્શનો
તો અભાવ જ હોય છે ( જલનો સ્પર્શશીત, તેજનો ઉષ્ણ અને આકા-
શાદિ ઉપર કોઈ પણ પ્રકારનો સ્પર્શ નથી ). તે વાયુ નિત્ય અને અનિત્ય
એવા બે પ્રકારનો છે. પરમાણુરૂપે નિત્ય હોય છે અને કાર્યરૂપે અનિ-
ત્ય હોય છે.

હવે પૃથ્વી આદિક ચાર દ્રવ્યના કાર્ય કયા ક્રમે ઉત્પન્ન થાય છે ને
નાશ પામે છે, એ કહિયે છિયે. ક્રિયાના યોગથી બે પરમાણુનો સંયોગ
થઇને એક દ્વ્યણુક ઉત્પન્ન થાય છે. એનુ પૂર્વોક્ત બે પરમાણુ સમવાયિ-
કારણ છે. તેમનો સંયોગ એ અસમવાયિકારણ છે; અને અદૃષ્ટ આદિક
નિમિત્તકારણ છે. પછી ક્રિયાના યોગથી ત્રણ દ્વ્યણુકોનો સંયોગ થઇને
એક ત્ર્યણુક થાય છે. પૂર્વોક્ત દ્વ્યણુક એ તેનું સમવાયિકારણ છે. બીજા
કારણો પૂર્વવત્ જ છે. એમ જ ચાર ત્ર્યણુકોના યોગથી એક ચતુરણુક
ઉત્પન્ન થાય છે. નંતર એ ચતુરણુકોથી સ્થૂલસૃષ્ટિ નિર્માણ થાય છે. એ
ક્રમે સ્થૂલપૃથ્વી, સ્થૂલજલ, સ્થૂલતેજ અને સ્થૂલવાયુ ઉત્પન્ન થાય છે. તે-
મજ કાર્યદ્રવ્ય ઉપરના રૂપ આદિક જે ગુણ, તે પોતાના આશ્રયના ( કાર્ય
દ્રવ્યના ) સમવાયિકારણ ઉપર રહેનારા રૂપાદિ ગુણોથી ઉત્પન્ન થાય છે
( ઉદાહરણાર્થ:—પટ ઉપરના ધોળા રંગનુ કારણ તંતુ ઉપર રહેનારો તે
જ રંગ એ છે ). કારણ કે, કારણના વિષે રહેનારા ગુણ એ કાર્યગુણના
આરંભક (–ઉત્પાદક ) હોય છે, એવો ન્યાય છે. આ પ્રમાણે ઉત્પત્તિ પા-
મેલા ઘટાદિ કાર્યદ્રવ્યના અવયવોમાં નોદનાના (–પત્થર દૂર કે પાસે અથવા
ઊચ્ચો ફેંકવો એવી ઇચ્છાથી જે આપણા શરીરમાં પ્રયત્નવિશેષ ઉત્પન્ન
થાય છે, તેનાથી એ નોદના ઉત્પન્ન થાય છે. ) કિંવા અભિઘાતના ( સાં-
બેલું ખાંડણીયામાં પડયા પછી મનુષ્યના પ્રયત્ન વિના કેવળ સામા આ
ઘાતવડે તે જેના યોગથી ઉપર ઉપાડવામાં આવે છે તે અભિઘાત છે. )
યોગથી ક્રિયા ઉત્પન્ન થાય છે. અને તેના યોગથી વિભાગ ઉત્પન્ન થાય છે.

તેથી અવયવિદ્રવ્યનો આરંભક અને અસમવાયિકારણ જે સંયોગ તેનો નાશ થાય છે. ને નંતર અવયવિકાર્યદ્રવ્ય જે ઘટાદિક તેનો નાશ થાય છે. આ પ્રમાણે અસમવાયકારણના નાશથી દ્રવ્યનાશ કેમ થાય છે તે દર્શાવ્યું. પરંતુ કેટલાએક સ્થળે સમવાયિકારણના નાશથી દ્રવ્યનાશ થાય છે, તે એમઃ—પૂર્વે વર્ણન કરેલા પૃથિવ્યાદિકના સંહારકાલે સંહાર કરવા ઈચ્છનારા શ્રીમહેશ્વરના મનમાં સંહાર વિષે ઇચ્છા ઉત્પન્ન થાય છે. તેના યોગથી અણૂના વિષે ક્રિયા ઉત્પન્ન થાય છે. તેના લીધે વિભાગ થઇને સંયોગનો નાશ થાય છે. નંતર દ્વ્યણુકોનો નાશ થાય છે, ને પોતાના આશ્રયભૂત જે દ્વ્યણુક તેમનો નાશ થવાથી ત્ર્યણુકોનો નાશ થાય છે. અને આ ક્રમે પૃથિવ્યાદિકોનો નાશ થાય છે. અથવા તંતૂનો નાશ થતા પટ નષ્ટ થાય છે. તેમજ પટ ઉપરના રૂપાદિકનો નાશ તેના આશ્રયના (પટના) નાશથી જ થાય છે. પરંતુ બીજા પણ કેટલાએક સ્થળે આશ્રય છતાં પણ બીજો વિરોધિગુણ ઉત્પન્ન થતાં પૂર્વના ગુણનો નાશ થાય છે. ઉદાહરણાર્થે, પાકના યોગથી ઘટાદિક ઉપરના રૂપાદિ ગુણોનો નાશ થાય છે.

**શંકાઃ**—પરમાણું છે એ વિષે પ્રમાણ શું? **સમાધાનઃ**—માકડાચાંદરડામાંથી જે સૂર્યના કિરણ ભિતર આવે છે, તેમાં અતિસૂક્ષ્મ એવું જે કાંઈ દેખાય છે, તે જે અર્થે કાર્યદ્રવ્ય (પૃથ્વીનો પરમાણું એ દ્રવ્ય છે, પરંતુ કાર્યદ્રવ્ય નથી. પણ ઘટ એ દ્રવ્ય તો છેજ ને વળી કપાલનું કાર્ય પણ છે, માટે તે કાર્યદ્રવ્ય છે. તેમજ માકડાચાંદરડા માંહેલું રજ એ પણ કાર્યદ્રવ્ય છે.) છે, તે અર્થે તે ઘટ પ્રમાણે પોતા કરતાં જેનું સ્વલ્પ (નહાનું) પરિમાણ છે એવા દ્રવ્યથી ઉત્પન્ન થયેલું હોવું જોઈએ. કારણ કે, એવો નિયમ છે કે, મહત્દ્રવ્ય જેનાથી ઉત્પન્ન થાય છે, તે કોઇનું પણ કાર્ય હોવું જ જોઇએ. તેથી આ પ્રમાણે દ્વ્યણુક નામનું એક દ્રવ્ય છે એમ સિદ્ધ થાય છે (માકડાચાંદરડા માંહેલું રજ એ ત્ર્યણુક હોય છે ને તેનું કારણ દ્વ્યણુક છે). હવે તે જે અર્થે કાર્યદ્રવ્ય જ છે, તે અર્થે ઘટની પેઠે તે પણ પોતાના કરતા સ્વલ્પ એવા કોઇપણ સમવાયિકારણથી ઉત્પન્ન થયેલું હોવું જોઇએ. અને જેનાથી દ્વ્યણુક ઉત્પન્ન થાય છે, તે જ પરમાણું છે. ને તે કોઇથી પણ ઉત્પન્ન થયેલો હોતો નથી.

**શંકાઃ**—જેનાથી કાર્યદ્રવ્ય ઉત્પન્ન થાય છે તે પણ કાર્ય જ હોય છે,

એ જે નિયમ છે, તેને પૂર્વોક્ત સ્થળે વ્યભિચાર (અપવાદ) આવે છે. તો પછી પરમાણુ કોઇથી પણ ઉત્પન્ન થતો નથી, એ કહેવું કેમ ઘટે? **સમાધાનઃ**—પરમાણુ એ પણ કાર્ય છે ને તે બીજાથી ઉત્પન્ન થાય છે એમ માનિયે તો આ કાર્યપરંપરાનો છેડો કોઈ વખતે પણ આવશે નહીં, એ દોષ આવે છે. ને એમ માનિયે તો પછી મેરૂપર્વત અને સરસવનો દાણો એ બંને પણ એક સરખાં જ અનંતકાર્યદ્રવ્યથી ( આ મત પ્રમાણે ) ઉત્પન્ન થયેલા હોવાથી તે બંનેનું પણ પરિમાણ એક સરખું જ થઇ પડશે ( મેરૂપર્વતને આપણે મોટો કહિયે છિયે અને સરસવના દાણાને નહાનો કહિયે છિયે, એનું વાસ્તવિકકારણ એ છે કે, મેરૂમાં પાર્થિવ પરમાણુ ઘણા છે, અને સરસવના દાણામાં થોડા છે. હવે બંનેના પણ અવયવ અનંત છે એવી કલ્પના કરિયે, તો અનંતાવયવત્વના લીધે બંને પણ સમાનપરિમાણક થઈ પડશે ) માટે પરમાણુ એ કોઇથી પણ ઉત્પન્ન થયેલો નથી એ જ ખરૂં છે. હવે, દ્વ્યણુક એ બેજ પરમાણુથી આરબ્ધ ( ઉત્પન્ન ) થાય છે. કારણ કે, એક જ પરમાણુના વિષે આરંભકત્વ સંભવતું નથી. જો દ્વ્યણુક એ ત્રણ કિંવા ત્ર-ણથી અધિક પરમાણુથી આરબ્ધ થાય છે, એવી કલ્પના કરિયે, તો તે કરવાને કોઈ પ્રમાણ નથી. તેમ જ ત્ર્યણુક એ ત્રણ જ દ્વ્યણુકોથી આરબ્ધ થાય છે. કારણકે, એક જ દ્વ્યણુકના વિષે આરંભકત્વ સંભવતું નથી. જો બે દ્વ્યણુકોથી ત્ર્યણુકનો આરંભ થાય છે એમ માનિયે તો ત્ર્યણુક રૂપ જે કાર્ય, તેમાં ઉત્પન્ન થયેલું જે મહત્ત્વ, તે અનુપપન્ન થઈ પડે છે. કારણકે, કાર્યમાં જે મહત્ત્વ ઉત્પન્ન થાય છે, તે કારણ માંહેલા મહત્ત્વના લીધે કિંવા કારણના બહુત્વના લીધે છે. હવે એ પૈકી પેહેલાંનો તો બિલકુલ અસંભવ હોવાથી બીજાના લીધે મહત્ત્વ ઉત્પન્ન થાય છે એમ માનવું જોઇએ. વળી ચાર અણુકોથી ત્ર્યણુક ઉત્પન્ન થાયછે, એવી કલ્પના કરવાને કોઈ પ્રમાણ નથી. કારણ કે, ત્રણ દ્વ્યણુકોથી જ કાર્ય માંહેલું મહત્ત્વ ઉત્પન્ન થઈ શકે છે.

શબ્દ એ જેનો ગુણ છે તે આકાશ. એમાં શબ્દ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, અને વિભાગ એ ગુણ રહે છે. તે એક, વિભુ અને નિત્ય એવું છે. ને શબ્દ એ લિંગ ઉપરથી તેનું અનુમાન થાય છે.

**શંકાઃ**—તે કેવી રીતે ? **સમાધાનઃ**—પરિશેષના દ્વારાએ. ( પરિશેષાનુમાન એટલે આ પ્રમાણેઃ—એકાદ વસ્તુ નવ દ્રવ્યમાંથી કોઈ પણ

પાસે હોવી જોઈએ. એ આપણને પાસે જોવામાં આવ્યા પછી એ આપણે એમ સિદ્ધ કરતા આવે છે કે, તે નવ પૈકી આઠ જણની પાસે તે વસ્તુ નથી. તો પછી પરિશેષ ( બાકી રહેલ ) એ અનુમાનથી એ સ્પષ્ટ થાય છે કે, બાકી રહેલા નવમા પાસે જ તે વસ્તુ હોવી જોઈએ. (એ જ અનુમાનનો પ્રકૃતસ્થળ ઉપયોગ કરેલો છે.) તે આ પ્રમાણે:—પ્રથમતઃ શબ્દ એ વિશેષગુણ છે. કારણ કે, તે રૂપાદિકની પેઠે સામાન્યયુક્ત હોઈને અસ્મદાદિકોના એક જ બાહ્ય ઇંદ્રિયથી ગ્રહણ કરવામાં આવે છે. આમ જે ગુણ છે તે કોઈ પણ ગુણીદ્રવ્ય ઉપર રહેવો જ જોઈએ. હવે પૃથ્વી આદિક પહેલા ચાર દ્રવ્ય તથા આત્મા એ પૈકી કોઈ પણ શબ્દનો ગુણી હોઈ શકતો નથી. કારણ કે, શબ્દનું શ્રોત્રથી ગ્રહણ થાય છે. ને જે પૃથિવ્યાદિકના ગુણ છે તેમનું તો શ્રોત્રથી ગ્રહણ થતું નથી. ઉદાહરણાર્થ:—રૂપાદિકનું શ્રોત્રથી ગ્રહણ થતું નથી. પરંતુ શબ્દનું તો શ્રોત્રથી ગ્રહણ કરવામાં આવે છે. તેમ જ શબ્દ એ દિક્, કાળ અને મન એમનો ગુણ નથી. કારણ કે, તે વિશેષગુણ છે. માટે એમનાથી અતિરિક્ત એવો કોઈ પણ શબ્દનો ગુણી હોવો જોઈએ, એવું અનુમાન થાય છે. ને તે જ આકાશ છે. તે આકાશ એક છે. કારણ કે, તે અનેક છે એમ માનવામાં કોઈ પણ પ્રમાણ નથી. અને એક માનવાથી જ તત્સંબંધી સર્વ કાર્યો ઉપપન્ન થાય છે. હવે, આકાશ એ એક જ હોવાથી આકાશત્વ એ સામાન્ય આકાશમાં વિષે નથી. કારણ કે, જે પદાર્થ અનેક હોય છે, તેમના વિષે જ સામાન્ય રહે છે. તેમ જ આકાશ વિભુ છે. અર્થાત્ તેનું પરિમાણ અતિશય મહાન્ છે. કારણ કે, સર્વ સ્થળ તેનું કાર્ય થતું જોવામાં આવે છે. અને વિભુ હોવાથી તે નિત્ય પણ છે. હવે, દિક્ સંબંધી જે પરત્વ અને અપરત્વ, તેમનાથી વિપરીત એવું જે પરત્વ અને અપરત્વ તેના યોગથી જેના લિંગનું અનુમાન થાય છે, તે કાળ છે. સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ અને વિભાગ એ ગુણ એમાં હોય છે. એ એક, વિભુ અને નિત્ય એવો છે.

**શંકા:**—દિક્ સંબંધી જે પરત્વ અને અપરત્વ, તેમનાથી વિપરીત એવું જે પરત્વ અને અપરત્વ, તેના યોગથી જેના લિંગનું અનુમાન કેમ કરીને થાય છે? **સમાધાન:**—સાંભળો, "એક વૃદ્ધ મનુષ્ય આપણા સન્નિહિત

છતાં તેના સંનિધાનના લીધે તેના વિષે અપરત્વબુદ્ધિ ઉત્પન્ન થવી ઉચિત છતા પણ તેનાથી વિપરીત એવી પરત્વબુદ્ધિ ઉત્પન્ન થાય છે. અને એકાદ જવાન મનુષ્ય આપણાથી દૂર છતાં તેના દૂરત્વના લીધે તેના વિષે પરત્વબુદ્ધિ ઉત્પન્ન થવી ઉચિત છતાં પણ તેનાથી વિપરીત એવી અપરત્વબુદ્ધિ ઉત્પન્ન થાય છે. તેથી દિક્સંબંધે ઉત્પન્ન થનારૂં જે પરત્વ અને અપરત્વ તેનાથી વિપરીત એવું જે પરત્વ અપરત્વ તે એક કાર્ય હોવાથી, અને દિગાદિક એ તેનું કારણ સંભવતુ ન હોવાથી, કાળ એજ તેનું કારણ હોવું જોઇએ, એવું અનુમાન થાય છે. તે કાળ એકજ છે. તો પણ, જેમ પચનકરવું વિગેરે ક્રિયાની ઉપાધિના લીધે એકજ પુરૂષને પાચક, યાચક ઇત્યાદિ નામો મળે છે, તેમજ હાલમાં થતી, પૂર્વે થયેલી ને આગળ થવાની ક્રિયાના ઉપાધિના લીધે કાળને પણ વર્તમાનકાળ વિગેરે નામો મળેલાં છે. એનું નિત્યત્વ અને વિભુત્વ એ પૂર્વવતજ સિદ્ધ કરવા. દિક્ એ એક, નિત્ય અને વિભુ એવી હોય છે. સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, અને વિભાગ એ ગુણ તેમાં રહે છે. પૂર્વ ઇત્યાદિક પ્રકારનું જે આપણને જ્ઞાન થાય છે તે ઉપરથી એના વિષેનું અનુમાન થાય છે. કારણકે, તે જ્ઞાનને બીજું નિમિત્ત હોવું સંભવતુ નથી. કારણકે, એકાદ વસ્તુ પૂર્વમાં હોય કે પશ્ચિમમાં હોય તો પણ એકસરખીજ હોય છે. તે એક હોય છે; તોપણ સૂર્યનો ભિન્નભિન્ન પ્રદેશના સાથે જે સંયોગ થાય છે, તેની ઉપાધિના લીધે તેને પૂર્વ આદિક સંજ્ઞા પ્રાપ્ત થાય છે. જેના વિષે આત્મત્વ રહે છે તે આત્મા. પ્રત્યેક પ્રાણિના સુખદુઃખમાં વૈચિત્ર્ય ( ભેદ ) હોય છે, એ ઉપરથી આત્મા એ પ્રતિશરીરમાં ભિન્ન હોવોજ જોઇએ. એ ( આત્મા ) વિષેનું વિવેચન પૂર્વે કરેલુંજ છે. સંખ્યાદિ પાંચ ( સંખ્યા છે આદિ જેમાં એવા પાંચગુણ એટલે સંખ્યા અને તેની આગળના ચારગુણ પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ અને વિભાગ એ; એવો તદ્ગુણસંવિજ્ઞાનબહુવ્રીહિ સમાસ છે. ) અને બુધ્યાદિ નવગુણ એમાં રહે છે. એનું નિત્યત્વ અને વિભુત્વ એ પૂર્વે સિદ્ધ કરિને દર્શાવેલા છે. તદ્વતજ તે અહિં સમજી લેવા. મનસ્ત્વ એ ધર્મ જેના સાથે સંબદ્ધ થયેલો હોય છે તે મન. તે અણુ હોય છે અને બીજાના સાથે સંયુક્ત થઈ શકે છે. તે અંતરિંદ્રિય છે; અને સુખાદિકોની ઉપલબ્ધી થવાને તે કારણભૂત થાય છે. તે નિત્ય છે. અને સંખ્યાદિ પાંચ

ગુણ તેના ઉપર રહે છે. બાહ્યઇંદ્રિયો આ મનના સાથે સંયુક્ત થતાં તેમનાથી અર્થ ગ્રહણ થાય છે, ને તેથીજ મન એ સર્વપ્રકારની ઉપલબ્ધિનું સાધન છે તે એ મન પ્રત્યક્ષ દેખાતું નથી. પણ તે અનુમાનથી જાણવામાં આવે છે. તે અનુમાન આ પ્રમાણેઃ—સુખાદિકનું જ્ઞાન ચક્ષુરાદિકથી વ્યતિરિક્ત એવા કોઇપિણ કરણથી સાધ્ય થતું હોવું જોઇએ; કારણકે, ચક્ષુરાદિક નહિ હોય તોપણ સુખાદિક વિષે જ્ઞાન ઉત્પન્ન થાય છે. ને એ જે કરણ તે જ મન છે. અને તેનું પરિમાણ અણું હોય છે. આ પ્રમાણે દ્રવ્યવિષયક વિવેચન થયું.

હવે ગુણોનુ વિવેચન કરિયે. જેમાં સામાન્ય રહે છે, પરંતુ જે સમવાયિકારણ હોતો નથી, અને સ્પંદનાત્મક હોતો નથી તે ગુણ છે. તે દ્રવ્યના આશ્રયે રહે છે. તેના ચોવીસ ભેદ છે. તે આ પ્રમાણેઃ—રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, અને સંસ્કાર. એ પૈકી ચક્ષુથી જ માત્ર જેનું ગ્રહણ કરાય છે એવો જે વિશેષગુણ તે રૂપ છે. તે પૃથિવ્યાદિ ત્રણ દ્રવ્યો ઉપર રહે છે. પૃથ્વિમાં રહેનારૂં રૂપ શુક્લાદિ અનેક પ્રકારનું હોય છે; ને તે પાકથી ઉત્પન્ન થાય છે. તેજમાં રહેનારૂં રૂપ શુક્લભાસ્વર હોય છે; પરંતુ તે પાકજ હોતું નથી. અને જલ ઉપર રહેનારૂં રૂપ પૂર્વની પેઠે જ શુક્લ અને અપાકજ હોય છે; પરંતુ તે ભાસ્વર હોતું નથી. રસનેંદ્રિયવડે જેનું ગ્રહણ કરાય છે, એવો જે વિશેષગુણ તે રસ છે. તે પૃથ્વી અને જલ એમનામાં માત્ર રહે છે. તે પૈકી પૃથ્વિના વિષે રહેનારો રસ મધુરાદિક છ પ્રકારનો હોય છે, ને તે પાકથી ઉત્પન્ન થાય છે. અને જલમાં રહેનારો રસ મધુર અને અપાક જ એવો હોય છે. તેમ જ તે નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારનો છે. પરમાણુરૂપ જલ માંહેલો રસ નિત્ય છે; અને કાર્યરૂપ જલ માંહેલો અનિત્ય છે. ઘ્રાણેંદ્રિયવડે જેનું ગ્રહણ કરાય છે એવો જે વિશેષગુણ તે ગંધ છે. તે પૃથ્વિ ઉપર માત્ર રહે છે. તે સુરભિ અને અસુરભિ એવા બે પ્રકારનો છે. જલાદિકના વિષે જે ગંધ ઉપલબ્ધ થાય છે, તે ત્યાં સંયુક્તસમવાયથી થાય છે એમ જાણવું. ત્વગિંદ્રિયવડે માત્ર જેનું ગ્રહણ કરાય છે એવો જે વિશેષગુણ તે સ્પર્શ છે. એ પૃથિવ્યાદિ

ચાર દ્રવ્યો ઉપર રહે છે. તેના ત્રણ ભેદ છે. શીત, ઉષ્ણ, અને અનુષ્ણાશીત. શીતસ્પર્શ જળમાં રહે છે. ઉષ્ણ તેજમાં રહે છે. અને અનુષ્ણાશીત પૃથ્વી અને વાયુ એમનામાં રહે છે. એ રૂપાદિ ચાર ગુણ મહત્ત્વયુક્ત એવા દ્રવ્યમાં હોઈને ઉદ્ભૂતઅવસ્થામાં હોય તો જ પ્રત્યક્ષ થાય છે. એકત્વાદિકવ્યવહારને કારણભૂત જે ગુણ તે સંખ્યા છે. એ સામાન્યગુણ છે. એકથી પરાર્ધ પર્યંત જે તે સર્વ સંખ્યા છે. તે પૈકી એકત્વ એ બે પ્રકારનું છે: નિત્ય અને અનિત્ય. નિત્યવસ્તુ ઉપરનું એકત્વ નિત્ય હોય છે, અને અનિત્યવસ્તુ ઉપરનું અનિત્ય હોય છે. એ એકત્વ પોતાના આશ્રયના સમવાયિકારણ ઉપર રહેનારા એકત્વથી ઉત્પન્ન થાય છે. દ્વિત્વ એ તો કેવળ અનિત્ય જ હોય છે. આપણા આગળ બે પિંડ છતાં 'એ એક' 'એ એક' એવા પ્રકારની જે અપેક્ષાબુદ્ધિ તેનાથી એ દ્વિત્વ ઉત્પન્ન થાય છે. ત્યાં તે બે પિંડ સમવાયિકારણ છે. તે બે પિંડ પૈકી પ્રત્યેક ઉપર રહેનારા જે એકત્વ તેઓ અસમવાયિકારણ છે. અને અપેક્ષાબુદ્ધિ એ નિમિત્તકારણ છે. અપેક્ષાબુદ્ધિનો નાશ થતાં દ્વિત્વનો નાશ થાય છે. આ પ્રમાણે ત્રિત્વાદિકોની પણ ઉત્પત્તિ થાય છે. માનવ્યવહારનું જે અસાધારણકારણ તે પરિમાણ છે. તે ચાર પ્રકારનું છે: અણુ, મહત, દીર્ઘ, અને હ્રસ્વ. કોઈ પણ કાર્યદ્રવ્યનું પરિમાણ સંખ્યા, પરિમાણ કિંવા પ્રચય એમનાથી ઉત્પન્ન થયેલું હોય છે. તે આ પ્રમાણે:—દ્વ્યણુકપરિમાણ એ ઈશ્વરની અપેક્ષાબુદ્ધિના લીધે ઉત્પન્ન થાય છે. અને તે બે પરમાણુંથી થાય છે, માટે તે સંખ્યામૂલક છે; અર્થાત્ સંખ્યા એ તે પરિમાણનું કારણ છે. તેમ જ ત્ર્યણુકપરિમાણ પણ પોતાના આશ્રયનું ( ત્ર્યણુકનું ) સમવાયિકારણ જે ( ત્રણ દ્વ્યણુક ) તે ઉપરની જે બહુત્વ સંખ્યા તન્મૂલક છે. ચતુરણુકાદિકોનું પરિમાણ માત્ર પોતાના આશ્રયનું ( ચતુરણુકાદિકોનું ) જે સમવાયિકારણ ત્ર્યણુકાદિ તેના પરિમાણથી ઉત્પન્ન થાય છે. અને તૂલપિંડનું પરિમાણ એ પોતાના કારણના અવયવોના પ્રચયથી ઉત્પન્ન થાય છે. હવે, અવયવોનો પ્રચય એટલે તેનો ( પ્રચયનો ) જે આશ્રય તેનું જે સમવાયિકારણ તેમનો પરસ્પરના સાથે જે શૈથિલ્યથી સંયોગ થાય તે છે. પરમાણું ઉપરનું પરિમાણ અને આકાશાદિકો ઉપર રહેનારું પરમમહત્પરિમાણ એ નિત્ય છે. 'આ એનાથી પૃથક છે' એવા પ્રકારના વ્યવહારનું જે અસાધારણકારણ

તે પૃથક્ત્વ છે. તે નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારનું હોય છે. અનિત્યકાર્યો માંહેલું પૃથક્ત્વાદિક એ દ્વિત્વાદિકની પેઠે અપેક્ષાબુદ્ધિથી ઉત્પન્ન થાય છે. 'આ તેમના સાથે સંયુક્ત છે' એવા પ્રકારના વ્યવહારને જે કારણ તે સંયોગ છે. તે બે પદાર્થો ઉપર અવલંબિને રહે છે, અને અવ્યાપ્યવૃત્તિ હોય છે. તેના અન્યતરકર્મજ, ઉભયકર્મજ, અને સંયોગજ એવા ત્રણ પ્રકાર છે. તે પૈકી ક્રિયાયુક્ત એવા શ્યેનનો અને નિષ્ક્રિય એવા સ્થાણૂનો જે સંયોગ થાય છે તે અન્યતરકર્મજ છે. કારણ કે, શ્યેનની ક્રિયા એ જ આ સંયોગનું અસમવાયિકારણ છે. ક્રિયાયુક્ત એવા જે મેઘ કિંવા મલ્લ તેમનો જે સંયોગ તે ઉભયકર્મજ છે. કારણ અને અકારણ એમના સંયોગથી કાર્ય અને અકાર્ય એમનો જે સંયોગ થાય છે તે સંયોગજ છે. એનું ઉદાહરણ, હસ્ત અને વૃક્ષ એમનો સંયોગ થયા છતાં દેહ અને વૃક્ષ એમનો જે સંયોગ થાય છે તે છે. 'આ તેનાથી વિભક્ત છે' એવા વ્યવહારનું જે કારણ તે વિભાગ છે. તે સંયોગપૂર્વક હોય છે, અને બે પદાર્થો ઉપર અવલંબિને રહે છે. તેના પણ અન્યતરકર્મજ, ઉભયકર્મજ, અને વિભાગજ એવા ત્રણ ભેદ છે. તે પૈકી પર્વત ઉપર બેઠેલા શ્યેનનો ક્રિયાના લીધે પર્વત અને શ્યેન એમનો જે વિભાગ થાય છે તે અન્યતરકર્મજ છે; મલ્લ કિંવા મેઘ એમનો જે વિભાગ થાય છે તે ઉભયકર્મજ છે; અને હસ્ત અને વૃક્ષ એમનો વિભાગ થયા છતાં દેહ અને વૃક્ષ એમનો જે વિભાગ થાય છે તે વિભાગજ છે. 'આ તેનાથી પર કિંવા અપર છે' એવા પ્રકારના વ્યવહારના જે કારણ તેઓ પરત્વ અને અપરત્વ છે. તેઓ દિક્કૃત અને કાલકૃત એવા બે પ્રકારના છે. તે પૈકી દિક્કૃતપરત્વ અને અપરત્વ કેમ ઉત્પન્ન થાય છે તે કહિયે છિયે. એક જ દિશામાં રહેલા બે પિંડ પૈકી, એક બીજાથી સંનિકૃષ્ટ (પાસે) છે એવા પ્રકારની બુદ્ધિથી યુક્ત એવો જે દિક્પિંડસંયોગ, તેના યોગથી સંનિકૃષ્ટ એવા પિંડના વિષે અપરત્વ થાય છે. અને તેમ જ એક બીજાથી વિપ્રકૃષ્ટ (દૂર) છે એવા પ્રકારની બુદ્ધિથી યુક્ત એવા દિક્પિંડસંયોગના યોગથી વિપ્રકૃષ્ટ એવા પિંડના વિષે પરત્વ ઉત્પન્ન થાય છે. સંનિકર્ષ એટલે જોનારાના શરીરથી (સંનિકૃષ્ટ એવા) પિંડ પર્યંત મધ્યાંતરે જે સંયુક્ત

સંયોગ હોય છે તે અલ્પ હોવું, એવો અર્થ છે. અને તે સંયોગ ઘણા હશે, તો તે વિપ્રકર્ષ છે. કાલકૃતપરત્વ અને અપરત્વ એ કેમ ઉત્પન્ન થાય છે તે કહિયે છિયે. અમુક જ એક દિશામાં બેસનું એવી દૃષ્ટીએ ન બેઠેલો એક જવાનમનુષ્ય અને એક વૃદ્ધમનુષ્ય, એ બંનેના પિંડ પૈકી એક બીજાથી અલ્પતરકાલસંબંધિ છે, એવા પ્રકારની બુદ્ધિથી તે જવાન મનુષ્યના વિષે અપરત્વ ઉત્પન્ન થાય છે; અને એ તેનાથી બહુતરકાલસબંધિ છે, એવી બુદ્ધિથી વૃદ્ધમનુષ્યને વિષે પરત્વ ઉત્પન્ન થાય છે. આદ્યપતનનું જે અસમવાયિકારણ તે ગુરૂત્વ છે. તે પૃથ્વી અને જલ એમનામાં રહે છે, ને એમ જ **संयोगवेगप्रयत्नाभावे गुरुत्वात्पतनमिति**—સંયોગ, વેગ, અને પ્રયત્ન એ નહિ હોય એટલે ગુરૂત્વથી જ પતન થાય છે (વૈશેષિક સૂત્ર ૫—૧—૭) એ સૂત્રમાં કહેલું છે. આદ્યસ્યંદનનું જે અસમવાયિકારણ તે દ્રવત્વ છે. તે પૃથ્વી, તેજ, અને જલ એમના વિષે રહે છે. પાર્થિવદ્રવ્ય ઘૃતાદિક અને તૈજસદ્રવ્ય સુવર્ણ એમના વિષે અગ્નિના સંયોગથી દ્રવત્વ ઉત્પન્ન થાય છે, માટે ત્યાંનું દ્રવત્વ નૈમિત્તિક છે. પરંતુ જલ માંહેલું દ્રવત્વ નૈસર્ગિક છે. સ્નેહ એટલે ચિક્કણતા. એ જલમાં માત્ર હોય છે. એ ગુણ કાર્યદ્રવ્યોમાં કારણદ્રવ્ય માંહેલા ગુણથી ઉત્પન્ન થાય છે, અને ગુરૂત્વની પેઠે જ્યાં સુધી દ્રવ્ય અસ્તિત્ત્વમાં છે ત્યાં સુધી એ ગુણ તેમાં રહે છે. જેનું શ્રોત્રથી ગ્રહણ કરાય છે અને જે આકાશનો વિશેષગુણ છે તે શબ્દ છે.

**શંકાઃ**—શ્રોત્રથી શબ્દનું ગ્રહણ કેમ થાય છે? કારણ કે, જ્યાં ભેરી—નગારૂં—હોય છે ત્યાં શબ્દ ઉત્પન્ન થાય છે; ને શ્રોત્ર તો પુરૂષના પાસે હોય છે. **સમાધાનઃ**—ભેરીના વિષે ઉત્પન્ન થયેલો શબ્દ વીચીતરંગ ન્યાયથી કિંવા કદંબમુકુલન્યાયથી બીજા શબ્દને ઉત્પન્ન કરે છે. ને તે બીજો શબ્દ ત્રીજાને ઉત્પન્ન કરે છે. એવા ક્રમથી શ્રોત્રપ્રદેશ ઉપર ઉત્પન્ન થયેલો જે અંત્યશબ્દ તેનુ શ્રોત્રથી ગ્રહણ થાય છે. પેહેલા કે વચલા શબ્દનું શ્રોત્ર ગ્રહણ કરતું નથી. એમ જ વાંસ ફાડતા બે ખપાટોના વિભાગ સ્થાને જે શબ્દ ઉત્પન્ન થાય છે, તે ભિન્ન ભિન્ન શબ્દ ઉત્પન્ન કરિને અંતે શ્રોત્રપ્રદેશમાં અંત્યશબ્દ ઉત્પન્ન કરે છે, અને તે અંત્યશબ્દનુ શ્રોત્રથી ગ્રહણ થાય છે. પેહેલા કિંવા વચલા શબ્દોનું શ્રોત્ર ગ્રહણ કરતું નથી.

'ભેરીનો શબ્દ મેં સાંભળ્યો' એવી જે પ્રતીતિ થાય છે તે ભ્રાંતિમૂલક છે; ભેરીના શબ્દની ઉત્પત્તિને ભેરી અને આકાશ એમનો સંયોગ અસમવાયિકારણ છે; ભેરી અને દાંડી એમનો સંયોગ નિમિત્તકારણ છે; અને આકાશ સમવાયિકારણ છે. તેમ જ વાંસ ફાડતાં જે 'ચટ્' 'ચટ્' એવો શબ્દ થાય છે, તેની ઉત્પત્તિને તે વાંસનુ દલ અને આકાશ એમનો જે વિભાગ થાય છે તે અસમવાયિકારણ છે; અને બે ખપાટોનો પરસ્પરથી વિભાગ એ નિમિત્તકારણ છે. આ પ્રમાણે આદ્યશબ્દ સયોગથી કિંવા વિભાગથી ઉત્પન્ન થાય છે. પરંતુ અંત્ય અને મધ્યશબ્દોનું શબ્દ એ જ અસમવાયિકારણ છે; અને અનુકૂલવાયુ એ નિમિત્તકારણ છે. **संयोगाद्विभागाच्छद्बाच्च शद्बनिष्पत्तिरिति**—સંયોગ, વિભાગ, કિંવા શબ્દ એમનાથી શબ્દની નિષ્પત્તિ થાય છે ( વૈશેષિક સૂત્ર ૨-૨-૩૧ ), એમ જ આ સૂત્રમાં પણ કહેલું છે. પ્રથમ આદિ કરિને સર્વશબ્દોનું આકાશ એ જ એક સમવાયિકારણ છે. અને તે સર્વશબ્દ કર્મ અને બુદ્ધિ એમની પેઠે ફક્ત ત્રણ ક્ષણ પર્યંત જ રહે છે ( પ્રથમક્ષણમાં ઉત્પત્તિ, દ્વિતીયક્ષણમાં સ્થિતિ અને તૃતીયક્ષણે નાશ એ વ્યવસ્થા પ્રમાણે શબ્દ એ ત્રિક્ષણાવસ્થાયિ છે ). તે પૈકી પેહેલા અને વચલા શબ્દ એ તેમનાથી ઉત્પન્ન થયેલા કાર્યશબ્દથી નાશ પામે છે, અને અંત્યશબ્દનો ઉપાંત્યશબ્દથી નાશ થાય છે ને ઉપાંત્યનો અંત્યથી થાય છે અને એવી રીતે સુંદોપસુંદન્યાયે ( સુંદ અને ઉપસુંદ એ બંને દૈત્ય હતા અને પોતાને તિલોત્તમા મળે એટલા સારૂ પરસ્પરના સાથે યુદ્ધ કરતા તેમણે પરસ્પરનો વધ કર્યો ) પરસ્પરનો વિનાશ થાય છે. પરંતુ એ યુક્ત નથી. કારણ કે, ઉપાંત્યશબ્દ એ પણ ત્રણક્ષણ પર્યંત જ અસ્તિત્વમાં રહેનારો હોવાથી અંત્યશબ્દના દ્વિતીયક્ષણ પર્યંત જ તે ટકે છે અને અંત્યશબ્દના તૃતીયક્ષણે તે અસ્તિત્ત્વમાં હોતો નથી; એમ હોવાથી તેનાથી અંત્યશબ્દનો નાશ થવો સંભવતું નથી. તેથી ઉપાંત્યના નાશથી જ અંત્યનાશ થાય છે એમ માનવું. શબ્દ વિનાશી છે એ અનુમાનથી જાણવામાં આવે છે. તે અનુમાન આ પ્રમાણે:—શબ્દ એ ઘટવત્ અનિત્ય છે; કારણ કે, તેના વિષે સામાન્ય રહેતું હોઇને તેનું અસ્મદાદિકોના બાહ્યેંદ્રિયને પ્રત્યક્ષજ્ઞાન થાય છે. અહિં શબ્દનું અનિત્યત્વ એ સાધ્ય છે. અને અનિત્ય હોવું અર્થાત્ વિનાશથી

યુક્ત એવું સ્વરૂપ હોવું. વિનાશથી યુક્ત એવી સત્તાની સાથે સંબંધ હોવો એવો તેનો અર્થ નથી. કારણ કે, તેવો અર્થ લઇયે તો સત્તાવિરહિત એવો જે પ્રાગ્‌ભાવ તેના વિષે અનિત્યત્વનો અભાવ પ્રાપ્ત થશે. શબ્દના વિષે સામાન્ય રહેતું હોઇને તેનું અસ્મદાદિકોના બાહ્યેંદ્રિયોને પ્રત્યક્ષજ્ઞાન થાય છે, એ હેતૂ છે. શબ્દનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે માટે તે અનિત્ય એટલું જ કહ્યું હત તો આત્માના વિષે વ્યભિચાર આવ્યો હત. માટે બાહ્યેંદ્રિયોને તે શબ્દ વિષે પ્રત્યક્ષજ્ઞાન થાય છે એમ કહેલું છે. પરંતુ એમ કહિયે તો પણ યોગીઓના બાહ્યેંદ્રિયથી જેમનું ગ્રહણ થઈ શકે છે એવી કેટલીએક વસ્તુને વિષે ફરિથી વ્યભિચાર આવે છે. માટે યોગીલોકોનો વ્યવચ્છેદ થવા સારૂ 'અસ્મદાદિકોના' એ પદ યોજ્યું છે.

**शंका:**—પણ યોગી છે એ માટે પ્રમાણ શું? **समाधानः**—પરમાણું એ પ્રમેય હોવાથી ઘટવત્ કોઇને પણ તેમનું પ્રત્યક્ષજ્ઞાન થતું હોવું જોઇએ. ને જેને તેમનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે તે જ યોગી છે. તથાપી સામાન્યાદિકને વિષે વ્યભિચાર આવે છે. માટે તેમનામાં ( શબ્દમાં ) સામાન્ય રહે છે એમ કહ્યું છે. અને સામાન્યાદિ ત્રણ દ્રવ્યોમાં તો સામાન્ય રહેતું નથી. જેના યોગથી પદાર્થોનું જ્ઞાન થાય છે તે બુદ્ધિ. પ્રીતિ એ સુખ છે. એમનો અનુભવ સર્વે પ્રકારે અનુકૂલ હોય છે. પીડા એ દુઃખ છે. ને એમનો અનુભવ સર્વે પ્રકારે પ્રતિકૂલ હોય છે. ઇચ્છા એટલે રાગ. દ્વેષ એટલે ક્રોધ. પ્રયત્ન એટલે ઉત્સાહ. બુધ્યાદિ છ ગુણ માનસપ્રત્યક્ષથી જાણવામાં આવે છે. સુખ અને દુઃખ એમના જે અસાધારણકારણ તે ધર્મ અને અધર્મ છે. તે પ્રત્યક્ષ દેખાતા નથી, પણ તેમના વિષે અનુમાન કરવામાં આવે છે. તે આ પ્રમાણેઃ—દેવદત્તનુ શરીરાદિક એ દેવદત્તના વિશેષગુણોથી ઉત્પન્ન થયેલું છે. કારણ કે, દેવદત્તના પ્રયત્નથી ઉત્પન્ન થયેલી વસ્તૂની પેઠે તે શરીરાદિક પણ કાર્ય હોઇને દેવદત્તના ભોગને હેતુભૂત છે. અને જે શરીરાદિકોને ઉત્પન્ન કરનારો આત્મવિશેષગુણ તે જ ધર્મ અને અધર્મ છે. કારણ કે, શરીરાદિકોને ઉત્પન્ન કરવું એ પ્રયત્નાદિકના વિષે સંભવતું નથી. સંસ્કાર વિષેના વ્યવહારનું જે અસાધારણકારણ, તે સંસ્કાર છે. તે વેગ, ભાવના, અને સ્થિતિસ્થાપક એવા ત્રણ પ્રકારનો છે. તે પૈકી વેગ એ પૃથિવ્યાદિ ચારદ્રવ્ય અને મન એમના ઉપર રહે

છે, અને તે ક્રિયાને કારણભૂત હોય છે. ભાવના એ નામનો જે સંસ્કાર છે, તે આત્મા ઉપર રહે છે, અને તે અનુભવથી ઉત્પન્ન થાય છે, ને સ્મરણ થવાને કારણભૂત હોય છે. પરંતુ તે ઉદ્‌બુદ્ધ હોય તો જ સ્મૃતિ ઉત્પન્ન કરે છે. ઉદ્‌બોધ એટલે સહકારી પદાર્થ જડવો. સ્મરણના સહકારી તે જ છે કે જે વસ્તુનુ સ્મરણ થાય છે તેના જેવી વસ્તુનુ દર્શન થવું વિગેરે. '**सदृशादृष्टचिंताद्याः स्मृतिबीजस्य बोधकाः**—સદૃશવસ્તુદર્શન, અદૃષ્ટ, ચિંતા ઇત્યાદિ સ્મૃતિબીજના બોધક છે' એમ જ પૂર્વાચાર્યોએ પણ કહેલું છે. સ્થિતિસ્થાપક એ ધર્મ સ્પર્શયુક્ત એવા દ્રવ્યો પૈકી કેટલાએક વિશેષદ્રવ્યો ઉપર રહે છે. એ ગુણ પોતાનો આશ્રય જે ધનુષ્ય ઇત્યાદિ તે અન્યથા થાય તો તેને ફરિથી તેમની પૂર્વાવસ્થા પ્રત્યે લાવે છે. બુધ્યાદિક, ધર્મ, અધર્મ અને ભાવના એ આત્માના વિશેષગુણ છે. આ પ્રમાણે ગુણોનુ વિવેચન થયું.

હવે કર્મનું વિવેચન કરિયે. કર્મ એ ચલનાત્મક હોય છે અને ગુણોની પેઠે તે દ્રવ્ય ઉપર માત્ર રહે છે. વિભુ નહોનારા દ્રવ્યોનું પરિમાણ જેને મૂર્તત્વ એવું બીજું નામ છે તે સહવર્તમાન એ કર્મ એકાર્થસમવેત હોય છે. વિભાગના યોગથી પૂર્વ દેશના સાથે રહેલા સંયોગનો નાશ થયા પછી જે ઉત્તરદેશના સાથે સંયોગ થાય છે તેનું કર્મ એ કારણ છે. તે ઉત્ક્ષેપણ, અપક્ષેપણ, આકુંચન, પ્રસારણ, અને ગમન એવા પાંચ પ્રકારનું છે. ગમન એ ભેદ કહેવાથી જ ભ્રમણાદિકોનો તેમાં સમાવેશ થાય છે. અનુવૃત્તિ વિષેના જ્ઞાનને જે કારણ થાય છે તે સામાન્ય છે. તે દ્રવ્યાદિક ત્રણ પદાર્થ ઉપર રહે છે. તે નિત્ય, એક, અને અનેકાનુગત હોય છે. તે પર અને અપર એવા બે પ્રકારનું છે. તે પૈકી સત્તા એ પરસામાન્ય છે. કારણ કે તેનો વિષય ઘણો મોટો છે. અને સત્તાના યોગથી ફક્ત અનુવૃત્તિ વિષે જ જ્ઞાન થાય છે માટે તે કેવળ સામાન્ય છે. દ્રવ્યત્વાદિક એ અપર સામાન્ય છે. કારણ કે તેનો વિષય અલ્પ હોય છે. એનાથી વ્યાવૃત્તિ પણ થઈ શકે છે, માટે એ સામાન્ય વિશેષ છે.

**શંકાઃ**—વ્યક્તિથી ભિન્ન એવું સામાન્ય તો કાંઈ છે જ નહીં. **સમાધાનઃ**—સર્વાનુગત અને એક એવું ( સામાન્ય ) નહીં હશે, તો તે વિના ભિન્ન અને વિલક્ષણ એવા પિંડના વિષે કોઈ પણ એક સાધારણ આકાર

છે, એવી જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે તે કોની ઉપર અવલંબિને ઉત્પન્ન થશે ?

**શંકાઃ**—એવું તો કોઈ પણ એક હોય છે. **સમાધાનઃ**—તો તેજ સામાન્ય છે. **શંકાઃ**—એક સાધારણ આકાર વિષે જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તે અતદ્વ્યાવૃત્તિના લિધે જ થાય છે; ને તે આ પ્રમાણેઃ—સર્વ જ ગોપિંડના વિષે અગો ( એટલે ગો, ગાય નહી ) એવા જે અશ્વાદિક તેમના થકીની વ્યાવૃત્તિ રહે છે. તેથી ગાયના અનેક પિંડોમાં એક સાધારણ આકાર રહે છે, એવો જે પ્રત્યય થાય છે તે આ અગોવૃત્તિને અનુલક્ષિને જ ઉત્પન્ન થાય છે; અને વિધિરૂપ એવું જે ગોત્વસામાન્ય તેને અનુલક્ષિને થતો નથી. **સમાધાનઃ**—એમ કહેવું નહીં. કારણ કે, અનેકમાં એક સાધારણ ધર્મ હોયં છે એવું જે જ્ઞાન થાય છે, તે વિધિના દ્વારાએ જ થાય છે. વિશેષ એ નિત્ય છે. ને તે નિત્યદ્રવ્યોમાં રહે છે. અને તે કેવળ વ્યાવૃત્તિબુદ્ધિઉત્પન્ન કરવાને કારણભૂત થાય છે. આકાશાદિક પાંચ દ્રવ્ય અને પૃથિવ્યાદિક ચાર દ્રવ્યના પરમાણું એ નિત્ય છે. અયુતસિદ્ધોનો જે સંબંધ તે સમવાય છે. તેનું વિવેચન પૂર્વે કરેલું જ છે.

**શંકાઃ**—અવયવ અને અવયવી એ પણ અયુતસિદ્ધ છે. ને એમનો જે સંબંધ તે સમવાય થાય છે, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે, અવયવથી ભિન્ન એવો અવયવી જ નથી. કારણ કે, ઘણા પરમાણું જ ભિન્ન ભિન્ન પ્રકારે એકત્ર થતાં ‘ એ ઘટ ’ ‘ એ પટ ’ એવું તેમના વિષેનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. **સમાધાનઃ**—‘ આ એક સ્થૂલઘટ છે ’ એવી પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે. ને અનેક, અસ્થૂલ, અને અતીંદ્રિય એવા પરમાણું વિષે તો એવી પ્રતીતિ થવી સંભવનીય નથી.

**શંકાઃ**—એ પ્રતીતિ ભ્રાંતિમૂલક છે. **સમાધાનઃ**—તો તેનો કોઈપણ બાધ કરતો નથી માટે તેમ કહેવાય જ નહીં. આ પ્રમાણે દ્રવ્યાદિકનું વર્ણન થયું. અને વિધિદ્વારાએ તેમનું જ્ઞાન થાય છે, માટે તે ભાવરૂપ છે. હવે નિષેધદ્વારાએ જેનું જ્ઞાન થાય છે, એવો અભાવરૂપ જે સાતમો પદાર્થ તે વિષેનું પ્રતિપાદન કરિયે. સંક્ષેપતઃ અભાવ બે પ્રકારનો છે; એક સંસર્ગાભાવ અને બીજો અન્યોન્યાભાવ. તે માંહેલો સંસર્ગાભાવ એ ત્રણ પ્રકારનો છે. તે આ પ્રમાણેઃ—પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અને અત્યંતાભાવ. ઉત્પત્તિના પૂર્વે કારણને વિષે કાર્યનો જે અભાવ તે પ્રાગભાવ છે; જેમ,

તંતૂના વિષે પટનો અભાવ. એ અનાદિ હોય છે. કારણ કે તેને ઉત્પત્તિ નથી. પરંતુ તે વિનાશી છે; કારણ કે, કાર્ય ઉત્પન્ન થતાં જ તેનો વિનાશ થાય છે. ઉત્પન્ન થયેલા કાર્યનો પોતાના કારણુને વિષે જે અભાવ તે પ્રધ્વંસાભાવ ( અર્થાત્ વિનાશ ) છે; ઉદાહરણાર્થ, ઘટ ભગ્ન થતાં કપાલોના વિષે ઘટાભાવ ઉત્પન્ન થાય છે. ને એ ઘટાભાવ મોગરી આદિકના પ્રહારથી ઉત્પન્ન થાય છે. એ ઉત્પત્તિમાન્ છે; પરંતુ વિનાશી છે. કારણ કે, નષ્ટ થયેલી વસ્તુ ફરિથી ઉત્પન્ન થતી નથી. ત્રણે કાળમાં જે અભાવ હોય છે તે અત્યંતાભાવ, ઉદાહરણાર્થે, વાયુના વિષે રૂપનો અભાવ એ અત્યંતાભાવ છે. જે અભાવ તાદાત્મ્યપ્રતિયોગિક હોય છે, તે અન્યોન્યાભાવ છે. એનું ઉદાહરણ ' ઘટ એ પટ નથી ' એ છે. આ પ્રમાણે અર્થ વિષેનું વિવેચન થયું.

**शंकाः**—જ્ઞાન કિંવા બ્રહ્મ એમનાથી વ્યતિરિક્ત એવા અર્થ છે જ નહીં. **समाधानः**—એમ શંકા કરવી યોગ્ય નથી. કારણ કે અર્થ એ પણ પ્રત્યક્ષાદિપ્રમાણોથી સિદ્ધ થાય છે, તેથી તે નથી એમ કહેવું શક્ય નથી.

બુદ્ધિ, ઉપલબ્ધિ, જ્ઞાન, પ્રત્યક્ષ ઇત્યાદિ પર્યાયશબ્દથી જેનો નિર્દેશ કરાય છે તે બુદ્ધિ. કિંવા જેના યોગથી પદાર્થોનું જ્ઞાન થાય છે તે બુદ્ધિ. સંક્ષેપતઃ તે અનુભવ અને સ્મરણ એવા બે પ્રકારની છે. અનુભવ પણ યથાર્થ અને અયથાર્થ એવા બે પ્રકારનો છે. તે પૈકી અર્થના સાથે જેનો વિરોધ હોતો નથી તે અનુભવ યથાર્થ છે. અને તે પ્રત્યક્ષાદિક પ્રમાણોથી ઉત્પન્ન થાય છે. ઉદાહરણાર્થે, દોષરહિત નેત્રથી થયેલું જે ઘટાદિજ્ઞાન તે; ધૂમરૂપ લિંગઉપરથી થયેલું અગ્નિ વિષેનું જે જ્ઞાન તે; ગોસાદૃશ્ય જોઇને ' આ પ્રાણિ ગવયપદવાચ્ય છે ' એવું જે જ્ઞાન થાય છે તે ; અને **ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत्** એ શ્રુતિવાક્યથી જ્યોતિષ્ટોમ એ સ્વર્ગનું સાધન છે એવું જે જ્ઞાન થાય છે તે. જેના અર્થના સાથે વિરોધ હોય છે તે અયથાર્થઅનુભવ છે. ને તે પ્રમાણથી ઉત્પન્ન થયેલો હોતો નથી. તે સંશય, તર્ક, અને વિપર્યય એવા ત્રણ પ્રકારનો છે. સંશય અને તર્કનું વિવેચન આગળ કરિશું. વિપર્યય એટલે જ્યાં એકાદવસ્તુ નથી ત્યાં તે છે એમ ભાસવું. તેથી વિપર્યય એટલે ભ્રમ એવો અર્થ છે. ઉદાહરણાર્થે, જે રજત નથી, તે તો શુક્તિ વિગેરે કોઈ પદાર્થ છે, તેના ઉપર એ રજત છે એવો

જે રજતનો આરોપ થાય છે, તે વિપર્યય છે. સ્મરણ એ પણ યથાર્થ અને અયથાર્થ એવા બે પ્રકારનું છે. એ બંને પ્રકારનું સ્મરણ જાગૃતાવસ્થામાં સંભવે છે. અને સ્વપ્નમાંહેલું સર્વજ્ઞાન સ્મરણરૂપ અને અયથાર્થ એવું હોય છે. ને તે સ્થળે જ્યાં 'તે' એવો પ્રત્યય થવો જોઇએ, ત્યાં કેટલાએક દોષના લીધે 'એ' એવો પ્રત્યય થાય છે. સર્વજ્ઞાન નિરાકાર જ હોય છે. કોઈ કહે કે, પદાર્થ એ જ્ઞાનના વિષે પોતાનો આકાર ઉત્પન્ન કરે છે, તો તેમ નથી. કારણ કે, સાકારજ્ઞાન વિષેના વાદનું ખંડન કરેલું છે. ને તેથી જ, જ્ઞાનના આકાર ઉપરથી અર્થનું અનુમાન થાય છે, એ જે મત છે, તેનું પણ ખંડન થાય છે. કારણ કે, ઘટાદિક અર્થ એ પ્રત્યક્ષ સિદ્ધ છે. અને અર્થથી સર્વ જ્ઞાનનું ગ્રહણ થાય છે. કારણ કે, 'હું ઘટજ્ઞાનવાન્ છું' એવી રીતે અર્થના સાથે સંબંધ થયેલા જ જ્ઞાનનું મનથી ગ્રહણ થાય છે. 'હું જ્ઞાનવાન્ છું' એટલો જ કાંઈ પ્રત્યય થતો નથી. જે અંતરિંદ્રિય તે મન છે. એના વિષેનું વિવેચન પૂર્વે થયેલું જ છે. પ્રવૃત્તિ એટલે ધર્મ કિંવા અધર્મ, એ તત્સ્વરૂપ જે વાગાદિકની ક્રિયા તે. ને એ જ પ્રવૃત્તિ જગ માંહેલા સર્વ વ્યવહારને કારણભૂત થાય છે. રાગ, દ્વેષ, અને મોહ એ દોષ છે. રાગ એટલે ઇચ્છા; દ્વેષ એટલે મન્યુ અર્થાત્ ક્રોધ; મોહ એટલે મિથ્યાજ્ઞાન અર્થાત્ વિપર્યય; એવો અર્થ છે. પ્રેત્યભાવ એટલે પુનરૂત્પત્તિ. આત્માને નવા દેહાદિ સમુદાયની જે પ્રાપ્તિ થાય છે તત્સ્વરૂપ તે પ્રેત્યભાવ હોય છે. ફલ એટલે ભોગ. ને ભોગ એટલે સુખ અને દુઃખ એમનો અનુભવ. દુઃખ એટલે પીડા. એ પૂર્વે કહેલું જ છે. અપવર્ગ એટલે મોક્ષ. એકવીસ પ્રકારના દુઃખની જે આત્યંતિકનિવૃત્તિ તે મોક્ષ છે. એક શરીર, છ ઈંદ્રિય, તેમના છ વિષય, તેમનાથી થનારાં છ જ્ઞાન, સુખ, અને દુઃખ એવા ગૌણ અને મુખ્ય ભેદોનો સ્વીકાર કરિને એ દુઃખના એકવીસ ભેદ માનેલા છે. દુઃખના અનુષંગથી સુખ પણ દુઃખ જ થાય છે. અનુષંગ એટલે અવિનાભાવ. મધ એ વિષમાં ભળતાં તે મધ છતાં પણ જેમ વિષ જ ગણાય છે, તેમ જ પૂર્વોક્ત ઉપચાર છે એમ જાણવું.

**શંકાઃ**—એ અપવર્ગ કેમ ઉત્પન્ન થાય છે? **સમાધાનઃ**—મોક્ષપ્રાપ્તિની જેને ઇચ્છા છે, એવા મનુષ્યને શાસ્ત્રથી પદાર્થનું તત્ત્વ જાણવામાં આવે છે; તેથી વિષય માંહેલા દોષ દેખાતા તે વિરક્ત થાય છે; નંતર તે

ધ્યાન કરવા લાગે છે; પછી ધ્યાનના પરિપાકથી તેને આત્મસાક્ષાત્કાર થાય છે; તેથી તેના ક્લેશ નષ્ટ થાય છે; પછી તે નિષ્કામ દૃષ્ટીથી કર્માનુષ્ટાન કરતો હોવાથી નવીન ધર્મ કિંવા અધર્મ તે સંપાદન કરતો નથી; ને પોતાના પૂર્વાર્જીત ધર્મા ધર્મનો સંચય કેટલો છે, એ યોગાભ્યાસના સામર્થ્યવડે જાણીને તે ધર્માધર્મોને એકત્ર કરિને તેમના ફળ તે ભોગવે છે; અને એવી રીતે પૂર્વકર્મનો ક્ષય થઇને વર્તમાનશરીર નાશ પામતાં, નવીન શરીરનો આરંભ થવાનો નહી હોવાથી તેને એકવીસ પ્રકારના દુ:ખનો સંબંધ થતો નથી. કારણ કે તેમ થવાનું જે કારણ તે ત્યાં હોતું નથી. એ જે એકવીસ પ્રકારના દુ:ખનો નાશ તે મોક્ષ છે ને તે જ અપવર્ગ છે.

હવે સંશય વિષે વિવેચન કરિયે:—એક ધર્મી ઉપર પરસ્પર વિરૂદ્ધ એવી અનેક વસ્તુનું જે જ્ઞાન થાય છે, તે સંશય. તે ત્રણ પ્રકારનો છે. એ વસ્તૂ માંહેલો ભેદ દૃષ્ટિએ દેખાતો નથી, એવા વખતે તે માંહેલા સમાનધર્મના લીધે જે ઉત્પન્ન થાય છે તે એક. તે 'સ્થાણું છે કે પુરૂષ છે' એવા પ્રકારનો છે. કારણ કે, આગળ રહેલા એક જ દ્રવ્યને વિષે જેના યોગથી સ્થાણુંત્વનો નિશ્ચય થાય એવા વક્રકોટરાદિક કિંવા જેના યોગથી પુરૂષત્વનો પણ નિશ્ચય થાય એવા મસ્તક, હસ્ત ઇત્યાદિ, એવો કોઈ પણ ભેદ જ્યારે જોનારના નજરે આવતો નથી, ને સ્થાણું અને પુરૂષ એમનું ઉચ્ચપણ એ સાધારણ ધર્મ માત્ર જોવામાં આવે છે, ત્યારે એ સ્થાણું છે કિંવા પુરૂષ છે એવો તેને સંશય ઉત્પન્ન થાય છે. એ વસ્તૂ માંહેલો ભેદ દૃષ્ટિએ દેખાતો નથી એવા વખતે તે માંહેલા વિપ્રતિપત્તિના લીધે જે સંશય ઉત્પન્ન થાય છે તે બીજો. તે 'એ શબ્દ નિત્ય છે કે અનિત્ય છે' એવા પ્રકારનો છે. કારણ કે, એક કહે છે કે શબ્દ નિત્ય છે; અને બીજો કહે છે કે શબ્દ અનિત્ય છે. અહિં મધ્યસ્થ પુરૂષને ( કોનું મત ખરૂં છે એ વિષે ) કોઈ વિશેષ ( પ્રમાણ વિગેરે ) ન મળવાથી તેમના તે વિપ્રતિપત્તિના લીધે શબ્દ એ નિત્ય હશે, કે અનિત્ય હશે, એવો સંશય ઉત્પન્ન થાય છે. અસાધારણધર્મથી ઉત્પન્ન થનારો સંશય આ પ્રમાણે:—ગંધવત્ત્વ એ અસાધારણધર્મ નિત્ય અને અનિત્ય એવા બંને પણ પદાર્થથી વ્યાવૃત્ત થઇને પૃથ્વીઉપર માત્ર રહે છે. હવે અહિં ( પૃથ્વી નિત્ય છે કે અનિત્ય છે એ ઠરાવવાને ) કોઈ વિશેષ ( પ્રમાણ વિગેરે ) નહીં મળવાથી પૃથ્વીના

નિત્યાનિત્યત્વ માટે સંશય ઉત્પન્ન થાય છે. તે આ પ્રમાણે:—સર્વ નિત્ય પદાર્થોથી વ્યાવૃત્ત થયેલું એવું જે ગંધવત્ત્વ તે પૃથ્વી ઉપર છે, માટે તે અનિત્ય છે એમ કહેવું, કે સર્વ અનિત્ય પદાર્થથી વ્યાવૃત્ત થયેલું એવું જે ગંધવત્ત્વ તે પૃથ્વી ઉપર છે માટે તે નિત્ય છે એમ કહેવું ? જેના યોગથી પ્રયુક્ત થઇને મનુષ્ય કાંઈ પણ કરવા પ્રવૃત્ત થાય છે તે પ્રયોજન છે. તે પ્રયોજન એટલે સુખપ્રાપ્તિ અને દુઃખપરિહાર એ છે. કારણ કે, તેના માટે જ સર્વ સ્વસ્થ મનુષ્યોની પ્રવૃત્તિ થાય છે. વાદી અને પ્રતિવાદી એમનું જે વિષે એક મત હોય છે તે દૃષ્ટાંત છે. તે બે પ્રકારનો છે. એક સાધર્મ્ય દૃષ્ટાંત; જેમ ધૂમવત્ત્વ એ હેતૂને મહાનસ. અને બીજો વૈધર્મ્ય દૃષ્ટાંત; જેમ તે જ હેતૂને મહાન્હ્રદ. પ્રામાણિક ગણાયેલી જે વાત તે સિદ્ધાંત. તે સર્વતંત્રસિદ્ધાંત, પ્રતિતંત્રસિદ્ધાંત, અધિકરણસિદ્ધાંત, અને અભ્યુપગમસિદ્ધાંત એવા ચાર પ્રકારનો છે. તે પૈકી 'ધર્મી અસ્તિત્ત્વમાં હોય છે' એ સર્વતંત્રસિદ્ધાંત છે ( શબ્દ એ નિત્ય છે કે અનિત્ય છે, એ સ્થળે નિત્યાનિત્યત્વ માટે જો કે વાદ હોય, તો પણ નિત્યત્વ, અને અનિત્યત્વ એ ધર્મ જે ધર્મી ઉપર રહે છે તે શબ્દનો સદ્ભાવ હોવો જોઇએ એ ઉભયપક્ષને સંમત છે ). બીજો આ પ્રમાણે:—નૈયાયિકોના મતે મન એ ઇંદ્રિય છે; કારણ કે, સમાનતંત્ર જે વૈશેષિકદર્શન તેમાં તે સિદ્ધ કરિને દેખાડેલું છે ( નૈયાયિક અને વૈશેષિક એ બંનેના મત ઘણા અંશે એકસરખાં જ હોવાથી વૈશેષિકદર્શન એ ન્યાયદર્શનના સંબંધે સમાનતંત્ર છે ). ત્રીજો આ પ્રમાણે:—પૃથિવ્યાદિકને કોઈ કર્તા છે, એ વાત સિદ્ધ થઈ એટલે તે કર્તા સર્વજ્ઞ હોવો જોઇએ એ. ચોથો આ પ્રમાણે:—જૈમિનીય દર્શનમાં શબ્દ નિત્ય છે કે અનિત્ય છે, એ વિષેનો વિચાર ચાલતા 'શબ્દ એ ગુણ છે એમ ગૃહિત ધરિને ચાલશું' ઈત્યાદિ જે કહે છે તે. પરાર્થાનુમાનવાક્ય માંહેલો જે એક દેશ તે અવયવ છે. તે પ્રતિજ્ઞાદિક છે. ને એમ જ '**प्रतिज्ञाहेतूदाहरणोपनयनिगमनान्यवयवाद्दति**—પ્રતિજ્ઞા, હેતૂ, ઉદાહરણ, ઉપનય, અને નિગમન એ અવયવ છે' એમ ન્યાયસૂત્ર પણ છે, તે પૈકી સાધ્યધર્મથી વિશિષ્ટ એવા ધર્મિનું પ્રતિપાદન કરનારા જે શબ્દ તે પ્રતિજ્ઞા; જેમ, પર્વત અગ્નિમાન્ છે. જે પંચમ્યંત કિંવા તૃતિયાંત હોઇને લિંગનું પ્રતિપાદન કરે છે, તે હેતુ છે; જેમ, ધૂમવત્ત્વના લીધે. વ્યાપ્તિસહ વર્તમાન દૃષ્ટાંતનું જે કથન કરવું તે ઉદાહરણ; જેમ જે જે ધૂમવાન્ હો-

ય છે તે તે અગ્નિમાન્ હોય છે, જેમ મહાનસ. ' એ તેવોજ છે ' એવા શબ્દથી પક્ષ ઉપર લિંગ છે, એમ જે પ્રતિપાદન કરવું તે ઉપનય; જેમ એ ધૂમવાન્ છે, કિંવા એ તેવોજ છે, પક્ષ ઉપર સાધ્ય રહે છે એમ જે કહેવું, તે નિગમન; જેમ, માટે એ અગ્નિમાન્ હોવો જોઇએ, કિંવા માટે એ તેવો હોવો જોઇએ. આ જે પ્રતિજ્ઞાદિક પાંચ તે અવયવ જેવાં છે, માટે તેને અનુમાન વાક્યના અવયવ એમ કહેલું છે. તે કાંઈ સમવાયિકારણ નથી. કારણ કે, શબ્દ નિત્ય આકાશનાજ સાથે સમવાયસંબંધથી રહે છે. તર્ક એટલે અનિષ્ટ પ્રસંગ. જે બે ધર્મોમાં વ્યાપ્તિ સિદ્ધ થયેલી હોય છે, તે પૈકી વ્યાપ્યનો અંગિકાર કરતા અનિષ્ટ એવું જે વ્યાપક તે પ્રાપ્ત થાય છે એમ જે દેખાડવું તે જ અનિષ્ટપ્રસંગ. ઉદાહરણાર્થે, જો ત્યાં ઘટ હત તો ભૂતલની પેઠે તે દેખાત. એ તર્ક પ્રમાણનું સમર્થન કરનારો હોય છે. તે આ પ્રમાણેઃ—એ પર્વત અગ્નિમાન્ છે કિંવા અગ્નિરહિત છે, એવો સંશય ઉત્પન્ન થયા પછી એ અગ્નિરહિત છે, એમ કોઇએ કહેતાં, જો એ અગ્નિરહિત હત તો અગ્નિરહિતત્ત્વના લીધે તે ધૂમરહિત પણ થાત. એવો ધૂમરહિત્વનો દોષ તેના ઉપર આવે છે. ને એ જે પ્રસંગ તેને જ તર્ક એમ કહે છે. સાધ્ય જે અગ્નિમત્ત્વ તે જ આ પ્રકૃત તર્કનો વિષય છે ( અગ્નિરહિતત્ત્વ એ વિષય નથી ). કારણ કે, તેનો એના યોગથી પ્રતિષેધ થયેલો છે. એમ હોવાથી તર્ક એ અનુમાનનું સમર્થન કરનારો છે. અહિં કેટલાએક એમ કહે છે કે, તર્કનો સંશયમાં અંતર્ભાવ થાય છે. પરંતુ તેમ નથી. કારણ કે, તર્કનો જે વિષય હોય છે તે એકકોટિક જ હોય છે. નિર્ણય એટલે નિશ્ચયાત્મકજ્ઞાન. ને એ પ્રમાણોથી ઉત્પન્ન થાય છે. તત્ત્વબોધ થવાની જેને ઇચ્છા છે, એવા બેની જે કથા તે વાદ. તે આઠ નિગ્રહસ્થાનોનું અધિકરણ હોઈ શકે છે. ન્યૂન, અધિક, અપસિદ્ધાંત, અને પાંચ હેત્વાભાસ એવાં તે આઠ નિગ્રહસ્થાન છે. ઉભયપક્ષોનું સમર્થન કરનારા પ્રમાણો જેમાં છે એવી વિજીગીષૂની જે કથા તે જલ્પ. તે સંભવ હોય તે પ્રમાણે સર્વ નિગ્રહસ્થાનોનું અધિકરણ હોઇ શકે છે. અને પરપક્ષ દૂષિત કર્યા પછી પોતાનો પક્ષ સિદ્ધ કરીને દેખાડનારો જે પ્રયોગ તે કહિયે, એટલે એનો છેવટ થાય છે. જેમાં પોતાનો પક્ષ સ્થાપન કરવામાં આવતો નથી તે વિતંડા. માત્ર પરપક્ષનું ખંડન થયું એટલે એની સમાપ્તિ થાય છે. કારણ કે, જે વૈતંડિક હોય છે

તેને સ્થાપનીય પક્ષ મુદ્દલ હોતો જ નથી. જ્યાં અનેક બોલનારા હોય છે ને જેમાં પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ એમનું પ્રતિપાદન કરવામાં આવે છે એ-વો જે વાક્યસંદર્ભ, તેને કથા કહે છે. પૂર્વે કહેલાં જે ધર્મપક્ષત્વાદિરૂપો તે પૈકી કોઈપણ રૂપથી વિરહિત એવા હેતૂ અહેતૂ છે. પરંતુ તેમાં પણ હેતૂના કેટલાએકરૂપો હોવાથી તે હેતૂ જેવા ભાસે છે માટે તેમને હેત્વા-ભાસ એમ કહે છે. તેના પાંચ ભેદ છે. તે આ પ્રમાણેઃ—અસિદ્ધ, વિરૂદ્ધ, અનૈકાંતિક, પ્રકરણસમ, અને કાલાત્યયાપદિષ્ટ. તે પૈકી '**व्याप्तस्य पक्ष-धर्मताप्रतीतिः सिद्धिस्तदभावोऽसिद्धिः**—જે વ્યાપ્ય હોય છે તેના પક્ષધર્મતાવિષે જે પ્રતીતિ તે સિદ્ધિ છે અને તેનો અભાવ એ અસિદ્ધિ ' એમ અસિદ્ધિનું લક્ષણ ઉદયનાચાર્યે કહેલું છે. હવે તે લક્ષણ વિરૂદ્ધાદિ-કના વિષે પણ સંભવતું હોવાથી યદ્યપી સંકરની પ્રતીતિ થાય છે, તથા-પી સંકર કઈ રીતે થશે નહીં તે કહિયે છિયે. જે હેતૂમાં જે દોષ પ્રથમ જોવામાં આવે છે, અને દુષ્ટિજ્ઞાન ( દોષ વિષેનું જ્ઞાન ) કરિ આપવાને જે સમર્થ હોય છે, તેજ દુષ્ટિજ્ઞાન કરિ આપવાને કારણભૂત થાય છે. બીજો કોઇપણ થતો નથી. અને પ્રથમ જોવામાં આવેલા તે દોષવડે જ દુષ્ટિ વિષે જ્ઞાન થઇને કથાનું પર્યવસાન થતાં તે દોષ ઉપર અવલંબિને રહે-નારો જે બીજો દોષ, તેનો ત્યાં કાંઇપણ ઉપયોગ થતો નથી. તેથી આ પ્રમાણે સાધ્યના અભાવને સાથે વ્યાપ્ત હોનારો જે વિરોધ તેનાથી જ્યાં દુષ્ટિજ્ઞાન થાય છે, ત્યાં વિરોધ એ હેત્વાભાસ છે એમ જાણવું. તેમજ જ્યાં વ્યભિચારાદિકથી દુષ્ટિજ્ઞાન થાય છે, ત્યાં તે અનૈકાંતિકાદિક હેત્વાભાસ છે એમ જાણવું. વ્યાપ્તિ અને પક્ષધર્મતા એમનાથી યુક્ત એવો હેતૂ છે એવા પ્રકારનું જે જ્ઞાન, તેના અભાવને લીધે પૂર્વે કહેલા અસિદ્ધાદિક એ દોષ થાય છે; કારણ કે, તે દુષ્ટિ વિષે જ્ઞાન કરિ આપે છે. એવા પ્રકારના આ અસિદ્ધના ત્રણ ભેદ છે. તે આ પ્રમાણેઃ—આશ્રયાસિદ્ધ, સ્વરૂપાસિદ્ધ, અને વ્યાપ્યત્વાસિદ્ધ. તે પૈકી જે હેતૂનો આશ્રય પ્રસિદ્ધ હોતો નથી તે આશ્ર-યાસિદ્ધ; જેમ, ગગનારવિંદ સુરભિ છે; કારણ કે તેના વિષે અરવિંદત્વ રહે છે; ઉદાહરણાર્થે, સરોવરમાંહેલું અરવિંદ. અહિં ગગનારવિંદ એ આ-શ્રય છે. પરંતુ તે તો અસ્તિત્વમાં જ નથી. આગળ આપેલું ઉદાહરણ એ પણ આશ્રયાસિદ્ધનું જ છે. તે આ પ્રમાણેઃ—ઘટ એ કાર્ય હોવાથી પટની પેઠે અનિત્ય છે.

**શંકાઃ**—અહિં આશ્રય અસ્તિત્વમાં હોવાથી 'કાર્ય હોવાથી' એ હેતૂ આશ્રયાસિદ્ધ થતો નથી. એ સિદ્ધસાધન માત્ર થઈ શકશે. કારણ કે, ઘટનું અનિત્યત્વ એ સિદ્ધ છતાં પણ ફરિથી સિદ્ધ કરિને દર્શાવ્યું છે.

**સમાધાનઃ**—એમ કહેવું યોગ્ય નથી. કારણ કે, સ્વરૂપતઃજ કોઈ અનુમાનનો વિષય થતો નથી; જો તે વિષે સંદેહ હોય, તો જ થાય છે. કારણ કે, એવો નિયમ છે કે, જે પદાર્થ ઉપલબ્ધ નથી કિંવા જેનો નિર્ણય થયેલો છે, એવા વિષે ન્યાય પ્રવૃત્ત થતો નથી; પણ સંદિગ્ધ વિષે જ થાય છે. હવે ઘટના અનિત્યત્વ માટે તો સંદેહ બિલકુલ છે જ નહિ. કારણ કે, તે અનિત્ય છે, એ નિશ્ચિત થયેલું જ છે. તેથી યદ્યપી ઘટ સ્વરૂપે હોય તથાપી તેના અનિત્યત્વ માટે સંદેહ નહિ હોવાથી તે આશ્રય થઈ શકતો નથી, માટે આશ્રયાસિદ્ધત્વના લીધે તે અહેતૂ થાય છે. જે હેતૂ આશ્રયમાં બિલકુલ રહેતો નથી તેને સ્વરૂપાસિદ્ધ કહે છે. જેમ, સામાન્ય અનિત્ય છે; કારણ કે, તે કૃતક હોય છે. અહિં કૃતકત્વ એ હેતૂ આશ્રય (પક્ષ) જે સામાન્ય તેના ઉપર રહેતો નથી. ભાગાસિદ્ધ પણ સ્વરૂપાસિદ્ધ જ છે. જેમ, પૃથિવ્યાદિ ચાર પ્રકારના પરમાણું નિત્ય છે; કારણ કે, તેમના વિષે ગંધવત્ત્વ છે. હવે પ્રકૃત સ્થળે પક્ષ એવા જે પરમાણું, તેમનામાં ગંધવત્ત્વ નથી. કારણ કે, ગંધવત્ત્વ એ કેવળ પૃથ્વી ઉપર રહે છે. માટે કેટલાએક ભાગ ઉપર સ્વરૂપાસિદ્ધનો દોષ આવે છે. વળી વિશેષણાસિદ્ધ, વિશેષ્યાસિદ્ધ, અસમર્થવિશેષણ, અને અસમર્થવિશેષ્ય એવા સ્વરૂપાસિદ્ધિના ચાર ભેદ છે. તે પૈકી વિશેષણાસિદ્ધ આ પ્રમાણેઃ—શબ્દ નિત્ય છે. કારણ કે, તેના વિષે દ્રવ્યત્વ હોઇને સ્પર્શરહિતત્ત્વ છે. અહિં દ્રવ્યત્વથી વિશિષ્ટ એવું જે સ્પર્શરહિતત્ત્વ તે હેતૂ છે. કેવળ સ્પર્શરહિતત્ત્વ હેતૂ નથી. ને શબ્દમાં તો દ્રવ્યત્વ નથી. કારણકે, તે ગુણ છે. માટે એ હેતૂ વિશેષણાસિદ્ધ છે. અને વિશેષણ જે દ્રવ્યત્ત્વ તે નહિ હોય, એટલે તેનાથી વિશિષ્ટ જે સ્પર્શરહિતત્ત્વ તે પણ હોતું જ નથી. કારણ કે, વિશેષણનો અભાવ હશે એટલે વિશિષ્ટનો પણ અભાવ હોવાનો જ. ઉદાહરણાર્થે, કેવળ દંડ નહિ હશે એટલે દંડવિશિષ્ટપુરૂષનો અભાવ પ્રાપ્ત થાય છે. માટે સ્પર્શરહિતત્ત્વ હોય તોપણ વિશિષ્ટ હેતૂ નથી. તેથી એ સ્વરૂપાસિદ્ધનું ઉદાહરણ છે. વિશેષ્યાસિદ્ધ આ પ્રમાણેઃ—શબ્દ નિત્ય છે; કારણ કે, તેના વિષે સ્પર્શરહિતત્ત્વ

હોઇને દ્રવ્યત્વ છે. અહિં પણ વિશિષ્ટ જ હેતૂ છે. ને વિશેષ નહિ હોય તો વિશિષ્ટસ્વરૂપ પણ સિદ્ધ થતું નથી. માટે અહિં વિશિષ્ટહેતૂ પણ સંભવતો નથી. અસમર્થવિશેષણ આ પ્રમાણે:—શબ્દ નિત્ય છે; કારણ કે, તેના વિષે ગુણવત્ત્વ હોઇને અકારણકત્વ છે. અહિં વિશેષણને કાંઇપણ સામર્થ્ય નથી. નિત્યત્વ સિદ્ધ કરવાનું સામર્થ્ય માત્ર વિશેષ્ય જે અકારણકત્વ તેનામાં છે. માટે એ હેતૂ અસમર્થવિશેષણ છે. ને વિશેષણનો અભાવ હોય એટલે વિશિષ્ટનો અભાવ પ્રાપ્ત થાય છે, માટે એ હેતૂ સ્વરૂપાસિદ્ધ છે.

**શંકા:**—ગુણુત્વ એ વિશેષણ છે, ને તે તો શબ્દમાં છે જ; તો પછી વિશેષણાભાવ કેમ સંભવે? **સમાધાન:**—એ શંકા ખરી છે. કારણ કે, શબ્દમાં ગુણુત્વ છે જ; પરંતુ તે વિશેષણ નથી. કારણ કે, ઇતરનો વ્યવચ્છેદ કરવો એતદ્રૂપ જે પ્રયોજન, તે જેના યોગથી સધાય છે, તે જ માત્ર હેતૂનું વિશેષણ હોઇ શકે છે. ને ગુણુત્વ એ તો નિષ્પ્રયોજન અને અસમર્થ છે, એ પૂર્વે કહેલું જ છે. અસમર્થવિશેષ્ય આ પ્રમાણે:–પૂર્વોક્ત હેતૂ માંહેલા પદનો વ્યત્યયથી પ્રયોગ કરતાં પ્રકૃતનું ઉદાહરણ થાય છે. તે આ પ્રમાણે:–શબ્દ નિત્ય છે; કારણ કે, તેના વિષે અકારણકત્વ હોઇને ગુણુત્વ છે. અહિં નિત્યત્વ સિદ્ધ કરવાનું સામર્થ્ય કેવળ વિશેષણમાં જ હોવાથી વિશેષ્ય એ અસમર્થ થયું છે. ને વિશેષ્યનો અભાવ હોય એટલે વિશિષ્ટનો અભાવ થાય છે. માટે એ હેતૂ સ્વરૂપાસિદ્ધ છે. કારણ કે, અહિં વિશિષ્ટ જ હેતૂ લિધેલો છે. બાકીનું સર્વ પૂર્વવત્ જ છે. જ્યાં વ્યાપ્તિ ગ્રહણ થતી નથી, તે વ્યાપ્યત્વાસિદ્ધ. તે દ્વિવિધ છે. જે હેતૂનું સાધ્યની સાથે સાહચર્ય હોતું નથી તે એક; અને ઉપાધિના દ્વારાએ જેનો સાધ્યની સાથે સંબંધ થાય છે તે બીજો. તે પૈકી પેહેલો આ પ્રમાણે:–જે અસ્તિત્વમાં હોય છે તે ક્ષણિક હોય છે. જેમ, મેઘ; જેના માટે વિવાદ છે, એવો એ શબ્દાદિ અસ્તિત્વમાં છે. અહિં શબ્દાદિ એ પક્ષ છે. તેનું ક્ષણિકત્વ એ સાધ્ય છે. અને અસ્તિત્વમાં હોવું એ હેતૂ છે. ને એ હેતૂની ક્ષણિકત્વની સાથે વ્યાપ્તિ છે એ વિષે કાંઇ પ્રમાણ નથી. હવે ઉપાધિસહિત હોનારો જે વ્યાપ્યત્વાસિદ્ધ તે કેવો હોય છે એ દર્શાવિયે છિયે. તે આ પ્રમાણે:– મૈત્રતનયત્વ એ ધર્મ તે મૈત્રતનયમાં રહેતો હોવાથી બીજા દેખાતા મૈત્રતનયોના સમૂહની પેઠે તે પણ શ્યામ હોવો જોઇએ. અહિં મૈત્રતનયત્વ

ઉપરથી શ્યામત્વ સિદ્ધ કરેલું છે. પરંતુ મૈત્રતનયત્વ એ શ્યામત્વનું પ્રયોજક નથી, પણ શાકાદિઅન્નનો પરિણામ એ તેનો પ્રયોજક છે. ને જે પ્રયોજક હોય છે, તેને જ ઉપાધિ કહે છે. માટે ધૂમ અને અગ્નિ એમના સંબંધ માંહેલા આર્દ્રેંધનસંયોગની પેઠે મૈત્રતનયત્વ અને શ્યામત્વ એમના માંહેલા સંબંધમાં શાકાદિક અન્નનો પરિણામ એ ઉપાધિ છે. અહિં ઉપાધિનો સંબંધ હોવાથી વ્યાપ્તિ સંભવતી નથી. માટે મૈત્રતનયત્વાદિ હેતૂ વ્યાપ્યત્વાસિદ્ધ છે. એવી જ રીતે બીજો પણ હેતૂ વ્યાપ્યત્વાસિદ્ધ થાય છે. તે આ પ્રમાણેઃ–યજ્ઞવ્યતિરિક્ત થનારી હિંસા પ્રમાણે યજ્ઞમાં થનારી હિંસા એ અધર્મ સાધન છે. કારણ કે, તેમાં પણ હિંસાત્વ છે. અહિં પણ હિંસાત્વ એ અધર્મનું પ્રયોજક નથી; તો નિષિદ્ધત્વરૂપ જે ઉપાધિ તે છે. તેથી પૂર્વવત્ જ અહિં ઉપાધિ હોવાથી હિંસાત્વ એ હેતૂ વ્યાપ્યત્વાસિદ્ધ છે.

**શંકાઃ—**જે સાધનનો વ્યાપક ન હોઇને સાધ્યનો વ્યાપક હોય છે, તે ઉપાધિ, એવું ઉપાધિનું લક્ષણ છે. ને તે તો નિષિદ્ધત્વના વિષે નથી, તો પછી નિષિદ્ધત્વ ઉપાધિ છે, એમ કેમ કહિ શકાય? **સમાધાનઃ—**એવી શંકા કરવી નહીં. કારણ કે, નિષિદ્ધત્વના વિષે પણ ઉપાધિનું લક્ષણ ઘટે છે. તે આ પ્રમાણેઃ—નિષિદ્ધત્વ એ અધર્મ સાધન એ સાધ્યનું વ્યાપક છે. કારણ કે, જે જે અધર્મનુ સાધન હોય છે, તેનો તેનો નિષેધ કરેલો હોય છે જ. પરંતુ જ્યાં જ્યાં હિંસા હોય છે, ત્યાં ત્યાં નિષિદ્ધત્વ અવશ્ય હોય છે જ, એવો નિયમ નથી. કારણ કે, યજ્ઞસંબંધિ હિંસાને વિષે એને અપવાદ છે. કારણ કે, યજ્ઞ માંહેલી અંગભૂત જે હિંસા તેના વિષે હિંસાત્વ હોય છે; પરંતુ તેનો નિષેધ કરેલો હોતો નથી. આ પ્રમાણે વ્યાપ્યત્વાસિદ્ધનું વિવેચન થયું. હવે વિરૂદ્ધ વિષે કહિયે છિયે. સાધ્યના વિપર્યયથી વ્યાપ્ત જે હેતૂ તે વિરૂદ્ધ છે. ઉદાહરણાર્થે, શબ્દ નિત્ય છે; કારણ કે, તે કૃતક છે. અહિં નિત્યત્વ એ સાધ્ય છે, અને કૃતકત્વ એ હેતૂ આ સાધ્યનો વિપર્યય જે અનિત્યત્વ તેનાવડે વ્યાપ્ત છે. કારણ કે, જે કૃતક હોય છે, તે ખરેખર અનિત્ય જ હોય છે. માટે સાધ્યના વિપર્યયથી વ્યાપ્ત હોવાથી કૃતકત્વ એ હેતૂ વિરૂદ્ધ છે. સાધ્ય વિષે સંશય ઉત્પન્ન કરવાને જે કારણભુત થાય છે તે, કિંવા જે વ્યભિચારયુક્ત હોય છે, તે અનૈકાંતિક છે. તે બે પ્રકારનો છેઃ સાધારણઅનૈકાંતિક અને અસાધારણ-

અનૈકાંતિક. તે પૈકી જે પક્ષ, સપક્ષ, અને વિપક્ષ એમના ઉપર રહે છે, તે સાધારણઅનૈકાંતિક છે. ઉદાહરણાર્થે, શબ્દ નિત્ય છે; કારણ કે, તે પ્રમેય છે. અહિં પ્રમેયત્વ એ હેતૂ પક્ષ ઉપર રહેતો હોઇને સપક્ષ જે નિત્ય પદાર્થ અને વિપક્ષ જે અનિત્યપદાર્થ, તેમના ઉપર રહે છે. કારણ કે, સર્વ જ પદાર્થ પ્રમેય છે. જે સપક્ષ અને વિપક્ષ એમનાથી વ્યાવૃત્ત થયેલો હોય છે તે અસાધારણઅનૈકાંતિક છે. ઉદાહરણાર્થે, પૃથ્વી નિત્ય છે; કારણ કે, તે ગંધવતી છે. અહિં ગંધવત્ત્વ એ હેતૂ છે. ને તે સપક્ષ જે આકાશાદિક નિત્યપદાર્થ તેમનાથી અને વિપક્ષ જે જલાદિક અનિત્યપદાર્થ તેમનાથી વ્યાવૃત્ત થયેલો છે. કારણ કે, ગંધવત્ત્વ એ માત્ર પૃથ્વી ઉપર જ રહે છે. હવે વ્યભિચારનું લક્ષણ કહિયે છિયે. જો હેતૂ સપક્ષ અને વિપક્ષ એ બંને સ્થળે રહેતો હોય, તો તે સંબંધી કોઈ નિયમ ( વ્યાપ્તિ ) સંભવતો નથી. માટે સપક્ષવૃત્તિત્વ હોઇને વિપક્ષથી તેની વ્યાવૃત્તિ થયેલી હોય, તો તે જ નિયમ છે. કારણ કે, તેનાથી સાધ્ય વિષે અનુમાન કરાય છે. માટે સાધ્યના વિપર્યયથી જે વ્યાપ્ત નથી, એવા હેતૂના વિષે જો પૂર્વોક્ત નિયમનો અભાવ હશે તો તે વ્યભિચાર છે. તે બે પ્રકારે સંભવે છે. એક જ્યારે હેતૂ સપક્ષ અને વિપક્ષ એમનામાં હોય છે ત્યારે; અને બીજો જ્યારે હેતૂ તે બંનેથી વ્યાવૃત્ત થયેલો હોય છે ત્યારે. જેને પ્રતિપક્ષભૂત એવો બીજો હેતૂ હોય છે, તે પ્રકરણસમ છે. ને તેને જ સત્પ્રતિપક્ષ એમ કહે છે. તે આ પ્રમાણેઃ—શબ્દ અનિત્ય છે; કારણ કે, તેના વિષે અનિત્યધર્મ ઉપલબ્ધ થતા નથી. અહિં વિપરિત અર્થ સિદ્ધ કરનારૂં અને તુલ્યબલ એવું જે બીજું અનુમાન છે, તેને પ્રતિપક્ષ કહે છે. પરંતુ જે તુલ્યબલ હોતું નથી તે પ્રતિપક્ષ નથી. કારણ કે, વિપરિતાર્થસાધકઅનુમાન ત્રણ પ્રકારનું હોય છેઃ ઉપજીવ્ય, ઉપજીવક, અને ઉપજીવ્ય પણ હોતું નથી કિંવા ઉપજીવક પણ હોતું નથી, તે. એ પૈકી પેહેલું પ્રબલ હોવાથી બાધક હોય છે. તે આ પ્રમાણેઃ—પરમાણું એ મૂર્તદ્રવ્ય હોવાથી ઘટવત્ અનિત્ય હોવો જોઇએ. અહિં ધર્મી ( પક્ષ ) જે પરમાણ્વાદિ તે પ્રમાણના યોગથી સિદ્ધ થયેલો હોવા વિના એ અનુમાન સંભવશે નહીં; કારણ કે, તેના ઉપર આશ્રયાસિદ્ધિનો દોષ આવશે. માટે પરમાણું સિદ્ધ કરિને દેખાડનારૂં પ્રમાણ ખરૂં છે, એમ અનુમાન ઉપરથી સ્પષ્ટ થાય છે. અમસ્થું એવું અનુમાન કરવામાં આવત નહીં. માટે જે ઉપજીવ્ય હોય છે તે બા-

ધક જ હોય છે. અને જે ઉપજીવક હોય છે તે દુર્બલ હોવાથી બાધ્ય હોય છે. જેમ એ જ અનિત્યત્વ વિષેનું અનુમાન. હવે ત્રીજું તુલ્યબલ હોવાથી તે પ્રતિપક્ષ છે. જે હેતૂના સાધ્યનો પક્ષ ઉપર રહેનારો અભાવ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જાણવામાં આવે છે, તે કાલાત્યયાપદિષ્ટ. તેને જ બાધિતવિષય એમ પણ કહે છે. ઉદાહરણાર્થે, અગ્નિ કૃતક હોવાથી જલવત્ અનુષ્ણ છે. અહિં કૃતકત્વ એ હેતૂ છે. અને સાધ્ય જે અનુષ્ણત્વ તેનો અભાવ પ્રત્યક્ષથી જ જાણવામાં આવે છે. કારણ કે, અગ્નિ ઉષ્ણ હોય છે, એ ત્વગિંદ્રિયથી જણાય છે. એવી જ રીતે બીજો પણ હેતૂ કાલાત્યયાપદિષ્ટ થઈ શકશે. ઉદાહરણાર્થે, ઘટનું ક્ષણિકત્વ એ સાધ્ય સિદ્ધ કરવાનું હોય તો પૂર્વોક્ત સત્ત્વ એ હેતૂ. એનું સાધ્ય જે ક્ષણિકત્વ તેનો અભાવ એટલે જે અક્ષણિકત્વ તે પ્રત્યભિજ્ઞાનરૂપ પ્રત્યક્ષથી સિદ્ધ થાય છે. કારણ કે, ' જે મેં પૂર્વે જોયો હતો તે જ એ ઘટ ' એવા પ્રકારની, પૂર્વના અનુભવથી ઉત્પન્ન થયેલો જે સંસ્કાર તેનાથી યુક્ત એવા ઇંદ્રિયોથી નિર્માણ થયેલી, ને ભૂત અને વર્તમાનકાળની સાથે જેનો સંબંધ હોય છે એવી જે પ્રત્યભિજ્ઞા, તેના યોગથી ઘટના સ્થાયિત્વ માટે જ્ઞાન થાય છે.

આ અસિદ્ધાદિક હેત્વાભાસમાં પક્ષધર્મત્વાદિ રૂપો પૈકી કોઈ પણ રૂપ ઓછું હોવાથી તે અહેતૂ થાય છે; કારણ કે, તેમને પોતાનું સાધ્ય સિદ્ધ કરતાં આવડતું નથી. તેમ જ કેવળવ્યતિરેકિહેતૂસ્વરૂપ જે લક્ષણ તેના અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, અને અસંભવ એવા જે દોષ, તેમનો પણ પૂર્વોક્ત હેત્વાભાસમાં જ અંતર્ભાવ થાય છે. તે આ પાંચથી ભિન્ન છે એમ નથી. તે અંતર્ભાવ આ પ્રમાણે થાય છેઃ—અતિવ્યાપ્તિ તે વ્યાપ્યત્વાસિદ્ધ છે. કારણ કે, તે અતિવ્યાપ્તલક્ષણરૂપહેતૂ પ્રત્યેક વિપક્ષથી વ્યાવૃત્ત થયેલો હોતો નથી; ને ઉપાધિયુક્ત હોય છે. ઉદાહરણાર્થે, ગૌનું લક્ષણ પશુત્વ એમ કરતાં જે અતિવ્યાપ્તિ આવે છે, તે ( સોપાધિક ) વ્યાપત્વાસિદ્ધિ છે. કારણ કે, સાસ્નાદિમત્ત્વ એ ગોત્વનું પ્રયોજક છે; પશુત્વ એ નથી. તેમ જ અવ્યાપ્તિ તે ભાગાસિદ્ધ છે. ઉદાહરણાર્થે, ગૌનું લક્ષણ શાબલેયત્વ ( વિચિત્રવર્ણયુક્ત હોવું, કિંવા શબલા એટલે જે કામધેનુ તજ્જન્યત્વ ) એમ કરિયે, તો તે માંહેલી અવ્યાપ્તિ એ ભાગાસિદ્ધ થાય છે. અને અસંભવ તે

સ્વરૂપાસિદ્ધ છે. ઉદાહરણાર્થે, ગૌનું લક્ષણ એકશફત્વ એમ કરિયે, તો તે માંહેલો અસંભવ સ્વરૂપાસિદ્ધ થાય છે. એક અભિપ્રાયથી ઉપયોજેલા શબ્દનો બીજો જ અર્થ કલ્પીને જે દૂષણુ આપવામાં આવે છે તે છલ છે. ઉદાહરણાર્થે, 'એ માણુવક નવકંબલ છે' આ વાક્યમાં 'નવો' એવા અર્થે ઉપયોજેલા શબ્દનો બીજો અર્થ કલ્પિને કોઈ દૂષણુ આપે છે કે, એની પાસે નવકંબલ (નવ ધાબળા) નથી, કારણુ કે, એ દરિદ્રિ છે; એના પાસે બે પણુ હોવાનો સંભવ નથી, તો પછી નવ ક્યાંથી હોય? એવો જે વાદી હોય છે તે છલવાદી હોવાથી પરાભવ પામે છે. જાતિ એટલે અસતઉત્તર. તે ઉત્કર્ષસમા ઈત્યાદિ અનેક પ્રકારની છે; તેથી વિસ્તાર ઘણો થશે એ ભયના લીધે તે વિષેનું સંપૂર્ણુ નિરૂપણુ અહિં કરતા નથી. દૃષ્ટાંત માંહેલા અવ્યાપ્ત એવા ધર્મ ઉપરથી પક્ષના વિષે અવ્યાપક એવા એકાદ ધર્મનું જે પ્રતિપાદન કરવામાં આવે છે, તે ઉત્કર્ષસમાજાતિ છે. ઉદાહરણાર્થે, શબ્દ એ કૃતક હોવાથી ઘટવત્ અનિત્ય છે એમ કહ્યા પછી તે ઉપર બીજો કોઈ એમ કહે છે કે, જો કૃતકત્વ એ હેતુના લીધે ઘટવત્ શબ્દ અનિત્ય છે, તો તે જ હેતુના લીધે ને તે જ ઘટવત્ શબ્દ એ સાવયવ પણુ હોવો જોઇએ. અને દૃષ્ટાંત માંહેલા અવ્યાપ્ત એવા ધર્મ ઉપરથી અવ્યાપક એવા એકાદ ધર્મના અભાવનું જે પ્રતિપાદન કરવામાં આવે છે, તે અપકર્ષસમાજાતિ છે. ઉદાહરણાર્થે, પૂર્વના જ અનુમાન ઉપર કોઈ એમ કહે છે કે, જો કૃતકત્વ એ હેતુના લીધે ઘટવત્ શબ્દ અનિત્ય છે તો તે જ હેતુના લીધે અને તે જ ઘટવત્ શબ્દ શ્રાવણુ પણુ થશે નહી; કારણુ કે, ઘટ એ શ્રાવણુ નથી. પરાજયનું જે કારણુ તે નિગ્રહસ્થાન. ન્યૂન, અધિક, અપસિદ્ધાંત, અર્થાંતર, અપ્રતિભા, મતાનુજ્ઞા, વિરોધ, ઈત્યાદિ અનેક ભેદના લીધે તે બહુ વિધ છે, તથાપિ વિસ્તરભયના લીધે તેમનું સંપૂર્ણુ વિવેચન અહીં કરાતું નથી. જ્યાં વિવક્ષિત અર્થમાં કાંઈ ન્યૂન હોય છે તે ન્યૂન છે (પ્રતિજ્ઞા આદિ કરિને અનુમાનવાક્ય માંહેલા જે પાંચ અવયવ છે, તે પૈકી એકાદ અવયવનો વાક્યમાં ઉપયોગ ન કર્યો હોય તો તે ન્યૂનનામક નિગ્રહસ્થાન છે); અને વિવક્ષિત અર્થમાં કાંઈ અધિક હોય છે તે અધિક છે (પ્રતિજ્ઞાદિક જે પાંચ અવયવ અવશ્ય વાક્યમાં યોજવા જોઇએ, તેમનાથી અધિક યોજાય તો તે અધિક નામનું

નિગ્રહસ્થાન થાય છે. ઉદાહરણાર્થે, એ પર્વત અગ્નિમાન્ છે, કારણ કે, ત્યાં ધૂમ અને પ્રકાશ છે, ઈત્યાદિ. અહિં ધૂમ એ હેતૂ પુરતો છતાં 'પ્રકાશ છે' એ જે કહ્યું તે અધિક ). સિદ્ધાંતથી ભ્રષ્ટ થયેલો જે તે અપસિદ્ધાંત ( જે અસત-અસ્તિત્વમાં ન હોનારૂં-હોય છે તે કોઈ વખતે પણ ઉત્પન્ન થતું નથી, એવો સિદ્ધાંત આરંભમાં કબૂલ કરિને આગળ બોલતાં બોલતાં વચમાં જ પ્રસંગના લીધે એમ જો પ્રાપ્ત થશે કે જે અસત્ હોય છે તે ઉત્પન્ન થાય છે, તો તે અપસિદ્ધાંત છે ). પ્રકૃતની સાથે જેનો સંબંધ નથી એવા અર્થનું જે ભાષણ તે અર્થાંતર. ઉત્તરની પરિસ્ફૂર્તિ ન થવી તે અપ્રતિભા. પરપક્ષને અભિમત અને પોતાને પ્રતિકૂલ એવી વાતનો પોતાની મેળે જ જે સ્વીકાર કરવો તે મતાનુજ્ઞા. ઈચ્છિત અર્થનો ભંગ કરવો તે વિરોધ. અહિં અત્યંત ઉપયુક્ત એવા રૂપભેદોનું પ્રતિપાદન કર્યું છે, અને જેમનું વિશેષ પ્રયોજન નથી એવાનું પ્રતિપાદન કર્યું નહીં; પરંતુ એમાં દોષ નથી. કારણ કે, એટલાથી જ બાલકોને જ્ઞાન થવાનો હેતૂ સાધ્ય થવા જેવો છે. ઇતિ શિવમ્:—

॥ ન્યાય તણું સાર વદ્યું આત્માનંદી સ્વનામને ધરિને ।
શંકરપદમાં નમિને સદ્‌ગુરૂચરણો સુભક્તિથી સ્મરિને ॥

ઇતિ સ્માર્તમતોત્તેજકસભાયાસાધિપ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્યવર્ય આત્માનંદસરસ્વતી વિરચિતા પરમ માહેશ્વર શ્રીમન્મહર્ષી ગૌતમ પ્રણિત ન્યાયદર્શનસારસર્વસ્વબોધકતર્કભાષાનુવાદાત્મિકા આત્માનંદી સમાપ્તા.



॥ ॐ नमःशिवायसदाशिवोम् ॥

# श्री न्यायकरावलंबन

## टीकासह

# तर्कसंग्रह—दीपिका.



### मंगलाचरणम्.

॥ वंदे शंभुं विरंचिप्रमुखसुरशिरोरत्नकोटीरकोटी प्रोद्यन्माणिक्यनीराजितचरणनखं वेदवेदांगमूलं । सोमं सोमार्द्धचूडं विमलसुरसरिद्वीचिरोचिःकपर्दं विद्यामूर्तिं वरेण्यं वरदभिमतप्राप्तये विश्वनाथं ॥ १ ॥ श्रीमातुरुज्वलसरोजरुचौभजामि पादौ पटीरनवपल्लवतल्लजाभौ । यत्पीठपूजनविधिर्भवति त्रयाणां सर्गस्थितिप्रलयकारिसुरोत्तमानाम् ॥ २ ॥ अंतरायकरिकेसरीभवन् योगजाननइति प्रथामगात् । तं विचित्रचरितं विनायकं नायकं सकल संपदां भजे ॥ ३ ॥ नृत्यति कलापिनिनिजे लंबोदरपुष्करोत्थघननिनदैः । रविनयनैस्तंपश्यन् शक्तिधरःषण्मुखो जयति ॥ ४ ॥ मातर्भारतिमहिते मयिकलय कटाक्षवीचिसंचारं । व्याख्या येन भवित्रि न्यायकरालंबनाख्यामे ॥ ५ ॥ 'गौतमस्य कणादस्य कपिलस्य पतंजलेः । व्यासस्य जैमिनेश्चापी दर्शनानि षडेवहि ' આ આસ્તિક પડ્દર્શનો પૈકી પ્રથમનું જે શ્રીમન્મહર્ષી ભગવાન્ ગૌતમ પ્રણીત પંચાધ્યાયાત્મક ન્યાયદર્શન ને બીજું શ્રીમન્મહર્ષી ભગવાન કણાદ પ્રણીત દશાધ્યાયાત્મક વૈશેષિકદર્શન

આ બે દર્શનો પરસ્પરના ઉપકારક હોવાથી એ બન્નેનું એકજ સમયે જ્ઞાન થવા સારૂં તે ઉભય દર્શન પારંગત શ્રીમન્મહામહોપાધ્યાય અન્નંભટ્ટે તર્કસંગ્રહ નામક મૂલ ગ્રંથ રચીને તેના વિશેષ સ્પષ્ટીકરણાર્થે દીપિકા નામક ટીકા ગ્રંથ કર્યો છે. પરંતુ વર્તમાન કાલીન મંદબુદ્ધિ વિદ્યાર્થીઓને તે ઉભય ગ્રંથો દુર્બોધ હોવાથી તેમના સુગમાર્થે ન્યાયભાષ્ય, વૈશેષિકભાષ્ય, સિદ્ધાંતમુક્તાવલી, ન્યાયબોધિની, તર્કકૌમુદી, તર્કભાષા, નીલકંઠી આદી અનેક ગ્રંથોના સહાય પુરસ્સર ગુર્જરી ભાષામાં અતિવિશદ અને સવિસ્તર એવો આ ન્યાયકરાવલંબન નામક ટીકા ગ્રંથ કરિએ છીએ. ત્યાં પ્રથમ દીપિકા નામક ટીકા ગ્રંથનો આરંભ કરતા ગ્રંથકર્તા કહે છે કે:—

**॥ विश्वेश्वरं साम्बमूर्तिं प्रणिपत्य गिरंगुरुं । टीकां शिशुहितां कुर्वे तर्कसंग्रहदीपिकाम् ॥**—અર્ધાંગે પાર્વતી ધારણ કરનારા શંકરને, વાગ્દેવીને અને પોતાના ગુરૂને નમસ્કાર કરીને બાલકોને ઉપયોગી થવા જેવી તર્કસંગ્રહ ગ્રંથ ઉપર દીપિકા નામની ટીકા કરૂં છું.—**चिकीर्षितस्य ग्रंथस्य निर्विघ्नपरिसमाप्त्यर्थं शिष्टाचारानुमितश्रुतिबोधितकर्तव्यताकमिष्टदेवतानमस्कारलक्षणं मंगलं शिष्यशिक्षार्थं निबध्नंश्चिकीर्षितं ग्रंथादौ प्रतिजानीते—निधायेति ।**

જે ગ્રંથ કરવાની ઈચ્છા થઈ તે નિર્વિઘ્ને પૂર્ણ થવા સારૂ કરેલું મંગલ, પોતાનું જોઇને પોતાના શિષ્યોની પણ તે તરફ પ્રવૃત્તિ થવી જોઇએ એવા હેતુથી શ્રીમન્મહામહોપાધ્યાય અન્નંભટ્ટ મંગલ કરતાં છતાં પોતાના મનમાં જે કર્તવ્ય છે તે ગ્રંથારંભે કહે છે:—

**निधाय हृदि विश्वेशं विधाय गुरुवंदनम् ।**
**बालानां सुखबोधाय क्रियते तर्कसंग्रहः ॥**

**અર્થ:**—જગન્નિયંતા શ્રીશંકરનું હૃદયમાં ધ્યાન ધરીને અને ગુરૂને વંદન કરીને બાલકોને અનાયાસથી બોધ થવા સારૂ હું આ તર્કસંગ્રહ નામનો ગ્રંથ કરૂં છું.

**ननु मंगलस्य समाप्तिसाधनत्वं नास्ति । मंगले कृतेऽपि किरणाव-**

ल्यादौ समाप्त्यदर्शनात् । मंगलाभावेऽपि कादंबर्यादौ समाप्तिदर्शनात् । अन्वयव्यतिरेकव्यभिचारादिति चेन्न । किरणावल्यादौ विघ्नबाहुल्यात्समाप्त्यभावः । कादंबर्यादौ तु ग्रंथाद्बहिरेव मंगलं कृतमतो न व्यभिचारः । ननु मंगलस्य कर्तव्यत्वे किं प्रमाणमिति चेन्न । शिष्टाचारानुमितश्रुतेरेव प्रमाणत्वात् । तथाहि । मंगलं वेदबोधितकर्तव्यताकमलौकिकाविगीतशिष्टाचारविषयत्वाद्दर्शादिवत् । भोजनादौ व्यभिचारवारणायालौकिकेत । रात्रिश्राद्धादौ व्यभिचावारणायाविगीतेति । शिष्टपदं स्पष्टार्थम् । " न कुर्यान्निष्फलं कर्म " इति जलताडनादेरपि निषिद्धत्वादिति । तर्क्यंते प्रतिपाद्यंते इति तर्का द्रव्यादिसप्तपदार्थास्तेषां संग्रहः संक्षेपेण स्वरूपकथनं क्रियत इत्यर्थः । कस्मै प्रयोजनायेत्यत आह । सुखबोधायेति । सुखेनानायासेन बोधः पदार्थज्ञानं तस्मा इत्यर्थः । ननु बहुषु तर्कग्रंथेषु सत्सु किमर्थमपूर्वग्रंथः क्रियत इत्यत आह । बालानामिति । तेषामतिविस्तृतत्वाद्बालानां बोधो न भवतीत्यर्थः । ग्रहणधारणपटुर्बालः । न तु स्तनंधयः । किं कृत्वा क्रियत इत्यत आह । निधायेति । विश्वेशं जगन्नियंतारं शिवं हृदि निधाय नितरां स्थापयित्वा सर्वदा तद्ध्यानपरो भूत्वेत्यर्थः । गुरूणां विद्यागुरूणां वंदनं नमस्कारं विधाय कृत्वेत्यर्थः ॥

મંગલ એટલે પોતાના ઇષ્ટદેવને નમસ્કાર કરવો તે. **शंका**:–પણ તે કરવુંજ જોઇએ એમ ક્યાં કહ્યું છે ? **समाधान**:–શિષ્ટલોકો આજ સુધી કરતા આવ્યા છે, તેથી મંગલ કરવું એમ જેમાં કહેલું છે એવી શ્રુતિ હોવીજ જોઇએ એમ તેઓના આચાર ઉપરથી અનુમાન થાય છે. માટે તે શ્રુતિના આધાર ઉપરથી મંગલ કરવુંજ જોઇએ એ સિદ્ધ થાય છે. **शंका**:–મંગલ કરીએ એટલે ગ્રંથ સમાપ્તિને પ્રાપ્ત થાય છે એમ કાંઇ નથી. કા-

રણ કે મંગલ કર્યા છતાં પણ કિરણાવલી આદિ ગ્રંથો સમાપ્ત થયા નથી અને મંગલ ન કર્યા છતાં પણ કાદંબરી આદિ ગ્રંથો સમાપ્ત થયા છે. **સમાધાનઃ**–કિરણાવલી આદિ ગ્રંથોમાં અનેક વિઘ્ન હોવાથી તે ગ્રંથ સમાપ્ત થયા નથી અને કાદંબરી આદિ ગ્રંથો અગર જો કે ગદ્યરૂપ હોવાથી પ્રત્યક્ષ ગદ્યમાં મંગલ કર્યું નથી તો પણ ગ્રંથકર્તાએ તે ગ્રંથથી પૃથક્ પદ્યમાં મંગલ કરેલું છે ને તેથીજ તે ગ્રંથો સમાપ્ત થયેલા છે. આ દ્રષ્ટીએ જોતાં કોઈ પણ વ્યભિચાર આવતો નથી. **શંકાઃ**–મંગલ કરવુંજ જોઈએ એ માટે પ્રમાણ? **સમાધાનઃ**–શિષ્ટલોકોના આચાર ઉપરથી જે અનુમાનથી સિદ્ધ થાય છે તે શ્રુતિજ એનું પ્રમાણ છે, કારણ કે શિષ્ટલોકોનો એવો આચાર છે. આ આચાર અલૌકિક અને અનિંદિત છે. જે જે અલૌકિક અને અનિંદિત એવો શિષ્ટાચારનો વિષય હોય છે તે વેદે કરવો એમ કહેલું હોય છે; જેમ દર્શશ્રાદ્ધાદિ. અલૌકિક અને અનિંદિત આ વિશેષણો આચારને આપેલા છે તેનું કારણ એ છે કેઃ–અલૌકિક એ વિશેપણ ન હોય તો ભોજન કરવું એ પણ વેદે કહ્યું છે એમ પ્રાપ્ત થશે. કારણ કે ભોજન કરવું એ પણ શિષ્ટોનો આચાર છે. અને તે નિંદ્ય છે એમ કોઈ પણ માનતું નથી. ખાન પાન જેવા લૌકિક વિષય વેદે કહેવાજ જોઈએ એમ કાંઈ નથી. તેથી ભોજનાદિનો એમાં સમાવેશ ન થવા સારૂ અલૌકિક એ પદ યોજેલું છે. અનિંદિત એ પદ ન યોજીએ તો રાત્રે શ્રાદ્ધ કરવું એમ વેદે કહ્યું છે એમ પ્રાપ્ત થશે. કારણ કે શ્રાદ્ધ એ અલૌકિક કૃત્ય છે. પરંતુ રાત્રે શ્રાદ્ધ એ અયોગ્ય મનાય છે તેથી રાત્રે શ્રાદ્ધાદિકનો એમાં સમાવેશ ન થવા સારૂ અનિંદિત એ પદ યોજેલું છે. વેદે જે કહેલું ન હોય તે કરવાનો શિષ્ટોનો આચાર પણ હોતો નથી; જેમ જલતાડનાદિ. " **न कुर्यान्निष्फलं कर्म**—નિષ્ફળ કર્મ કરવું નહી " આ નિષેધવાક્ય ઉપરથી જલતાડનાદિ ક્રિયા શિષ્ટલોકો કરતા નથી એ સિદ્ધ છે. **तर्कसंग्रह** એ માંહેલાં **तर्क** શબ્દનો અર્થ દ્રવ્યાદિ સપ્ત પદાર્થ છે. **શંકાઃ**–તર્કશાસ્ત્ર ઉપર પૂર્વે અનેક ગ્રંથો થયેલાં છતાં આ નવો ગ્રંથ કરવાનું પ્રયોજન શું છે? **સમાધાનઃ**–તર્કશાસ્ત્ર ઉપર પૂર્વે અનેક ગ્રંથો થયા છે એ ખરૂં છે પણ તે ગ્રંથો મ્હોટા હોવાથી તેના વાચનથી બાલકોને તર્કશાસ્ત્રનો બોધ થતો નથી માટે બાલકો સારૂ આ નવો ગ્રંથ કર્યો છે. અત્રે બાલક

એટલે ધાવણું છોકરૂં નહીં પણ જેને કહેલું સમજવાની અને તે લક્ષ્યમાં રાખવાની શક્તિ છે તે બાલક છે.

પદનો જે અર્થ તે પદાર્થ એ પદ શબ્દની વ્યુત્પત્તિ છે. એ ઉપરથી જે અભિધેય હોય છે એટલે જે નામવડે વ્યવહાર કરવાને યોગ્ય હોય છે તે પદાર્થ છે એ પદાર્થનું સામાન્યલક્ષણ નિષ્પન્ન થાય છે. એવા જે પદાર્થ તે કહે છે:—

**द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायाभावाः सप्त पदार्थाः ॥ १ ॥**

**દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ આ સપ્ત પદાર્થ છે ॥ ૧ ॥**

पदार्थान्विभजते । द्रव्येति । पदस्यार्थः पदार्थ इति व्युत्पत्त्या-भिधेयत्वं पदार्थसामान्यलक्षणम् । नन्वत्र विभागादेव सप्तत्वे सिद्धे सप्तग्रहणं व्यर्थमिति चेन्न । अधिकसंख्याव्यवच्छेदार्थत्वात् । नन्वतिरिक्तः पदार्थः प्रमितो न वा । नाद्यः । प्रमितस्य निषेधायोगात् । नांत्यः । प्रतियोगिप्रमितिं विना निषेधानुपपत्तेरिति चेन्न । पदार्थत्वं द्रव्यादिसप्तान्यतमत्वव्याप्यमिति व्यवच्छेदार्थत्वात् । ननु सप्तान्यतमत्वं सप्तभिन्नभिन्नत्वमिति वक्तव्यम् । एवंच सप्तभिन्नस्याप्रसिद्धत्वात्सप्तान्यतमत्वं कथमिति चेन्न । द्रव्यादिसप्तान्यतमत्वं द्रव्यादिभेदसप्तकाभाववत्त्वमित्युक्तत्वात् । एवमग्रेऽपि द्रष्टव्यम् ॥

**शंकाः**—પદાર્થના વિભાગ ઉપરથીજ તે સાત છે એ સિદ્ધ છતાં '**सप्त**' એ પદ વાપરવું વ્યર્થ છે. **समाधानः**—ના; પદાર્થની સંખ્યા સાતથી અધિક નથી એ દર્શાવવા સારૂ '**सप्त**' શબ્દ યોજેલો હોવાથી તે સાર્થક છે. **शंकाः**—સાતથી અતિરિક્ત પદાર્થ તમોને અવગત છે ? કે નથી ? અવગત છે એમ તમારાથી કહી શકાશે નહી. કારણ કે તે અવગત હોય

તો તેનો નિષેધ કરવો એ અયોગ્ય છે. અને અતિરિક્ત પદાર્થ અવગત નથી એમ પણ તમારાથી કહી શકાશે નહી. કારણ કે જેનો નિષેધ કરવો છે તેની અવગતી વિના તેનો નિષેધ કરવો એ સંભવતું નથી. સાતથી અધિક પદાર્થ નથી એમ તો તમે નિષેધ કર્યો છે ! ! **समाधानः**—**सप्तान्यतम** એટલે દ્રવ્યગુણાદિ જે સાત તેમાંથી કોઈ પણ એક જે હોય છે તે પદાર્થ છે, એવો નિર્ણય થવા સારૂ **सप्त** એ શબ્દ યોજેલો છે. **शंकाः**—સાતમાંથી કોઈ પણ એક હોવું તે, એટલે શું ? **समाधानः**—આ સાતથી જે કાંઈ ભિન્ન તેનાથી ભિન્ન હોવું તે એટલે આ સાતમાંથી કોઈ પણ એક હોવું તે. **शंकाः**—આ સાતથી ભિન્ન જે કાંઈ તે શું ? તે તો પ્રસિદ્ધજ નથી. તો પછી તમારૂં આ **सप्तान्यतमत्व** શી રીતે સંભવે ! **समाधानः**—દ્રવ્યગુણાદિ જે પદાર્થ તેમના પરસ્પર ઉપરના જે સાત અન્યોન્યાભાવ તેમનો અભાવ જ્યાં હોય ત્યાં અમારૂં **द्रव्यादिसप्तान्यतमत्व** છે. ઉદાહરણાર્થે આ સાતમાંથી દ્રવ્ય લઇએ તો તેને વિષે ગુણાદિ ષટ્કનો અન્યોન્યાભાવ છે પરંતુ દ્રવ્યનો અન્યોન્યાભાવ દ્રવ્યનેજ વિષે ન હોવાથી અન્યોન્યાભાવસપ્તક ત્યાં ક્યારે પણ હોવાનો સંભવ નથી. તેથી દ્રવ્ય ઉપર દ્રવ્યાદિભેદસપ્તકાભાવવત્ત્વ પ્રાપ્ત થાય છે. એજ પ્રકારે સપ્તાન્યતમત્વનું લક્ષણ ગુણાદિક ઉપર ઘટાડવું. ॥ ૧ ॥

તેમાંથી દ્રવ્ય દર્શાવે છેઃ—

**तत्र द्रव्याणि पृथिव्यप्तेजोवाय्वाकाशकालदिगात्ममनांसि नवैव ॥ २ ॥**

**તેમાં પૃથિવી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિક્, આત્મા અને મન આનવજ દ્રવ્ય છે ॥ ૨ ॥**

द्रव्यं विभजते । तत्रेति । तत्र द्रव्यादिमध्ये द्रव्याणि नवैवेत्यन्वयः । कानि तानीत्यत आह । पृथिवीत्यादि । ननु तमसो दशमद्रव्यस्य विद्यमानत्वात्कथं नवैव द्रव्याणि । तथाहि । नीलं तमश्चलतीत्यबाधितप्रतीतिबलान्नीलरूपाधारतया क्रियाधारतया च द्रव्यत्वं तावत्सिद्धम् । तत्र तमसो नाकाशादिपंचकेऽन्तर्भावो

रूपवत्त्वात् । अत एव न वायौ स्पर्शाभावात्सदा गतिमत्त्वाभावाच्च । नापि तेजसि भास्वररूपाभावादुष्णस्पर्शाभावाच्च । नापि जले शीतस्पर्शाभावान्नीलरूपाश्रयत्वाच । नापि पृथिव्यां गंधवत्त्वाभावात्स्पर्शरहितत्वाच्च । तस्मात्तमो दशमद्रव्यमिति चेन्न । तमसस्तेजोऽभावरूपत्वात् । तथाहि । तमो हि न रूपवद्द्रव्यमालोकासहकृतचक्षुर्ग्राह्यत्वात् । आलोकाभाववत् । रूपिचाक्षुषप्रमायामालोकस्य कारणत्वात् । तस्मात्प्रौढप्रकाशकतेजःसामान्याभावस्तमः । तत्र नीलं तमश्चलतीति प्रत्ययो भ्रमः । अतो नव द्रव्याणीति सिद्धम् । द्रव्यत्वजातिमत्त्वं गुणवत्त्वं वा द्रव्यसामान्यलक्षणम् । लक्ष्यैकदेशावृत्तित्वमव्याप्तिः । यथा गोः कपिलत्वम् । अलक्ष्यवृत्तित्वमतिव्याप्तिः । यथा गोः शृंगित्वम् । लक्ष्यमात्रावर्तनमसंभवः । यथा गोरेकशफत्वम् । एतद्दूषणत्रयरहितो धर्मो लक्षणम् । यथा गोः सास्नादिमत्त्वम् । स एवासाधारणधर्म इत्युच्यते । लक्ष्यतावच्छेदकसमनियतत्वमसाधारणत्वम् । व्यावर्तकस्यैव लक्षणत्वे व्यावृत्तावभिधेयत्वादौ चातिव्याप्तिवारणाय तद्भिन्नत्वं धर्मविशेषणं देयम् । व्यवहारस्यापि लक्षणप्रयोजनत्वे तु न देयम् । व्यावृत्तेरपि व्यवहारसाधनत्वात् । ननु गुणवत्त्वं न द्रव्यसामान्यलक्षणम् । आद्यक्षणे उत्पन्नविनष्टद्रव्ये चाव्याप्तेरिति चेन्न । गुणसमानाधिकरणसत्ताभिन्नजातिमत्त्वस्य विवक्षितत्वात् । नन्वेवमप्येकं रूपं रसात्पृथगिति व्यवहाराद्रूपादावतिव्याप्तिरिति चेन्न । एकार्थसमवायादेव तादृशव्यवहारोपपत्तौ गुणे गुणानंगीकरणात् ॥ २ ॥

शंका:—અંધકાર એ દસમું દ્રવ્ય છતાં નવજ દ્રવ્ય છે એમ કેમ કહી શકાય ? નીલવર્ણનો અંધઃકાર ફેલાય છે એવા પ્રકારનું જ્ઞાન આપ-

ણને થાય છે. તે ખોટું છે એમ કોઈ વખતે ઠરાવેલું નથી. તેથી અંધઃકાર એ નીલ રૂપનો અને ચલન ક્રિયાનો આધાર છે માટે તે પણ દ્રવ્ય છે એ સિદ્ધ છે. પૂર્વોક્ત દ્રવ્યોમાંથી આકાશ, કાલ, દિક્, આત્મા અને મન આ પાંચ દ્રવ્યોમાં અંધઃકારનો અંતર્ભાવ થતો નથી. કારણ કે અંધઃકાર રૂપવાળું છે ને તે પાંચને રૂપ નથી. વાયુમાં પણ અંધઃકારનો અંતર્ભાવ થતો નથી કારણ કે વાયુને રૂપ નથી ને અંધઃકારને રૂપ છે તેમજ વાયુમાં સ્પર્શ છે ને નિરંતરગતી છે તેવો અંધકારમાં નથી. તેજમાં પણ અંધઃકારનો અંતર્ભાવ થતો નથી કારણ કે તેજ ભાસ્વરરૂપ ને ઉષ્ણસ્પર્શવાન્ છે તે અંધઃકારમાં નથી. જલમાં પણ અંધઃકારનો અંતર્ભાવ થતો નથી કારણ કે જલમાં શીતસ્પર્શ ને અભાસ્વરશુકલરૂપ છે તે અંધઃકારમાં નથી. અંધઃકારતો શીતસ્પર્શ રહિત નીલ રૂપવાળું છે. પૃથ્વીમાં પણ અંધઃકારનો અંતર્ભાવ થતો નથી કારણ કે અંધઃકારમાં ગંધ ને સ્પર્શ નથી પણ પૃથ્વિમાં તો ગંધ ને સ્પર્શ છે. એમ હોવાથી અંધઃકારનો નવમાંથી કોઇ પણ દ્રવ્યમાં અંતરર્ભાવ થતો નથી માટે અંધઃકાર એ એક દસમું દ્રવ્ય છે એ સિદ્ધ થાય છે. **समाधानः**—એમ માનવું એ ઘણું ભૂલ ભરેલું છે. કારણ કે અંધઃકાર એ ભિન્ન દ્રવ્ય ન છતાં માત્ર તેજનો અભાવ છે. તેજના જ અભાવને આપણે અંધઃકાર કહીએ છીએ. અંધઃકાર એ રૂપયુક્ત દ્રવ્ય નથી; કારણ કે તે પ્રકાશની સહાય વગર નેત્રથી ગ્રહણ કરવામાં આવે છે. જે જે રૂપયુક્ત દ્રવ્ય હોતું નથી તે તે પ્રકાશના સહાય વિના નેત્રને ગ્રહણ કરવામાં આવે છે; જેમ પ્રકાશાભાવ. જે રૂપયુક્ત દ્રવ્ય હોય છે તેનું નેત્રથી ગ્રહણ કરવામાં પ્રકાશનું સહાય જોઇએ છીએ. અંધઃકારને ગ્રહણ કરવામાં પ્રકાશ જોઇતો નથી. તેથી અંધઃકાર એ રૂપયુક્ત દ્રવ્ય નથી એ સિદ્ધ થાય છે. અંધઃકાર એ કેવળ પ્રૌઢપ્રકાશ આપનારો તેજનો અભાવ છે. અને નીલવર્ણનો અંધકાર કેલાય છે એવો જે પ્રત્યય થાય છે તે ભ્રમમાત્ર છે. એમ હોવાથી નવ જ દ્રવ્યો છે એ સિદ્ધ છે.

જે દ્રવ્યત્વજાતિમત્ કિંવાગુણવત્ તે દ્રવ્ય છે એ દ્રવ્યનું સામાન્ય લક્ષણ છે. **शंकाः**—લક્ષણ એટલે શું ? **समाधानः**—અવ્યાપ્ત્યાદિદોષ જેમાં નથી એવો જે ધર્મ તે લક્ષણ કહેવાય છે. **शंकाः**—અવ્યાપ્ત્યાદિ

હોય તે શું ? **સમાધાનઃ**—જેનું લક્ષણ કરવાનું હોય છે તે લક્ષ્ય છે. લક્ષ્યનું જે આપણે લક્ષણ કરીએ—બાંધિએ—તે જ્યારે લક્ષ્યના કેટલાક ભાગ ઉપર બિલકુલ ન રહે—ન ઘટે—એવું હોય છે ત્યારે અવ્યાપ્તિદોષ ઉત્પન્ન થાય છે. ઉદાહરણાર્થઃ ગૌનું લક્ષણ કરવાનું—બાંધવાનું—હોય ત્યાં ગૌ એ લક્ષ્ય છે. જે કપિલા હોય છે તે ગૌ છે એવું જો આપણે લક્ષણ બાંધિએ તો લક્ષ્યના એક દેશમાં એટલે કેટલીએક ગાયોને વિષે કપિલત્વ એ ધર્મ બિલકુલ હોતો નથી. કારણ કે બદ્ધી ગાયો કપિલા હોય એવો નિયમ નથી. જે ગાયો ધોળી, રાતી હોય છે તેમના વિષે કપિલત્વ એ લક્ષણ રહેતું—ઘટતું—નથી. માટે એવા સ્થળે અવ્યાપ્તિદોષ ઉત્પન્ન થયો છે. હવે આપણે જો એવું લક્ષણ કરીએ—બાંધિએ—કે જે લક્ષ્યને વિષે હોતાં છતાં જે લક્ષ્ય નથી તેમને વિષે પણ હોય તો ત્યાં અતિવ્યાપ્તિ એ દોષ ઉત્પન્ન થાય છે. ઉદાહરણાર્થઃ જેને શિંગડા હોય તે ગૌ છે એવું જો લક્ષણ આપણે બાંધિએ તો શૃંગિત્વ એ અગર જો કે સર્વ ગાયોને વિષે હોય છે એ ખરૂં છે તો પણ ભેંસ વિગેરે જે લક્ષ્ય નથી તેમના વિષે પણ શૃંગિત્વ એ લક્ષણ રહે છે. માટે એવા સ્થળે અતિવ્યાપ્તિ એ દોષ ઉત્પન્ન થયો છે. હવે જો લક્ષણ એવું બાંધિએ કે જે લક્ષ્ય માંહેલાં એકને વિષે તે રહેતું ન હોય તો ત્યાં અસંભવદોષ ઉત્પન્ન થાય છે. ઉદાહરણાર્થઃ જેને એક ખરી હોય છે તે ગૌ એવું જો લક્ષણ બાંધિએ તો એકશફત્વ—એકખરીપણું—એ ધર્મ એવો છે કે તે કોઇપણ ગાયને વિષે હોતોજ નથી. માટે એવાં સ્થળે અસંભવ એ દોષ ઉત્પન્ન થયો છે. અવ્યાપ્તિદોષ, અતિવ્યાપ્તિદોષ અને અસંભવદોષ આ જે ત્રણ દોષ તેમનાથી રહીત જે ધર્મ તે લક્ષણ કહેવાય છે. ઉદાહરણાર્થઃ જેને સાસ્ના એટલે ગળાનો ધાબળો વિગેરે હોય છે તે ગૌ છે. સાસ્નાદિમત્ત્વ એ કેટલાક ગાયોને વિષે નથી હોતું એમ નથીજ, માટે ત્યાં અવ્યાપ્તિદોષ ઉત્પન્ન થતો નથી. ગૌને વિષે છતાં અન્યને વિષે પણ સાસ્નાદિમત્ત્વ હોય છે એમ નથી. કારણકે બીજા કોઇના પણ ગળામાં ગાયની પેંઠે સાસ્ના—ધાબળો—હોતી નથી. માટે ત્યાં અતિવ્યાપ્તિદોષ ઉત્પન્ન થતો નથી. અને સાસ્નાદિમત્ત્વ એ ગાયને વિષે બિલકુલ હોતુંજ નથી એમ નથી માટે ત્યાં અસંભવદોષ પણ ઉત્પન્ન થતો નથી. આ પ્રમાણે ત્રણ દોષથી રહિત જે સાસ્નાદિમત્ત્વ તે લક્ષણ છે, એનેજ **અસાધારણ**

**धर्म** કહે છે. અહીં **असाधारण** એટલે જે સાધારણ નથી તે એવો **અર્થ** નથી. કારણ કે તેવો અર્થ માનિએ તો લક્ષ્ય અને અલક્ષ્ય એ બન્નેને સાધારણ એવો તે ધર્મ નહી હોવાથી અતિવ્યાપ્તિ અને અસંભવ આ દોષ અગર જોકે આવતા નથી તોપણ અવ્યાપ્તિનો દોષ પ્રાપ્ત થાય છે. માટે અસાધારણનો અર્થ એ છે કે **लक्ष्यतावच्छेदकसमानियतत्त्व ते असाधारणत्व.** ગૌ એ **लक्ष्य** છે, તે લક્ષ્યના વિષે **लक्ष्यता** એ ધર્મ રહે છે. લક્ષ્યતાથી ન્યૂન વા વિશેષને વિષે ન રહેનારો જે ધર્મ તે **लक्ष्यतावच्छेदक** છે માટે પ્રકૃત સ્થળે ગોત્વ એ લક્ષ્યતાવચ્છેદક છે. તે લક્ષ્યતાવચ્છેદકની સાથે નિયમથી રહેવું એટલે જ્યાં જ્યાં ગોત્વ હશે ત્યાં ત્યાં સાસ્નાદિમત્ત્વે હોવું અને જ્યાં ગોત્વ ન હોય ત્યાં સાસ્નાદિમત્ત્વે ન હોવું એનેજ **असाधारणत्व** કહે છે. **शंका:**—લક્ષણનું લક્ષણ આપે કહ્યું. લક્ષણ શા સારૂ કરવું? ને તે કરેલું લક્ષણ બરાબર છે કે નથી એ શાથી જાણવું? **समाधान:**—લક્ષણ કરવાના પ્રયોજન બે છે, એક વ્યાવૃત્તિ ને બીજું વ્યવહાર. બાલકને ઘટ લઇ આવવા સારૂં કહીએ તો ઘટ એટલે શું એ જાણીને તે તેણે લઇ આવવો ઇત્યાદિ હેતૂથી જો કોઈ તેને કંબુગ્રીવાયમાન્ જે હોય છે તે ઘટ છે એવું લક્ષણ કહેશે તો ત્યાં વ્યવહાર એ તે લક્ષણનું પ્રયોજન છે. પણ ઘટપટ આદિ અનેક પદાર્થોના સમુદાયમાંથી અન્ય પદાર્થો પડતા મુકીને એક ઘટનેજ તે ઓળખે એવા હેતૂથી જો કોઇ તેને પૂર્વોક્ત લક્ષણ કહેશે તો ત્યાં વ્યાવૃત્તિ એટલે ઇતરથકી ભેદ એ તે લક્ષણનું પ્રયોજન છે. હવે, જે ઇતરથકી વ્યાવૃત્ત કિંવા અભિધેય હોય તે પદાર્થ છે એમ જો પદાર્થનું લક્ષણ કરીએ તો સર્વ પદાર્થો પરસ્પર વ્યાવૃત્ત હોવાથી અને સર્વ અભિધેય હોવાથી વ્યાવૃત્તિ કિંવા અભિધેયત્વ એ પદાર્થના લક્ષણ ઉપર, વ્યાવૃત્તિ એજ લક્ષણનું પ્રયોજન માનનારા મતે, અતિવ્યાપ્તિ આવે છે. કારણ કે તે મત પ્રમાણે જે વ્યાવર્તક હશે તેજ લક્ષણ છે. પણ આપણે હમણા કરેલું પદાર્થનું લક્ષણ વ્યાવર્તક નથી. કારણ કે જે ગુણ સર્વ ઉપર રહે છે તેના યોગથી એકથકી બીજું ભિન્ન છે એમ ક્યાંથી ઓળખાશે? માટે વ્યાવૃતત્ત્વ કિંવા અભિધેયત્વ એ લક્ષણ વ્યાવર્તક નથી. ને તે વ્યાવર્તક નહી છતાં આપણે તેને લક્ષણ કહીશું તો ત્યાં અતિવ્યાપ્તિ આવશે. એવી અતિવ્યાપ્તિનું નિવારણ થવા સારુ **अव्याप्त्या-**

**विशेषत्रयरहित अने व्यावृत्ति ने अभिधेयत्व इत्यादिकथी भिन्न एवोजे धर्म ते लक्षण छे** એમ લક્ષણનું લક્ષણ કરવું. વ્યવહાર એ પણ લક્ષણનું પ્રયોજન છે એમ માનનારાના મત પ્રમાણે ઉપરનું વધુ વિશેષણ યોજવાનું કારણ નથી. કારણ કે જે વ્યાવૃત્ત હોય છે તે પદાર્થ છે એમ લક્ષણ કરીએ તોપણ તેનાથી વ્યવહાર એ જે લક્ષણનું પ્રયોજન છે તે સફલ થઈ શકે છે.

ઉપરના વિવેચનના અનુરોધે **द्रव्यत्वजातिमत्त्व** એ દ્રવ્યનું સામાન્ય લક્ષણ થશે. પરંતુ **गुणवत्त्व** એ દ્રવ્યનું લક્ષણ થઈ શકશે નહી. કારણ કે પ્રથમ ક્ષણે દ્રવ્ય માત્ર ઉત્પન્ન થાય છે અને દ્વિતીય ક્ષણે તેમાં ગુણ ઉત્પન્ન થાય છે એવો નૈયાયિકોનો સિદ્ધાંત છે. તે પ્રમાણે જોતાં આદ્ય ક્ષણમાં દ્રવ્ય અને દ્વિતીય ક્ષણમાં ગુણ ઉત્પન્ન થવાના પૂર્વેજ નાશ પામેલુ દ્રવ્ય એ એને વિષે **गुणवत्त्व** એ દ્રવ્યનું લક્ષણ ઘટતું નથી, ને તેને લિધે અવ્યાપ્તિદોષ ઉત્પન્ન થાય છે. એવી આ ગુણવત્ત્વ લક્ષણ ઉપર શંકા આવે છે. પણ તેનું સમાધાન અમો એમ કરિએ છીએ કે **गुणवत्त्व** એનો અર્થ **गुणसमानाधिकरणसत्ताभिन्नजातिमत्त्व** એમ લેવો. એટલે તેનો અર્થ આ પ્રમાણે: જાતિ પર અને અપર એવા બે પ્રકારની છે, તે માહેલી સત્તા એ પરજાતિ છે અને તે દ્રવ્ય, ગુણ, કર્મ આ ત્રણ ઉપર રહે છે; અને દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ આ સત્તાથી અપર જાતિ છે. તે જાતિ માંહેથી **सत्ताभिन्न** એવું વિશેષણ આપવાથી દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ ઈત્યાદિ જાતિ માત્ર બાકી રહી. પરંતુ આપણને દ્રવ્યત્વનું જ લક્ષણ કરવાનું છે, માટે **गुणसमानाधिकरण** એ વધુ વિશેષણ યોજ્યું છે. તેના યોગથી ગુણત્વ અને કર્મત્વ આ તે લક્ષણમાંથી નિકળી ગયા. કારણ કે ગુણત્વ અને કર્મત્વ આ જાતિ ગુણસમાનાધિકરણ નથી. કારણ કે ગુણનું અધિકરણ દ્રવ્ય હોય છે ને ગુણત્વ અને કર્મત્વ આ જાતિ અનુક્રમે ગુણ અને કર્મ ઉપર રહે છે. પરંતુ દ્રવ્યની વાત તેવી નથી. કારણ કે દ્રવ્યત્ત્વ એ સત્તાભિન્નજાતિ દ્રવ્ય ઉપર રહે છે ને તે જ દ્રવ્ય ઉપર ગુણ પણ રહે છે. માટે **गुणसमानाधिकरणसत्ताभिन्नजातिमत्त्व** એ દ્રવ્યનું બરાબર લક્ષણ થયું. **शंका**:—' એક રૂપ રસથી પૃથક્ છે' એમ આપણે વ્યવહારમાં ઘણી વખતે બોલીએ છીએ. અહીં રૂપ એ

સત્તાભિન્નજાતિમત્ છે, અને ઉપરના વાક્યમાં એકત્વ અને પૃથક્ત્વ આ ગુણ રૂપને વિષે રહે છે એમ પણ દર્શાવ્યું છે. તેથી અહીં ગુણસમાનાધિકરણ સત્તાભિન્નજાતિમત્વ એ લક્ષણ રૂપ ઉપર આવે છે. અને રૂપ એ વાસ્તવિક દ્રવ્ય નહી છતાં ગુણ હોવાથી અને તેના ઉપર દ્રવ્યનું લક્ષણ આવતું હોવાથી આ લક્ષણ અતિવ્યાપ્ત થયું છે. **સમાધાનઃ**—ના. કારણ કે વાસ્તવિક દૃષ્ટિએ જોતાં એકત્વ અને પૃથક્ત્વ આ ગુણ રૂપ ઉપર રહે છે એમ કહેવું એજ પ્રથમ ભૂલ ભરેલું છે કારણ કે ગુણ ઉપર ગુણ રહે છે. એ મતનો કોઈ પણ અંગિકાર કરતા નથી. **શંકાઃ**—તો પછી પૂર્વોક્ત વાક્યનો વ્યવહાર કેવા પ્રકારે ઉપપન્ન થશે? **સમાધાનઃ**—તેની ઉપપત્તિ એવી રીતે કેઃ એકજ પદાર્થ ઉપર, ઉદાહરણાર્થ એકજ આમ્રફલ ઉપર એકત્વ, રૂપ અને પૃથક્ત્વ આ ત્રણ ગુણ સમવાયસંબંધવડે હોવાથી રૂપ ઉપરજ એકત્વ અને પૃથક્ત્વ છે એમ બોલવાનો ચાલ પડેલો છે. ॥ ૨ ॥

હવે ગુણ કહે છેઃ—

**रूपरसगंधस्पर्शसंख्यापरिमाणपृथक्त्व-**
**संयोगविभागपरत्वापरत्वगुरुत्वद्रवत्व-**
**स्नेहशद्बबुद्धिसुखदुःखेच्छाद्वेषप्रय-**
**त्नधर्माधर्मसंस्काराश्चतुर्विंशतिगुणाः ॥ ३ ॥**

**રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, અને સંસ્કાર આ ચોવીસ ગુણ છે ॥ ૩ ॥**

**गुणं विभजते । रूपेति । द्रव्यकर्मभिन्नत्वे सति सामान्यवान्गुणः । गुणत्वजातिमान्वा । ननु लघुत्वमृदुत्वकाठिनत्वादीनां विद्यमानत्वात्कथं चतुर्विंशतिगुणा इति चेन्न । लघुत्वस्य**

गुरुत्वाभावरूपत्वात् । मृदुत्वकठिणत्वयोरवयवसंयोगविशेष रूपत्वात् ॥ ३ ॥

**शंका:**—ગુણનું લક્ષણ ? **समाधान:—द्रव्य अने कर्म एमनाथी भिन्न छतां जे सामान्यवान् होय छे** તે ગુણ છે. કારણ કે સામાન્ય એ દ્રવ્ય, ગુણ અને કર્મ આ ત્રણેને વિષે રહે છે. તેમાંથી દ્રવ્ય અને કર્મ આ બેથી ભિન્ન એટલે તે ગુણ જ છે. કિંવા જે **गुणत्वजातिमान्** હોય છે તે ગુણ છે. **शंकाः**—લઘુત્વ, મૃદુત્વ, કઠિણત્વ, ઇત્યાદિ બીજા ગુણો છતાં ચોવીસ જ ગુણ છે એમ કેમ કહો છો ? **समाधानः**—લઘુત્વ એ ગુરૂત્વનો અભાવ છે. માટે તે જુદો ગુણ નથી. તે તો ગુરૂત્વાભાવરૂપ જ છે. તેમજ મૃદુત્વ અને કઠિણત્વ આ પણ ભિન્ન ગુણ નથી, તો દ્રવ્ય માહેલાં પરમાણ્વાદિક અવયવોનો કાંઇક ભિન્નભિન્ન પ્રકારે સંયોગ થયેલો હોય છે તેને જ આપણે મૃદુ અને કઠિણ કહિએ છીએ. તેથી મૃદુત્વ અને કઠિણત્વ એમનો સંયોગ એ ગુણમાં અંતર્ભાવ છે. ॥ ૩ ॥

હવે કર્મ કહે છે:—

## उत्क्षेपणापक्षेपणाकुञ्चनप्रसारणगमनानि पंचैव कर्माणि ॥ ४ ॥

**ઉત્ક્ષેપણ, અપક્ષેપણ, આકુંચન, પ્રસારણ અને ગમન એવા પાંચ પ્રકારનું કર્મ છે ॥ ૪ ॥**

कर्म विभजते । उत्क्षेपणेति । संयोगभिन्नत्वेसति संयोगासमवायिकारणं कर्म । कर्मत्वजातिमद्वा । भ्रमणादीनामपि गमनेऽन्तर्भावान्न पंचविधत्वविरोधः ॥ ४ ॥

**शंका:**—કર્મનું લક્ષણ ? **समाधानः**—કર્મનું લક્ષણ એ છે કે **संयोगथी भिन्न छतां जे संयोगनुं असमवायिकारण होय छे** તે કર્મ છે. ઉદાહરણર્થ: એક ફળ ઝાડ ઉપરથી ભૂમિ ઉપર પડયું તો ત્યાં ભૂમિ અને ફળ એમનો જે સંયોગ થયો તેનું અસમવાયિકારણ ફલપતન એ છે. કારણ કે ભૂમિસંયોગ એ ફળની સાથે સમવાયસંબંધવડે છે. અને ફલ-

પતન એ પણ ફળની સાથે સમવાયસંબંધવડે છે. તેથી ફલભૂમિસંયોગના સહવર્તમાન ફલને વિષે ફળપતન એ રહે છે, માટે ફલપતન એ ભૂમિફલ સંયોગનું અસમવાયિકારણ છે, અને તેથી પતન એ કર્મ છે. આ લક્ષણમાં **संयोगथी भिन्न छतां** આ શબ્દ યોજવાનું કારણ એ છે કે સંયોગ એ પણ પ્રત્યક્ષસંયોગનું અસમવાયિકારણ હોવાથી તેના ઉપર અતિવ્યાપ્તિ આવે છે. કારણ કે તે જ ભૂમિના અવયવીભૂત એવી એક શિલાતલ ઉપર તે ફળ પડયું એમ માનિએ તો શિલાતલ અને ફળ એમનો સંયોગ એ પણ ભૂમિ અને ફળ એમના સંયોગનું અસમવાયિકારણ થાય છે. તેનું નિવારણ કરવા સારૂ **संयोगथी भिन्न छतां** આ શબ્દ યોજેલાં છે. અથવા **कर्मत्वजाति जेने छे** તે કર્મ છે એવું બીજું લક્ષણ બાંધી શકાશે. ભ્રમણ આદિક ક્રિયાનો ગમનમાંજ સમાવેશ થતો હોવાથી " કર્મ પાંચ પ્રકારનું છે " એમ જે કહ્યું છે તેને વિરોધ આવતો નથી. ॥ ૪ ॥

હવે સામાન્ય કહે છે:—

**परमपरं चेति द्विविधं सामान्यम् ॥ ५ ॥**

**"સામાન્ય એ બે પ્રકારનું છે; એક પર, અને બીજું અપર ॥ ૫ ॥**

**सामान्यं विभजते । परमिति । परमधिकवृत्ति । अपरं न्यूनवृत्ति । सामान्यादिचतुष्टये जातिर्नास्ति ॥ ५ ॥**

**जे अधिक स्थले रहे छे ते पर सामान्य छे,** અને **जे न्यून स्थले रहे छे ते अपरसामान्य छे.** દ્રવ્યત્વાદિકો કરતાં સત્તા એ અધિક સ્થળે રહે છે માટે સત્તા એ પર છે. અને ઘટત્વાદિક ન્યૂન સ્થળે રહે છે માટે તે અપર જાતિ છે. સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ આ ચારને વિષે જાતિ હોતી નથી ॥ ૫ ॥

હવે વિશેષ કહે છે:—

**नित्यद्रव्यवृत्तयो विशेषास्त्वनंता एव ॥ ६ ॥**

**વિશેષ એ નિત્યદ્રવ્યોના વિષે રહે છે, અને તે અનંત છે ॥ ૬ ॥**

विशेषं विभजते । नित्येति । पृथिव्यादिचतुष्टयस्य परमाणव आकाशादिपंचकं च नित्यद्रव्याणि ॥ ६ ॥

પૃથ્વિ, જલ, તેજ અને વાયુ એ ચારના પરમાણુ અને આકાશ, કાલ, દિક્ આત્મા અને મન આ પાંચ દ્રવ્યો એ સર્વ નિત્યદ્રવ્યો છે ॥ ૬ ॥

હવે સમવાય કહે છેઃ—

**समवायस्त्वेक एव ॥ ७ ॥**

**સમવાય એ એકજ છે. ॥ ૭ ॥**

समवायस्य भेदो नास्तीत्याह । समवायस्त्विति ॥ ७ ॥

બીજાઓની પેઠે સમવાયના ભેદ નથી ॥ ૭ ॥

હવે અભાવ કહે છેઃ—

**अभावश्चतुर्विधः । प्रागभावः प्रध्वंसाभावोऽत्यंताभावोऽन्योन्याभावश्चेति ॥ ८ ॥**

**અભાવ ચાર પ્રકારનો છે. તે-પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અત્યંતાભાવ અને અન્યોન્યાભાવ. ॥ ૮ ॥**

अभावं विभजते । अभावेति ॥ ८ ॥

આ ન્યાયશાસ્ત્રની વિષય પ્રતિપાદનની શૈલી–પદ્ધતી–એવી છે કે જે પદાર્થ માટે કાંઈ પ્રતિપાદન કરવું હોય તેના નામ પ્રથમતો અનુક્રમે કહેવા, તદનંતર તે માંહેલા પ્રત્યેકનું લક્ષણ શું છે તે કહેવું અને ત્યારપછી તે લક્ષણ લક્ષ્યને વિષે ઉપપન્ન થાય છે કે નહી તેનો વિચાર કરવો. આ ત્રણ પ્રકારને અનુક્રમથી **उद्देश, लक्षण** અને **परिक्षा** એ નામ છે. ઉદ્દેશ વાક્ય માંહેલો પદાર્થોનો ક્રમ કેવળ ગ્રંથકર્તાની ઇચ્છા ઉપર અવલંબિને હોય છે. તે ક્રમને અનુસરિને પ્રથમ પૃથ્વિનું લક્ષણ કહે છેઃ—

**तत्र गंधवती पृथिवी । सा द्विविधा नित्यानित्या चेति । नित्या परमाणुरूपा ।**

अनित्या कार्यरूपा । सा पुनस्त्रिविधा शरीरेंद्रियविषयभेदात् । शरीरमस्मदादीनाम् । इंद्रियं गंधग्राहकं घ्राणं नासाग्रवर्ति । विषयो मृत्पाषाणादिः ॥ ९ ॥

( હમણા ઉપર જે નવ દ્રવ્યો કહ્યા ) તેમાં જે ગંધવતી હોય તે પૃથિવી છે. તે નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારની છે. તે પરમાણુરૂપે નિત્ય છે. અને કાર્યરૂપે અનિત્ય છે. તેના વળી ત્રણ વિભાગ છે. તે શરીર, ઇંદ્રિય અને વિષય એ છે. શરીર આપણા જેવા મનુષ્યાદિ પ્રાણીઓનું જે પ્રસિદ્ધ છે તે. જે ગંધગ્રાહક હોય એટલે ગંધનું જ્ઞાન જેને હોય છે તે ઇંદ્રિય છે. તેને ઘ્રાણ કહે છે; અને તે નાસિકાના અગ્રભાગમાં રહે છે. મૃત્તિકા, પાષાણ ઇત્યાદિ વસ્તુ એ વિષય છે ॥ ૯ ॥

तत्रोद्देशादिक्रमानुसारात्पृथिव्या लक्षणमाह । गंधवतीति । नाम्ना पदार्थसंकीर्तनमुद्देशः । उद्देशक्रमे च सर्वत्रेच्छैव नियामिका । ननु सुरभ्यसुरभ्यवयवारब्धे द्रव्ये परस्परविरोधेन गंधानुत्पादादव्याप्तिः । न च तत्र गंधप्रतीत्यनुपपत्तिरिति वाच्यम् । अवयवगंधस्यैव तत्र प्रतीतिसंभवेन चित्रगंधानङ्गीकारात् । किं चोत्पन्नविनष्टघटादावव्याप्तिरिति चेन्न । गंधसमानाधिकरणद्रव्यत्वापरजातिमत्त्वस्यैव विवक्षितत्वात् । ननु जलादावपि गंधप्रतीतेरतिव्याप्तिरिति चेन्न । अन्वयव्यतिरेकाभ्यां पृथिवीगंधस्यैव तत्र संयुक्तसमवायेन भानांगीकारात् । ननु त-

थापि कालस्य सर्वाधारतया सर्वेषां लक्षणानां कालेऽतिव्याप्तिरिति चेन्न । सर्वाधारताप्रयोजकसंबंधभिन्नसंबंधेन लक्षणत्वस्याभिमतत्वात् । पृथिवीं विभजते । सा द्विविधेति । नित्यत्वं ध्वंसाप्रतियोगित्वम् । ध्वंसप्रतियोगित्वमनित्यत्वम् । प्रकारान्तरेण विभजते । सा पुनरिति । आत्मनो भोगायतनं शरीरम् । यदवच्छिन्नात्मनि भोगो जायते तद्भोगायतनम् । सुखदुःखसाक्षात्कारो भोगः । शब्देतरोद्भूतविशेषगुणानाश्रयत्वे सति ज्ञानकारणमनःसंयोगाश्रयत्वमिंद्रियत्वम् । शरीरेंद्रियभिन्नो विषयः । एवं च गंधवच्छरीरं पार्थिवशरीरम् । गंधवदिंद्रियं पार्थिवेंद्रियम् । गंधवान्विषयः पार्थिवविषय इति तत्तल्लक्षणं बोध्यम् । पार्थिवशरीरं दर्शयति । शरीरमिति । इंद्रियं दर्शयति । इंद्रियमिति । गंधग्राहकमिति प्रयोजनकथनम् । घ्राणमिति संज्ञा । नासाग्रेत्याश्रयोक्तिः । एवमुत्तरत्रापि ज्ञेयम् । पार्थिवविषयं दर्शयति । विषयेति ॥ ९ ॥

**शंकाः**—આપે ક્રમ પ્રાપ્ત પૃથિવીનું લક્ષણ **જે ગંધવતી હોય તે પૃથ્વિ છે** એમ કર્યું છે. પણ પૃથ્વિનો કેટલોએક ભાગ સુરભિ–સુગંધ–અને કેટલોએક ભાગ અસુરભિ–દુર્ગંધ–છે તે બન્ને ભાગ લઇને જો તે બે થકી એક નવીન દ્રવ્ય તયાર કરિએ તો એક ભાગનો સુગંધ બીજાના દુર્ગંધ વડે અને બીજાનો દુર્ગંધ એકના સુગંધ વડે પ્રતિબદ્ધ થતાં ઉભયના મિશ્રણથી ઉત્પન્ન થયેલ એકંદર દ્રવ્યમાં સુરભિ કિંવા અસુરભિ એવો કોઈ પણ ગંધ ઉત્પન્ન થતો નથી. તેથી તે દ્રવ્ય પૃથિવીનું છતાં તેમાં ગંધ ન હોવાથી પૂર્વોક્ત લક્ષણ ઉપર અવ્યાપ્તિદોષ પ્રાપ્ત થાય છે. કદાચ્ કોઇ મધ્યસ્થ અમને એમ કહેશે કે–તેવા પ્રકારના દ્રવ્યમાં ગંધની પ્રતીતિ તો થાય છે, પરંતુ ત્યાં ગંધ ઉત્પન્ન થતોજ નથી એમ તમે કહો છો; ત્યારે ત્યાં જે ગંધપ્રતીતિ થાય છે તેની ઉપપત્તી તમે ક્યાંથી કરશો ? તમારા કહેવા પ્રમાણે ગંધપ્રતીતિની ઉપપત્તી થઇ શકશે નહી. માટે તમોને એમ સુચવું

છું કે અસુરભિગંધના વિરોધથી સુરભિગંધની અને સુરભિગંધના વિરો-ધથી અસુરભિગંધની ઉત્પત્તિ **ન** થતી હોય તો ન થાઓ, પરંતુ સુરભિ અને અસુરભિ એમના મિશ્રણ વડે ઉત્પન્ન થનારા ચિત્રગંધની ઉત્પત્તિને કોઇ પણ પ્રતિબંધક નહી હોવાથી ત્યાં ચિત્રગંધની જ પ્રતીતિ થાય છે એમ માનશો એટલે ચિત્રગંધ એ સમગ્ર દ્રવ્ય ઉપર રહેનારો ગંધ હોવાથી આપે દર્શાવેલી અવ્યાપ્તિનું નિવારણ થશે.—આ મધ્યસ્થની સૂચના વ્યર્થ છે. તે સ્થળે જે પ્રતીતિ થાય છે તે અવયવગંધની જ થાય છે તેથી ત્યાં ચિત્રગંધનો કોઇપણ અંગિકાર ન કરવાથી સમગ્ર દ્રવ્ય ઉપર રહેનાર એવો એક ગંધ ત્યાં નહી હોવાથી પૂર્વોક્ત અવ્યાપ્તિદોષ નિવૃત્ત થતો નથી. વળી ઉત્પન્ન થતાં જ નાશ પામેલા ઘટને વિષે ગુણ ઉત્પન્ન થયેલા નહી હોવા-થી ત્યાં પણ અવ્યાપ્તિદોષ પ્રાપ્ત થાય છે. **સમાધાનઃ**—આ શંકાઓ અઘટિત છે. કારણ કે—**गंधसमानाधिकरण अने द्रव्यत्वथी अपर-जाति जेने छे ते पृथ्वि छे** એમ અમો પૃથિવીનું નવું લક્ષણ કરિએ છીએ. સર્વમાં પરજાતિ સત્તા એ છે. તેનાથી **अपरजाति** એટલે દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ આ છે. અને **द्रव्यत्वर्थी अपरजाति** કહિએ એટલે તે પૃથિવીત્વ, જલત્વ, તેજસ્ત્વ ઇત્યાદિ છે. તેથી ઉપરના લક્ષણમાં **द्रव्यत्व-र्थी अपरजाति** એટલુંજ કહિએ તો જલત્વાદિકનો પણ તેમાં સમાવેશ થશે. તેનું નિવારણ કરવા સારૂં **गंधसमानाधिकरण** કહ્યું છે. જલત્વાદિ જાતિ અગર જો કે દ્રવ્યત્વાપર હોય તો પણ તે ગંધ જે સ્થળે હોય છે તે સ્થળે રહેનારી હોતી નથી. આ પ્રમાણે લક્ષણ કરવાથી સુરભિ અને અસુરભિ એવા અવયવોથી થયેલા દ્રવ્યમાં અને ઉત્પન્ન થતાંજ નાશ પા-મનારા ઘટમાં અગર જો કે ગંધ ઉત્પન્ન થયેલો નહી હોય તો પણ ઇતર સ્થળે ગંધની સાથે સમાનાધિકરણ હોનારી દ્રવ્યત્વથી અપર એવી પૃથિ-વીત્વજાતિ તેના ઉપર છે માટે તમો દર્શાવેલાં બન્ને અવ્યાપ્તિદોષ પ્રાપ્ત થઇ શકતા નથી **શંકાઃ**—જલાદિકને વિષે પણ ગંધની પ્રતીતિ થાય છે માટે આ લક્ષણ જલાદિકને વિષે અતિવ્યાપ્તી થાય છે. **સમાધાનઃ**—ના. એમ માનવું ભૂલ ભરેલું છે. કારણ કે જ્યાં ગંધ હોય છે ત્યાં પૃથિવી હોય છે અને જ્યાં ગંધ હોતો નથી ત્યાં પૃથિવી હોતી નથી એવા પ્રકારના અન્વયવ્યતિરેક ઉપરથી જો જલમાં ગંધનું ભાન થતું હોય તો તે ગંધ

પૃથિવીનોજ હોવો જોઇએ એમ ઠરે છે. તે ગંધ જલમાં સંયુક્તસમવાયથી રહેલો હોય છે. કારણ કે ગંધ પૃથિવીમાં સમવાયસંબંધથી રહે છે અને તે પૃથિવી જલની સાથે સંયુક્ત થયેલી હોય છે. માટે જલમાં સંયુક્તસમવાયવડે રહેલી પૃથિવીના ગંધનીજ જલને વિષે પ્રતીતિ થાય છે. એમ માનવું ઘટે છે. **शंका**:-કાલ એ સર્વેનો આધાર હોવાથી સર્વ લક્ષણોની તેના ઉપર અતિવ્યાપ્તિ થાય છે. **समाधान**:-હાં. થાય છે ખરી. પણ તે કાંઈ દોષ નથી. કારણ કે અમો જ્યારે જ્યારે કોઈ પણ લક્ષણ બાંધીએ છીએ તે તે સમયે સર્વાધારત્વ ઉત્પન્ન કરનારા સંબંધ પડતા મુકિને બાકીના સંબંધોને અનુલક્ષિનેજ તે લક્ષણ બાંધિએ છીએ. કાલ, દિક્, ઇશ્વર ઈત્યાદિઓનો સર્વેનાજ સાથે સંબંધ હોય છે. તેથી કાલીક, દૈશિક વિગેરે સર્વાધારત્વપ્રયોજક સંબંધ છે. ને તેઓથી ભિન્ન સંબંધ એટલે કાર્યકારણભાવ વિશેષણવિશેષ્યભાવ. વ્યાપ્યવ્યાપકભાવ વિગેરે છે. એમ હોવાથી કોઇ પણ પદાર્થનું લક્ષણ બાંધવાનું હોય તો તે સર્વાધારતાપ્રયોજકસંબંધ થકી ભિન્ન એવા સંબંધોને અનુલક્ષિનેજ બાંધેલું હોય છે માટે કાલ ઉપરના અતિવ્યાપ્તિનો દોષ ઉદ્ભાવિત કરવો એ યોગ્ય નથી.

પૃથિવીના નિત્ય અને અનિત્ય એવા બે વિભાગ કરેલાં છે. **नित्यत्व एटले ध्वंसाप्रतियोगित्व.** ઘટ એ ઘટાભાવનો પ્રતિયોગી છે. પ્રતિયોગીથી જે ઉલટું તે અપ્રતિયોગી. ધ્વંસાપ્રતિયોગી એટલે જેને ધ્વંસ નથી તે. જે કોઇ વખતે પણ ધ્વંસ પામતું નથી તેનેજ આપણે નિત્ય ગણીએ છીએ. તેમજ **अनित्यत्व एटले ध्वंसप्रतियोगित्व.** અર્થાત જે ધ્વંસ પામે છે તે અનિત્ય છે. પૃથિવીના નિત્ય અને અનિત્ય એવા બે ભાગ કરીને તેમાંથી અનિત્યપૃથ્વિના ફરીથી શરીરાદિ ત્રણ વિભાગ કરેલાં છે. જે આત્માનુ ભોગાયતન તે શરીર. અર્થાત્ જેના ભિતર રહીને આત્મા સુખ દુઃખનો અનુભવ લેય છે તે શરીર છે. ભોગાયતન એ પદનો અર્થ એ છે કે ભોગ એટલે સુખ અને દુઃખ એમનો અનુભવ. તે ભોગ જેણે વ્યાપેલા આત્માને પ્રાપ્ત થાય છે તે ભોગાયતન, તેનેજ શરીર કહે છે. શરીર, ઇંદ્રિય અને વિષય આ ત્રણ વિભાગ પૈકી ઇંદ્રિયનું લક્ષણ આ પ્રમાણે છેઃ- **शब्देतरोद्भूतविशेषगुणानाश्रयत्व छतां तेना विषे ज्ञानकारणमनःसंयोगाश्रयत्व होय छे ते इंद्रिय छे.** નૈયાયિકોનો પ્રત્યક્ષજ્ઞાન વિષયક સિદ્ધાંત એ-

વાં છે કે પ્રથમતો આત્મા મનની સાથે સંયુક્ત થાય છે, ને નંતરમન ઇંદ્રિયની સાથે સંયુક્ત થાય છે, તદનંતર ઇંદ્રિય જે પદાર્થનું પ્રત્યક્ષજ્ઞાન કરવાનું હોય તેની સાથે સંયુક્ત થાય છે ત્યાર પછી પ્રત્યક્ષજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ ઉપરથી જણાઇ આવશે કે મન ઇંદ્રિયની સાથે સંયુક્ત થતું હોવાથી **इंद्रिय ए मनःसंयोगाश्रय** છે. કાલ એ પણ સર્વના સાથે સંયુક્ત થયેલો હોવાથી તે પણ મનઃસંયોગાશ્રય થશે પણ મનનો ઇંદ્રિયોની સાથે થયેલો સંયોગ પ્રત્યક્ષના જ્ઞાનને કારણીભૂત હોય છે. તેમ મનનો કાલની સાથે થયેલો સંયોગ હોતો નથી. તેથી **ज्ञानकारणमनःसंयोगाश्रय** એમ કહેવાથી કાલ ઉપરની અતિવ્યાપ્તિ નિવૃત્ત થાય છે. મનનો સંયોગ આત્માની સાથે પણ થયેલો હોય છે અને તે સંયોગ જ્ઞાનકારણ પણ છે. કારણ કે આત્માનો અને મનનો સંયોગ થયા વિના જ્ઞાન ઉત્પન્ન થતું નથી. તેથી **ज्ञानकारणमनःसंयोगाश्रय** એટલું કહીએ તો પણ આ ઇંદ્રિયના લક્ષણની આત્મા ઉપર અતિવ્યાપ્તિ થાય છે. તે અતિવ્યાપ્તિ દૂર કરવા સારૂં લક્ષણમાં **शब्देतरोद्भूतविशेषगुणानाश्रयत्व** આ શબ્દો યોજ્યા છે. ચોવીસ ગુણોનું ભિન્ન ભિન્ન રીતે વર્ગીકરણ કરેલું છે. તેમાં **विशेषगुण** એ એક વર્ગ છે. આ વિશેષગુણ આત્મા વિગેરે કેટલાએક દ્રવ્ય ઉપર રહે છે. પરંતુ ઇંદ્રિયો ઉપર રહેતા નથી. તેથી **विशेषगुणानाश्रय** એમ કહેવાથી આત્મા ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. **शंका:-** ઘ્રાણ, રસના, ચક્ષુ, ત્વચા અને શ્રોત્ર આ પાંચ ઇંદ્રિયો પૃથિવી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ દ્રવ્યોના જ અનુક્રમે પ્રકાર છે અને એ પાંચ દ્રવ્યોના ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ વિશેષગુણ છે. માટે એ પાંચ દ્રવ્યોના પ્રકારોના એટલે પાંચ ઇંદ્રિયોના પણ તે વિશેષગુણ હોવા જોઇએ. તેથી વિશેષગુણાનાશ્રય એટલુંજ કહિને ચાલશે નહી. **समाधानः**—તે સારૂ **उद्भूतविशेषगुणानाश्रय** કહ્યું છે. કારણ કે પૃથિવ્યાદિકમાં વિશેષગુણ ઉદ્‌ભૂત એટલે સ્પષ્ટ હોય છે ને ઇંદ્રિયોને વિષે ગુણ સ્પષ્ટ હોતા નથી. માટે ઉદ્‌ભૂતવિશેષગુણાનાશ્રય એમ કહેલું છે તેથી પૂર્વોકત શંકા નિવૃત્ત થાય છે. પરંતુ શબ્દ એ આકાશનો ઉદ્‌ભૂતવિશેષગુણ છે અને શ્રોત્ર એ આકાશસ્વરૂપ જ છે તેથી શ્રોત્રનો પણ શબ્દ એ ઉદ્‌ભૂત

વિશેષગુણ હોવો જોઇએ ને તેમ હોવાથી ઉદ્ભૂતવિશેષગુણાનાશ્રય એમ કહેવાથી શ્રોત્રનો ઇંદ્રિયમાં સમાવેશ થશે નહી. એ દોષના નિવારણાર્થ **शब्देतरोभ्दूतविशेषगुणानाश्रय छतां ज्ञानकारणमनःसंयोगाश्रय जे होय ते इंद्रिय छे** એમ ઈંદ્રિયનું લક્ષણ બાંધ્યું છે તે નિર્દોષ છે. શરીર, ઈંદ્રિય અને વિષય એ પૈકી વિષયનું લક્ષણ એ છે કે **शरीर अने इंद्रिय एमनाथी भिन्न जे होय ते विषय छे.** આ એકંદર વિવેચન ઉપરથી એ સિદ્ધ થયું કે જે ગંધયુક્તશરીર હોય છે તે પાર્થિવશરીર છે, જે ગંધયુક્તઇંદ્રિય તે પાર્થિવઇંદ્રિય છે અને જે ગંધયુક્તવિષય હોય છે તે પાર્થિવવિષય છે. મૂલમાં ગ્રંથકર્તાએ પાર્થિવઇંદ્રિયને જે ગંધગ્રાહક કહ્યું છે તે કેવળ તેનું પ્રયોજન કહેવા માટે કહ્યું છે. તે કાંઈ તેનું લક્ષણ છે એવા હેતુથી કહેલું નથી. ઘ્રાણ એ તેની સંજ્ઞા છે. અને નાસિકાનો અગ્રભાગ એ તેનો આશ્રય છે. આ પ્રમાણે આગળ સર્વત્ર જાણી લેવું ॥ ૯ ॥

હવે જલનું લક્ષણ કહેછે:—

**शीतस्पर्शवत्य आपः। ताश्च द्विविधा नित्या अनित्याश्चेति। नित्याः परमाणुरूपाः। अनित्याःकार्यरूपाः। ताः पुनस्त्रिविधाः शरीरेंद्रियविषयभेदात्। शरीरं वरुणलोके। इंद्रियं रसग्राहकं रसनं जिव्हाग्रवर्ति। विषयः सरित्समुद्रादिः ॥ १० ॥**

**જેને શીતસ્પર્શ હોય છે તે જલ છે. તે નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારનું છે. તે પરમાણુરૂપે નિત્ય છે. અને કાર્યરૂપે અનિત્ય છે. વળી તે જળના ત્રણ પ્રકાર છે. તે ત્રણ પ્રકાર શરીર, ઇંદ્રિય અને વિષય એ છે. જલાત્મક શરીર વરૂણલોકમાં પ્રસિદ્ધ છે. રસનું જ્ઞાન જેને હોય છે તે જલાત્મક ઇંદ્રિય છે તેની રસના એ સંજ્ઞા છે અને તે જીવ્હાના અગ્રભાગમાં રહે છે. નદી, સમુદ્રાદિ એ જલાત્મક વિષય છે. ॥ ૧૦ ॥**

**अपां लक्षणमाह । शीतेति । उत्पन्नविनष्टजलेऽव्याप्तिवारणाय शीतस्पर्शसमानाधिकरणद्रव्यत्वापरजातिमत्त्वे तात्पर्यम् । शीतं शिलातलमित्यादौ जलसंबंधादेव शीतस्पर्शभानमिति नातिव्याप्तिः । अन्यत्सर्वं पूर्वरीत्या व्याख्येयम् ॥ १० ॥**

ઉત્પન્ન થતાં જ, દ્વિતીય ક્ષણમાં ગુણ ઉત્પન્ન થવાના પૂર્વે જ, નાશ પામેલા જલને વિષે પૂર્વોક્ત જલના લક્ષણથી અવ્યાપ્તિ પ્રાપ્ત થાય છે. તેનું નિવારણ કરવા સારૂ પૃથિવીના લક્ષણ જેવુંજ અમો જલનું પણ એવું લક્ષણ બાંધિએ છીએ કે **शीतस्पर्शसमानाधिकरणद्रव्यत्वापरजातिमत् जे होय छे ते जल छे.** દ્રવ્યત્વથી અપરજાતિ એટલે પૃથિવિત્વ, જલત્વ ઇત્યાદિ છે. પરંતુ તે પૈકી જલત્વ વિના બીજી કોઇ પણ જાતિ જ્યાં શીતસ્પર્શ રહે છે ત્યાં રહેતી નથી. તેથી **शीतस्पर्शसमानाधिकरण** એમ કહેવાથી પૃથિવિત્વ, તેજસ્ત્વ ઇત્યાદિ જાતિનું નિવારણ થઇને ઉક્ત જલત્વ ઉપર જ તે લક્ષણ ઘટે છે. અને ઉત્પન્નવિનષ્ટજલથી ઇતર સ્થલે એટલે નદ્યાદિ સ્થલે શીતસ્પર્શ જ્યાં રહે છે ત્યાં રહેનારી જલત્વ જાતિ ઉત્પન્નવિનષ્ટજલઉપર પણ હોવાથી અવ્યાપ્તિદોષ પ્રાપ્ત થઇ શકતો નથી. કદાચ કોઇને એવી શંકા થશે કે શિલાતલ-પત્થર-નો સ્પર્શ પણ શીતલ હોય છે, પણ તે કાંઇ જલ હોતું નથી. તેથી શિલાતલ ઉપર પૂર્વોક્ત લક્ષણની અતિવ્યાપ્તિ થાય છે. તો એમ કહેવું અયોગ્ય છે. કારણ કે શિલાતલને વિષે જે શીતસ્પર્શનું જ્ઞાન થાય છે તે શીતસ્પર્શ તે શિલાતલનો નથી. તો તે પત્થરના સાથે જલનો સંબંધ થયેલો હોય છે તે જલનોજ તે શીતસ્પર્શ છે. ॥ ૧૦ ॥

હવે તેજનું લક્ષણ કહે છે:—

**उष्णस्पर्शवत्तेजः । तद्द्विविधं नित्यमनित्यं च । नित्यं परमाणुरूपम् । अनित्यं कार्यरूपम् । पुनस्त्रिविधं शरीरेंद्रियविषयभेदात् । शरीरमादित्यलोके प्रसिद्धम् । इंद्रियं रूपग्राहकं चक्षुः कृष्णतारा-**

प्रवर्ति । विषयश्चतुर्विधः । भौमदिव्यौदर्याकरजभेदात् । भौम वन्ह्यादिकम् । आविन्धनं दिव्यं विद्युदादि । भुक्तस्य परिणामहेतुरौदर्यम् । आकरजं सुवर्णादि ॥ ११ ॥

જેને ઉષ્ણસ્પર્શ હોય તે તેજ છે. તે નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારનું છે. તે પરમાણુરૂપે નિત્ય હોય છે. અને કાર્યરૂપે અનિત્ય હોય છે. વળી તે તેજ ત્રણ પ્રકારનું છે. તે ત્રણ પ્રકાર શરીર, ઇંદ્રિય અને વિષય એ છે. તૈજસશરીર સૂર્યલોકમાં પ્રસિદ્ધ છે. જે રૂપનું ગ્રહણ કરેછે તે તૈજસઇંદ્રિય છે. તેની ચક્ષુ એ સંજ્ઞા છે અને આપણી આંખમાંજે કાળી કીકી હોય છે તેના અગ્રભાગમાંતે રહે છે. તૈજસવિષય ચાર પ્રકારનો છે. તે ચાર પ્રકાર ભૌમ, દિવ્ય, ઔદર્ય અને આકરજ એ છે. ભૂમિ ઉપરના અગ્નિ વિગેરે તે ભૌમ. પાણીના યોગથી જેનું પોષણ થાયછે એવા જે આકાશ માંહેલાં વિજલી વિગેરે તે દિવ્ય. ખાધેલું અન્ન જેના યોગથી પાચન થાય છે એવું જે ઉદર માંહેલું તેજ તે ઔદર્ય અને ખાણમાં જે જડે છે તે સુવર્ણાદિ તે આકરજ કહેવાય છે ॥ ૧૧ ॥

तेजसो लक्षणमाह । उष्णेति । उष्णं जलमिति प्रतीतेस्तेजःसंबंधानुविधायित्वान्नातिव्याप्तिः । विषयं विभजते । भौमेति । ननुसुवर्णं पार्थिवं पीतत्वाद्गुरुत्वाद्धरिद्रादिवदिति चेन्न । असंतानलसंयोगे सति घृतादौ द्रवत्वनाशदर्शनेन जलमध्यस्थघृतेद्रवत्वनाशादर्शनेनासति प्रतिबंधके पार्थिवद्रव्यद्रवत्वनाशाग्निसंयोगयोः कार्यकारणभावावधारणात्सुवर्णस्यासंतानलसंयोगे सत्यनुच्छिद्यमानद्रवत्वाधिकरणत्वेन घृतवत्पार्थिवत्वानुपपत्तेः । त-

**स्मात्पीतद्रव्यद्रवत्वनाशप्रतिबंधकतया द्रवद्रव्यांतरसिद्धौ नैमित्तिकद्रवत्वाधिकरणतया जलत्वानुपपत्तेःरूपवत्तया वाय्वादिष्वनंतर्भावात्तैजसत्वसिद्धिः । तत्रोष्णस्पर्शभास्वररूपयोरुपष्टंभकपार्थिवरूपस्पर्शाभ्यां प्रतिबंधादनुपलब्धिः । तस्मात्सुवर्णं तैजसमिति सिद्धम् ॥ ११ ॥**

**शंकाः**—ઉષ્ણુસ્પર્શ જેને હોય છે તે તેજ છે એમ આપે તેજનું લક્ષણુ બાંધ્યું છે પરંતુ "આ જલ ઉષ્ણુ છે" એમ આપણુને પ્રતીતિ થાય છે. તેથી ઉષ્ણુસ્પર્શ જલમાં પણુ ભાસમાન થતો હોવાથી તેજના લક્ષણુની જલ ઉપર અતિવ્યાપ્તિ આવે છે. **समाधानः**—ના. જલમાં જે ઉષ્ણુસ્પર્શ ભાસે છે તે જલનો ન છતાં જલની સાથે સંબંદ્ધ થયેલા તેજનોજ છે. એમ હોવાથી પૂર્વોક્ત અતિવ્યાપ્તિ દૂર થાય છે. **शंकाः**—સુવર્ણુ એ તૈજસ છે એય આપ માનો છો પરંતુ સુવર્ણુએ પાર્થિવ હોવું જોઇએ. કારણુ કે તે પીળુ છે ને જડે છે. જે જે પીળુ અને જડ હોય છે તે તે પાર્થિવ હોય છે. જેમ હળદર વિગેરે. **समाधानः**—એમ કહેવું અયોગ્ય છે. આપણે એમ ભાળીએ છીએ કે ધૃત એ પાર્થિવદ્રવ્ય છતાં તેને અતિશય તપાવિતએ તો તેના દ્રવત્વનો નાશ થાય છે એટલે તે સર્વ બળી જાય છે. પણુ તેજ ધૃતમાં પાણી ભેળવીને તે બંને અગ્નિ ઉપર મુકીએ તો તેનું દ્રવત્વ નાશ પામતુ નથી. કારણુ કે ત્યાં પાણી એ તેનું પ્રતિબંધક હતું. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે કોઇ પ્રતિબંધક ન હોય તો અગ્નિ સંયોગના યોગથી પાર્થિવ દ્રવ્યના દ્રવત્વનો નાશ થાય છે. એટલે કોઇ પ્રતિબંધક નહી હોય ત્યારે અગ્નિસંયોગ એ કારણુ અને પાર્થિવ દ્રવ્યના દ્રવત્વનો નાશ એ કાર્ય થઈ શકે છે. અને આ પ્રમાણે અગ્નિસંયોગ અને પાર્થિવ દ્રવ્ય દ્રવત્વનાશ એમનામાં કાર્ય કારણુભાવ સ્થાપિત થાય છે. આ ઉપરથી વળી એક સિદ્ધાંત નિષ્પન્ન થાય છે કે **कोइ प्रतिबंधक न होय त्यारे, अग्निसंयोगथी जेना द्रवत्वनो नाश थशे ते द्रव्य पार्थिव छे अने अग्नि संयोगथी जेना द्रवत्वनो नाश थशे नही ते द्रव्य पार्थिव नथी.** સુવર્ણુ એ એવું છે કે તેને અગ્નિમાં ચાહીએ તેટલું તપાવિએ તો પણુ તેના ( નૈમિત્તિક ) દ્રવત્વનો કદાપી નાશ થતો નથી.

ધૃતમાં જે પ્રમાણે જલ પ્રતિબંધક હોય છે તે પ્રમાણે સુવર્ણમાં કોઇ પણ નથી એતો આપણે પ્રત્યક્ષ પ્રમાણથી જોઇએજ છીએ. તેથી સુવર્ણ એ પાર્થિવદ્રવ્ય નથી એ સિદ્ધ થયું. એ બાબતનું અનુમાન આ પ્રમાણે બાંધવું-" સુવર્ણ એ પાર્થિવ નથી. કારણ કે કોઇ પ્રતિબંધક ન છતાં અને અત્યંતાનલસંયોગ છતાં પણ તે માંહેલાં દ્રવત્વનો નાશ થતો નથી. જ્યાં જ્યાં પાર્થિવદ્રવ્ય હોય છે ત્યાં ત્યાં પ્રતિબંધક ન છતાં અત્યંતાનલસંયોગ હોય તો તેના દ્રવત્વનો નાશ થાય છે; ઉદાહરણાર્થ, ધૃત. સુવર્ણના દ્રવત્વનો નાશ થતો નથી માટે સુવર્ણ એ પાર્થિવ નથી." એમ અમારા-સિદ્ધાંતીઓના-મતે સિદ્ધ થાય છે. પરંતુ તમો-પૂર્વ પક્ષીઓ-તો સુવર્ણ એ પાર્થિવ છે એમ કહોછો. તમારા કહેવા પ્રમાણે સુવર્ણ પાર્થિવ છે એમ માનવાનું હોય તો પૂર્વે સ્થાપિત કરેલા નિયમ પ્રમાણે સુવર્ણ પાર્થિવ છતાં પણ જો અત્યંતાનલસંયોગસમયે તેના દ્રવત્વનો નાશ થતો નથી તો તેમાં ધૃત માંહેલા જલ પ્રમાણે કોઇ પ્રતિબંધક હોવોજ જોઇએ એ તમારે કબુલ કરવું જોઇએ. અને એ તમે કબુલ કર્યું એટલે તે સુવર્ણરૂપ પીતદ્રવ્યના દ્રવત્વનાશને પ્રતિબંધ કરનારૂં કોઈ પણ દ્રવદ્રવ્ય તેમાં હોવુંજ જોઇએ એમ પણ તમારે કબુલ કરવું પડશે. ને તે સ્વીકાર્યું એટલે તે જે પ્રતિબંધકદ્રવદ્રવ્ય કે જે તમે કબુલ કર્યું છે તે તો તેજજ હોવું જોઇએ. કારણ કે તે પાર્થિવ નથી એ તો ખુલ્લુંજ છે. જો તે પાર્થિવ હત તો ધૃતની પેઠે તેના દ્રવત્વનો નાશ થયા વિના રહેત નહી. તેમજ તે જલ પણ હોઈ શકતું નથી. કારણ કે જલનું દ્રવત્વ તો સાંસિદ્ધિક છે. પરંતુ સુવર્ણનું દ્રવત્વ તેવું નથી. તે તો અગ્નિસંયોગના નિમિત્તથી માત્ર ઉત્પન્ન થાય છે. તેમજ તે પ્રતિબંધક દ્રવ્યનો વાયુ, આકાશ, કાલ, દિક્ આત્મા અને મન આ દ્રવ્યોમાં પણ અંતર્ભાવ થઈ શકતો નથી; કારણ કે આ દ્રવ્યને (પીત) રૂપ છે, પરંતુ વાયુ આદિક કોઈ પણ દ્રવ્યને રૂપ નથી માટે તેમાં અંતર્ભાવ થતો નથી. હવે નવ દ્રવ્યો પૈકી એક તેજ શેષ રહ્યું તેથી તે પ્રતિબંધકદ્રવ્ય તો તેજજ હોવું જોઇએ એમ તમારા કહેવાને અનુસરવાથી સિદ્ધ થાય છે કદાચ તમો કહેશો કે જો તે તેજજ છે તો તેજના ગુણ જે ઉષ્ણસ્પર્શ અને ભાસ્વરરૂપ તે તેમાં ક્યાં છે તો તે બાબત અમો એમ કહીએ છીએ કે તે તૈજસઅંશસાથે મિશ્રિત થયેલો જે પાર્થિવઅંશ તેનો સ્પર્શ અને તેનું રૂપ એમના યોગથી તે તૈજસ

સ્પર્શને અને રૂપને પ્રતિબંધ થયેલો હોવાથી તે ઉપલબ્ધ થતાં નથી. માટે સુવર્ણ એ તૈજસ છે એ સિદ્ધ છે. ॥ ૧૧ ॥

હવે વાયુનું લક્ષણ કહેછેઃ—

**रूपरहितस्पर्शवान्वायुः । स द्विविधो नित्योऽनित्यश्च । नित्यः परमाणुरूपः । अनित्यः कार्यरूपः । पुनस्त्रिविधः शरीरेंद्रियविषयभेदात् । शरीरं वायुलोके । इंद्रियं स्पर्शग्राहकं त्वक्सर्वशरीरवर्ति । विषयो वृक्षादिकंपनहेतुः ॥ १२ ॥**

**જે રૂપરહિત છતાં સ્પર્શવાન્ હોય છે તે વાયુ છે. તે નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારનો છે. તે પરમાણુરૂપે નિત્ય છે. અને કાર્યરૂપે અનિત્ય છે. વળી વાયુના ત્રણ ભેદ છે તે શરીર, ઇંદ્રિય અને વિષય એ છે. વાય્વાત્મકશરીર વાયુલોકમાં પ્રસિદ્ધ છે, જેના યોગથી સ્પર્શનું જ્ઞાન થાય છે તે ઇંદ્રિય છે. તેને ત્વક્ એવી સંજ્ઞા છે. એ ત્વગિંદ્રિય સર્વ શરીરને વ્યાપીને રહે છે. વૃક્ષાદિકને હલાવવાને જે વાયુ કારણભૂત હોય છે તે વિષય છે. ॥ ૧૨ ॥**

**वायुं लक्षयति । रूपेति । आकाशादावतिव्याप्तिवारणाय स्पर्शवानिति । पृथिव्यादावतिव्याप्तिवारणाय रूपरहित इति १२ ।**

ઉપર જે વાયુનું લક્ષણ બાંધ્યું છે તેમાં **स्पर्शवान्** એ વિશેષણ નયોજ્યું હત તો આકાશાદિક પણ રૂપરહીત હોવાથી તેમના ઉપર અતિવ્યાપ્તિ થાત. પરંતુ આકાશાદિકને સ્પર્શ ન હોવાથી વાયુના લક્ષણમાં **स्पर्शवान्** એ પદ યોજવાથી તે અતિવ્યાપ્તિ દૂર થાય છે. તેમજ **स्पर्शवान्** એવું વાયુનું લક્ષણ બાંધ્યું હત તો પૃથ્વી, જલ, તેજ એમને પણ સ્પર્શ હોવાથી તેમના ઉપર અતિવ્યાપ્તિ થાત. પરંતુ પૃથ્વી, જલ, તેજ એમને રૂપ છે; તેથી પૂર્વોક્ત લક્ષણમાં **रूपरहित** એ પદ યોજવાથી પૃથિવ્યાદિક ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. ॥ ૧૨ ॥

શંકાઃ—પ્રાણનો અંતર્ભાવ શેમાં છે? સમાધાનઃ—પ્રાણનો અંતર્ભાવ વિષયમાં છે. એજ સ્પષ્ટ કરતાં કહેછે કેઃ—

**शरीरांतःसंचारी वायुःप्राणः । सचैकोऽप्युपाधिभेदात्प्राणापानादिसंज्ञां लभते ॥ १३ ॥**

શરીરના ભિતર સંચાર કરનારો જે વાયુ તેને પ્રાણ કહે છે. તે અગર જો કે એકજ છે તોપણ ભિન્ન ભિન્ન ઉપાધીથી તેને જ પ્રાણ, અપાન ઈત્યાદિ સંજ્ઞા પ્રાપ્ત થયેલી છે ॥૧૩॥

ननु प्राणस्य कुत्रान्तर्भाव इत्यत आह । शरीरेति । स चेति । एक एव प्राणःस्थानभेदात्प्राणापानादिशब्दैर्व्यवह्रियत इत्यर्थः । स्पर्शानुमेयो वायुः । तथाहि । योऽयं वायौ वाति सत्यनुष्णाशीतस्पर्शो भासते स स्पर्शः क्वचिदाश्रितो गुणत्वाद्रूपवत् । न चास्य पृथिव्याश्रयः। उद्भूतस्पर्शवत्पार्थिवस्योद्भूतरूपवत्त्वनियमात् । न जलतेजस्यनुष्णाशीतस्पर्शवत्त्वात् । न विभुचतुष्टयं सर्वत्रोपलब्धिप्रसंगात् । न मनःपरमाणुस्पर्शस्यातींद्रियत्वात् । तस्माद्यःप्रतीयमानस्पर्शाश्रयः स वायुः । ननु वायुः प्रत्यक्षः । प्रत्यक्षस्पर्शाश्रयत्वाद्घटवदिति चेन्न । उद्भूतरूपवत्त्वस्योपाधित्वात् । यत्र द्रव्यत्वे सति बहिरिंद्रियजन्यप्रत्यक्षत्वं तत्रोद्भूतरूपवत्त्वमिति घटादौ साध्यव्यापकत्वम् । यत्र प्रत्यक्षस्पर्शाश्रयत्वं तत्रोद्भूतरूपवत्त्वं नास्तीति पक्षे साधनाव्यापकत्वम् । न चैवं तप्तवारिस्थतेजसोऽप्यप्रत्यक्षत्वापत्तिरिष्टत्वात् । तस्माद्रूपरहितत्वाद्वायुरप्रत्यक्षः । इदानीं कार्यरूपपृथिव्यादिचतुष्टयस्योत्पत्तिविनाशक्रमः कथ्यते । ईश्वरस्य चिकीर्षावशात्परमाणुषु क्रिया जायते । ततःपरमाणुद्वयसंयोगे सतिद्व्यणुकमुत्पद्यते । त्रिभिर्द्व्यणुकैस्त्र्यणुकम् । एवं चतुरणुकादिक्रमेण महती पृथिवी महत्य आपो महत्ते-

नो महान्वायुरुत्पद्यते । एवमुत्पन्नस्य कार्यद्रव्यस्य संजिहीर्षावशात्परमाणुषु क्रिया । क्रियया परमाणुद्वयविभागे सति द्व्यणुकनाशः । ततस्त्र्यणुकनाशः । ततश्चतुरणुकस्येत्येवं पृथिव्यादिनाशः । असमवायिकारणनाशाद्व्यणुकनाशः । समवायिकारणनाशात्त्र्यणुकनाश इति संप्रदायः । सर्वत्रासमवायिकारणनाशात्कार्यद्रव्यनाश इति नवीनाः ॥ किं पुनः परमाणुसद्भावे प्रमाणम् । उच्यते । जालसूर्यमरीचिस्थं सूक्ष्मतमं यद्रज उपलभ्यते तत्सावयवम् । चाक्षुषद्रव्यत्वात्पटवत् । त्र्यणुकावयवोऽपि सावयवो महदारंभकत्वात्तंतुवत् । यो द्व्यणुकावयवः स परमाणुः । स च नित्यः । कार्यत्वेऽनवस्थाप्रसंगात् । तथा च मेरुसर्षपयोरपि समानपरिमाणत्वापत्तिः । सृष्टिप्रलयसद्भावे किं मानम् । "धाता यथा पूर्वमकल्पयत्" इत्यादिश्रुतिरेव प्रमाणम् । सर्वकार्यद्रव्यध्वंसोऽवांतरप्रलयः । सर्वभावकार्यध्वंसो महाप्रलय इति विवेकः ॥ १३ ॥

શરીરના ભિતર જે વાયુ સંચાર કરેછે તેજ પ્રાણ છે એમ કહેવાથી પ્રાણનો વિષયમાં અંતર્ભાવ થાય છે એ સ્પષ્ટ છે. તે પ્રાણવાયુ વાસ્તવિક તો એકજ છે. પરંતુ સ્થલોપાધીના લીધે કિંવા ક્રિયોપાધિના લીધે તેને જ પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન આ સંજ્ઞા મળેલી છે. મુખ અને નાસિકાના દ્વારથી વાયુ બહાર નિકળે છે ને ભિતર જાય છે માટે તે પ્રાણ; મલાદિકને તે અધોભાગમાં લઈ જાય છે માટે તે અપાન; ભક્ષણ કરેલું અન્ન પચાવવા સારૂ તે જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે માટે તે સમાન; અન્નને ઉર્ધ્વગતી આપે છે માટે તે ઉદાન; અને નાડીના મુખમાં ફેલેલો હોય છે માટે વ્યાન કહેવાય છે, આ પ્રમાણે ક્રિયોપાધિના લીધે તે વાયુને પાંચ સંજ્ઞા પ્રાપ્ત થયેલી છે એમ કેટલાક માને છે. **શંકાઃ—** વાયુનું અસ્તિત્વ શા ઉપરથી સિદ્ધ થાય છે? **સમાધાનઃ—**વાયુના અસ્તિત્વ માટે સ્પર્શના યોગથી આપણે અનુમાન બાંધી શકીએ છીએ. તે એમ કેઃ—વાયુ વહેતાં છતાં ઉષ્ણ નહી તથા શીત પણ નહી એવો જે

કોઈ એક આપણા શરીરને સ્પર્શ ભાસે છે તે ગુણ હોવાથી રૂપવત્ કૈ ઇપણ દ્રવ્ય ઉપર રહેતો હોવો જોઇએ. હવે આ સ્પર્શગુણનું કયું દ્રવ્ય આશ્રયભૂત છે તે જોઇએ. પૃથિવી એનો આશ્રય થઈ શકતી નથી. કારણ કે પૃથિવી ઉપર ઉદ્‌ભૂતસ્પર્શ જ્યાં હશે તે સ્થલે ઉદ્‌ભૂતરૂપ પણ હોય છે એવો નિયમ છે. તેથી આ ઉદ્‌ભૂત સ્પર્શને કોઈ પાર્થિવદ્રવ્ય આશ્રય છે એમ માનિએ તો ત્યાં ઉદ્‌ભૂતરૂપ પણ ભાસવુંજ જોઇએ. અને આ સ્પર્શના આશ્રય ઉપર રૂપ તો બિલકુલ ભાસતુંજ નથી. માટે પૃથિવી એનો આશ્રય નથી એ સિદ્ધ થાય છે. એમજ જલ અને તેજ એ પણ આ સ્પર્શના આશ્રય થઈ શકતા નથી. કારણ કે જલનો સ્પર્શ શીત હોય છે ને તેજનો સ્પર્શ ઉષ્ણ હોય છે. પણ આ (વાયુનો) સ્પર્શ તો ઉષ્ણ નથી અને શીત પણ હોતો નથી. એમજ આ સ્પર્શનો આશ્રય આકાશ, કાલ, દિક્ અને આત્મા આ ચારે પણ થઈ શકતા નથી. કારણ કે તે ચારે વિભૂ એટલે સર્વ વ્યાપક છે. તેઓના ઉપર આ સ્પર્શ રહેછે એમ માનિએ તો તે સ્પર્શ આપણને પ્રત્યેક સ્થળે ભાસવો જોઇએ. પણ તેમ તો તે બિલકુલ ભાસતોજ નથી. માટે આકાશ, કાલ, દિક્ અને આત્મા એ ચાર આ સ્પર્શના આશ્રય નથી. મન પણ આ સ્પર્શનું આશ્રય હોઇ શકતું નથી. કારણ કે મન તો પરમાણુસ્વરૂપ છે. પરમાણુનો સ્પર્શ અતીંદ્રિય એટલે ઇંદ્રિઓને ન સમજવા જેવો છે. પણ આ વાયુનો સ્પર્શ તો ત્વગિંદ્રિયને જણાય છે. માટે મન આ સ્પર્શનો પણ આશ્રય નથી એ સિદ્ધ થાય છે. એમ હોવાથી આ ભાસમાન થનારા સ્પર્શનો આશ્રય પૂર્વનિર્દિષ્ટ આઠ દ્રવ્યોથી ભિન્ન એવા કોઈ પણ દ્રવ્યનો હોવો જોઇએ ને તે વાયુજ છે. આ પ્રમાણે અનુમાનવડે સ્પર્શ ઉપરથી વાયુની સિદ્ધિ થાય છે.

**શંકા:**—કોઈ પણ વસ્તુનું અસ્તિત્વ સિદ્ધ કરવાને પ્રત્યક્ષ એ મુખ્ય પ્રમાણ છે ને તે જો ન હોય તો પછી અનુમાનનો ઉપયોગ કરવો. એમ છતાં વાયુના સિદ્ધિ માટે આપે અનુમાન કેમ કહ્યું? વાયુનું પ્રત્યક્ષ થતું નથી એમ કાંઈ નથી. તો તે થાય છે. કારણ કે તે પ્રત્યક્ષસ્પર્શનો આશ્રય છે એટલે તેનો પ્રત્યક્ષ સ્પર્શ આપણને ભાસે છે. જે જે પ્રત્યક્ષસ્પર્શનો આશ્રય હોય છે તેનું તેનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે; જેમકે ઘટનું. વાયુ એ પ્રત્યક્ષસ્પર્શનો આશ્રય છે માટે તેનું પ્રત્યક્ષજ્ઞાન થવુંજ જોઇએ. એમ અ-

નુમાન ઉપરથી પણ સિદ્ધ થાય છે. **સમાધાનઃ**—આ અનુમાન ભૂલ ભ- રેલું છે. કારણ કે આ અનુમાન માહેલો હેતુ દૂષિત છે. તે સોપાધિક છે. કારણ કે તેમાં ઉદ્દ્ભૂતરૂપવત્ત્વ એ ઉપાધી છે. **साध्यनो व्यापक छतां जे साधननो व्यापक होतो नथी ते उपाधी छे. जे सिद्ध करवानुं होय छे ते साध्य;** પૂર્વોક્ત ઉદાહરણમાં વાયુનું પ્રત્યક્ષત્વ એ સિદ્ધ કર- વાનું છે માટે તે સાધ્ય છે. **जेना योगथी एे साध्य सिद्ध करि शकाय छे ते साधन छे;** સદર્હુ ઉદાહરણમાં પ્રત્યક્ષસ્પર્શાશ્રયત્વ એના યોગ- થી વાયૂનું પ્રત્યક્ષત્વ સિદ્ધ કરવાનું છે, માટે પ્રત્યક્ષસ્પર્શાશ્રત્વ એ સાધન છે. વ્યાપક એટલે અધિક સ્થલે રહેનારો. ઉદાહરણાર્થઃ-જ્યાં જ્યાં ધૂમ હોય છે ત્યાં ત્યાં વન્હિ હોય છે. પરંતુ જ્યાં જ્યાં વન્હિ હોય છે ત્યાં ત્યાં ધૂમ હોતો નથી. તપાવેલા લોઢાના ગોળામાં વન્હિ હોય છે. પરંતુ ત્યાં ધૂમ હોતો નથી. તેથી વન્હિ એ ધૂમ કરતા અધિક સ્થળે હોવાથી તે વ્યાપક છે. પૂર્વોક્ત અનુમાનમાં ઉદ્દ્ભૂતરૂપવત્ત્વ એ ઉપાધી છે. કારણ કે ઉદ્દ્ભૂત- રૂપવત્ત્વ એ સાધ્યવ્યાપક છતાં સાધનનું વ્યાપક નથી. ઉદ્દ્ભૂતરૂપવત્ત્વ એ સાધ્યનું વ્યાપક છે તે આ પ્રમાણેઃ જ્યાં જ્યાં દ્રવ્યત્વ છતાં બહિરિંદ્રિય પ્રત્યક્ષત્વ હોય છે ત્યાં ત્યાં ઉદ્દ્ભૂતરૂપવત્ત્વ હોય છે. ઉદાહરણાર્થે ઘટ. ઘટ એ દ્રવ્ય છે અને બાહ્યઇંદ્રિયને, એટલે નેત્રાદિકને તેનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે તે સ્થલે ઉદ્દ્ભૂતરૂપ છે. હવે ઉદ્દ્ભૂતરૂપવત્ત્વ એ સાધનનું વ્યાપક નથી. તે આ પ્રમાણેઃ જ્યાં જ્યાં પ્રત્યક્ષસ્પર્શાશ્રયત્વ હોય છે ત્યાં ત્યાં ઉદ્દ્ભૂતરૂપત્ત્વ હોય છે એમ નથી. કારણ કે વાયુનો પ્રત્યક્ષસ્પર્શ આપણને ભાસે છે તો પણ તે વાયુને ઉદ્દ્ભૂતરૂપ નથી એ આપણે જાણીએ છીએ, આ રીતે સાધ્યવ્યાપક છતાં સાધનનું વ્યાપક ન હોવું એ જે ઉપાધિનું લક્ષણ તે ઉદ્દ્ભૂતરૂપવત્ત્વ ઉપર પ્રાપ્ત થાય છે. માટે ઉદ્દ્ભૂતરૂપવત્ત્વ એ ઉપાધી છે. તેથી સદર્હુ અનુમાન માહેલાં હેતુને આ ઉપાધી જોડીએ તોજ તે નિર્દોષ થશે. નહિ તો તે વિના તે દોષયુક્ત છે. 'વાયૂનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે, કા- રણ કે તે પ્રત્યક્ષસ્પર્શાશ્રય છે' આ અનુમાન માહેલો હેતુ દોષયુક્ત છે. કારણ કે જે જે પ્રત્યક્ષસ્પર્શાશ્રય હોય છે તેનું તેનું પ્રત્યક્ષજ્ઞાન થાયજ છે એવી વ્યાપ્તિ માની શકાય નહી. જેનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે તેને ઉદ્દ્ભૂ- તરૂપ હોય છે એવો નિયમ છે. તે નિયમાનુસાર પ્રત્યક્ષસ્પર્શાશ્રયત્વથી

વાયુનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે એમ આપણે માનિએ તો ત્યાં ઉદ્‌ભૂતરૂપ પણ માનવું પડશે. ને વાયુના વિષે તો કોઈ પણ રૂપ છેજ નહી. તેથી પૂર્વોક્ત અનુમાન માહેલી વ્યાપ્તિ ઘટતી નથી. માટે પ્રત્યક્ષસ્પર્શાશ્રયત્વ એ હેતુ વ્યાપ્તિપ્રતિબંધક હોવાથી દુષ્ટ છે. તે હેતુને ઉદ્‌ભૂતરૂપવત્ત્વ એ જો ઉ-પાધી જોડીએ તો માત્ર તે નિર્દોષ હેતુ થાય છે. તે આ પ્રમાણેઃ જે જે દ્રવ્ય ઉપર ઉદ્‌ભૂતરૂપવત્ત્વ છતાં પ્રત્યક્ષસ્પર્શાશ્રયત્વ હોય છે તે તે દ્રવ્યનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે. ઉદાહરણાર્થે ઘટ. ઘટ ઉપર ઉદ્‌ભૂતરૂપ હોઇને તે પ્રત્યક્ષ સ્પર્શનો પણ આશ્રય છે. માટે તેનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે. તેથી ઉદ્‌ભૂતરૂપ-વત્ત્વ છતાં પ્રત્યક્ષસ્પર્શાશ્રયત્વ હોવું એ હેતુ ઘટીત છે. ને એ પ્રમાણે જોતાં વાયૂનું પ્રત્યક્ષજ્ઞાન સંભવતું નથી. કારણ કે જે દ્રવ્ય ઉપર ઉદ્‌ભૂત-રૂપવત્ત્વ છતાં પ્રત્યક્ષસ્પર્શાશ્રયત્વ હોય છે તેનુંજ પ્રત્યક્ષજ્ઞાન થાય છે એવો નિયમ છે. પણ વાયુને તો બિલકુલ રૂપજ નથી. માટે તેનું પ્રત્યક્ષજ્ઞાન થતું નથી એ સિદ્ધ છે. **શંકાઃ**—જ્યાં ઉદ્‌ભૂતરૂપ છતાં પ્રત્યક્ષસ્પર્શ હોય છે ત્યાંજ પ્રત્યક્ષ સંભવે છે એમ જો આપણે માનીએ તો ઉના કરેલા જલમાં જે તેજ હોય છે તે પણ અપ્રત્યક્ષજ છે એમ માનવું પડશે. કારણ કે ઉના જલમાં મુકેલો હાથ દાઝતો હોવાથી અગર જો કે તે તેજમાં પ્ર-ત્યક્ષસ્પર્શ હોય તોપણ ઉના પાણી માંહેલું તેજ પૃથક્ દૃગ્ગોચર થતું નથી માટે તે તેજમાં ઉદ્‌ભૂતરૂપ નથી. તેથી ત્યાં ઉદ્‌ભૂતરૂપ ન હોવાથી ઉના પાણી માહેલું તેજ અપ્રત્યક્ષ થશે. **સમાધાનઃ**—અમોને આ ઈષ્ટાપત્તિજ છે. કારણ કે ઉનાજલ માહેલું તેજ અપ્રત્યક્ષ છે એવું અમારૂં મત છે. માટે વાયૂને રૂપ ન હોવાથી તેનું પ્રત્યક્ષજ્ઞાન થઈ શકતું નથી એ સિદ્ધ છે.

પૃથિવી, જલ, તેજ અને વાયુ આ ચાર દ્રવ્યો પૈકી પ્રત્યેકના નિ-ત્ય અને અનિત્ય એવા બે વિભાગ પૂર્વે કર્યા છે અને જે કાર્યરૂપ હોય છે તેજ અનિત્ય હોય છે એમ પણ કહેલું છે. હવે કાર્યરૂપ પૃથિવી, જલ, તેજ અને વાયુ આ શી રીતે ઉત્પન્ન થાય છે તથા શી રીતે નાશ પામે છે તે પ્રક્રિયા આ પ્રમાણે છેઃ—પ્રથમ ઇશ્વરના મનમાં જગત્ ઉત્પન્ન કરે એવી ઇચ્છા ઉત્પન્ન થાય છે. નંતર તે ઇચ્છાના અનુરોધે પરમાણુના વિષે ક્રિયા ઉત્પન્ન થાય છે. તેના યોગથી એ પરમાણુ એકત્ર સંયુક્ત થઇને

તેમનાથી દ્વયણુક ઉત્પન્ન થાય છે. એવા ત્રણ દ્વયણુક મળીને એક ત્ર્યણુક ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ચતુરણુકાદિક ઉત્પન્ન થતાં થતાં અંતે સ્થૂલ પૃથિવી, સ્થૂલજલ, સ્થૂલતેજ અને સ્થૂલવાયુ એ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ઉત્પન્ન થયેલાં કાર્યદ્રવ્યનો સંહાર કરું એવી જ્યારે ઇશ્વરને ઇચ્છા થાય છે ત્યારે તે ઇચ્છાથી ક્રિયા ઉત્પન્ન થાય છે. અને તે ક્રિયાના યોગથી બે પરમાણુનો પરસ્પરથી વિભાગ થાય છે ને તેના લીધે દ્વયણુકનો નાશ થાય છે. નંતર ત્ર્યણુકનો નાશ થાય છે તદનંતર ચતુરણુકનો નાશ થાય છે. એ પ્રમાણે પૃથિવી, જલ, તેજ તથા વાયુ એમનો નાશ થાય છે. ત્ર્યણુકનું સમવાયિકારણ જે દ્વયણુક તેના નાશથી ત્ર્યણુકનો નાશ થાય છે. પરંતુ દ્વયણુકનો નાશ તેના સમવાયિકારણના નાશથી થાય છે એમ માની શકાય નહી. કારણ કે દ્વયણુકનું સમવાયિકારણ પરમાણુ છે ને પરમાણુ તો નિત્ય છે. તેથી સમવાયિકારણના નાશથી દ્વયણુકનો નાશ થાય છે એમ માની શકાતું નથી. માટે દ્વયણુકનું અસમવાયિકારણ જે પરમાણુદ્વયસંયોગ તેના નાશથી દ્વયણુકનો નાશ થાય છે એમ પ્રાચીન સંપ્રદાયાનુસારે વર્તનારા પ્રાચીનનૈયાયિકો માને છે. અને દ્વયણુકનો નાશ અસમવાયિકારણનાશથી થાય છે ને ત્ર્યણુકાદિનો નાશ સમવાયિકારણ નાશથી થાય છે એવા બબ્બે કારણ માનવા પડે છે તેના કરતા સર્વ સ્થળે અસમવાયિકારણનાશથી જ કાર્યદ્રવ્યનો નાશ થાય છે એમ માનવામાં લાઘવ હોવાથી અસમવાયિકારણનાશથી જ કાર્યદ્રવ્યનો નાશ થાય છે એમ માનવું ઉચિત છે એવું નવીનનૈયાયિકોનું મત છે.

**શંકાઃ**—પણ પરમાણુના અસ્તિત્વ માટે પ્રમાણ શું? **સમાધાનઃ**—માકડચાંદરડામાંથી સૂર્યના કિરણ ઘરમાં આવ્યા છતાં તેમાં જે અતિશય સૂક્ષ્મ એવો રજઃકણ દેખાય છે તે સાવયવ હોવો જોઇએ કારણ કે તે ચક્ષુને જોવાને યોગ્ય એવું દ્રવ્ય છે. જે જે ચક્ષુને જોવાને યોગ્ય એવું દ્રવ્ય હોય છે તેને તેને અવયવ હોય છે. જેમકે પટને છે. માકડચાંદરડામાંથી આવેલા સૂર્યકિરણ માહેલો રજઃકણ એ ત્ર્યણુક છે એમ મનાયેલું છે. ને તે ચાક્ષુષપ્રત્યક્ષ થાય છે માટે તેને અવયવ હોવા જોઇએ એમ ઉપરના અનુમાનથી સિદ્ધ થાય છે. તે ત્ર્યણુકના અવયવ એ દ્વયણુક છે. તેઓ પણ સાવયવ જોઇએ. કારણ કે તેમનાથી જેમના મહાપરિમાણ છે

એવા ત્ર્યણુક ઉત્પન્ન થાય છે. જેમના જેમનાથી મહત્પરિમાણ વિશિષ્ટ દ્રવ્ય ઉત્પન્ન થાય છે તે તે સાવયવ હોય છે; જેમકે તંતુ. જેને મહત્પરિમાણ છે એવા પ્રકારનો પટ તંતુથી ઉત્પન્ન થાય છે. એમ હોવાથી તંતુને જેમ અવયવ છે તેમજ દ્વયણુકને પણ અવયવ હોવા જોઇએ. દ્વયણુકનો જે અવયવ તે જ પરમાણુ છે. એ પરમાણુ નિત્ય છે. કારણ કે તે નિત્ય નહી છતાં કાર્યરૂપ છે એમ માનીએ તો તે પરમાણુને પણ બીજા અવયવ છે એમ માનવું પડે અને તે અવયવોને પણ બીજા અવયવો છે એમ માનવું પડશે ને એવી પરંપરાનો કોઇ વખતે પણ અંત ન હોવાથી અનવસ્થાદોષ પ્રાપ્ત થશે. પરમાણુના અનંત વિભાગ છે એવી કલ્પનાનો અંગિકાર કરિએ તો મેરૂપર્વત અને સરસવનો દાણો એ બંનેનું એકજ પરિમાણ થશે. કારણ કે એ કલ્પના પ્રમાણે બન્નેમાં પણ અનંતાવયવત્વ એ સમાન હોવાથી તેમના પરિમાણમાં ફરક પડવાનું કોઇ કારણ રહેશે નહી. માટે પરમાણુ એ નિત્ય છે એમ માનવું જોઇએ. **शंका**:–જગતની ઉત્પત્તીના વખતે અને પ્રલયની વખતે પરમાણુ એકત્ર થાય છે અને વિભાગ પામે છે એમ આપે કહ્યું પરંતુ જગતની ઉત્પત્તી થાય છે અને પ્રલય થાય છે એ માટે પ્રમાણ શું? **समाधानः**– "બ્રહ્મદેવે પૂર્વની પેઠે ઉત્પન્ન કર્યું" એવા અર્થનુ **धातायथा पूर्वमकल्पयत्** આ વેદવાક્ય પ્રમાણ છે. આ વેદવાક્ય–શ્રુતિ–ઉપરથી ઉત્પત્તી અને પ્રલય સિદ્ધ થાય છે. **सर्व कार्यद्रव्यनो ज्यारे ध्वंस थाय त्यारे तेने अवांतरप्रलय कहे** છે. કેટલાએક દ્રવ્યોનો ધ્વંસ હમણા પણ થાય છે. તેથી **सर्व** એ વિશેષણ નયોજ્યું હત તો દસ પાંચ દ્રવ્યોનો ધ્વંસ હમણા પણ થતો હોવાથી હાલ પણ અવાંતરપ્રલય છે એમ થશે માટે **सर्व** એ પદ યોજ્યું છે, અને નિત્ય દ્રવ્યોનો કોઇ વખતે પણ ધ્વંસ થતો નથી માટે **कार्य द्रव्य** એમ કહ્યું છે. **सर्व भावकार्यनो ज्यारे ध्वंस थाय छे त्यारे तेने महाप्रलय** કહે છે. ધ્વંસનો ધ્વંસ કોઈ વખતે પણ થતો નથી તેથી **भावकार्य** એમ કહ્યું છે. કાર્ય કહીએ એટલે તેમાં દ્રવ્ય, ગુણ, કર્મ અને પ્રધ્વંસાભાવ આ આવી જાય છે. કારણ કે તેઓ ઉત્પન્ન થનારા છે. પરંતુ તેઓ પૈકી પ્રધ્વંસાભાવ અનંત હોવાથી તેનો પ્રલય સંભવતો નથી. માટે મહાપ્રલયને **सर्वभावकार्यध्वंस** એમ કહ્યું છે. તેથી બે પ્રલયમાં

ભેદ એજ છે કે અવાંતરપ્રલયમાં કાર્યપૈકી ફક્ત દ્રવ્યોનોજ ધ્વંસ થાય છે અને મહાપ્રલયમાં સર્વકાર્યનો એટલે ગુણ, દ્રવ્ય અને કર્મ એમનો ધ્વંસ થાય છે. પ્રધ્વંસાભાવ કાર્ય છે પણ તે અનંત છે માટે તેનો અને સામાન્ય, વિશેષ તથા સમવાય આ નિત્ય છે, કાર્ય નથી, માટે તેમનો મહાપ્રલયમાં ધ્વંસ થતો નથી. ॥ ૧૩ ॥

હવે આકાશનું લક્ષણ કહે છે:—

**शब्दगुणमाकाशम्। तच्चैकं विभु नित्यं च ॥१४॥**

**શબ્દ એ જેનો ગુણ છે તે આકાશ છે. તે એક, વિભુ અને નિત્ય એવું છે. ॥ ૧૪ ॥**

**आकाशं लक्षयति । शब्देति । नन्वाकाशमपि किं पृथिव्यादिवन्नाना। नेत्याह । तच्चैकमिति । भेदे प्रमाणाभावादित्यर्थः। एकत्वादेव सर्वत्र शब्दोपलब्धेर्विभुत्वमंगीकर्तव्यमित्याह । विभ्विति । सर्वमूर्तद्रव्यसंयोगित्वं विभुत्वम्। मूर्तत्वं परिच्छिन्नपरिमाणवत्त्वं क्रियावत्त्वं वा विभुत्वादेवात्मवन्नित्यमित्याह । नित्यंचेति ॥ १४ ॥**

**શંકા:**—પૃથિવ્યાદિકની પેઠે આકાશ પણ ભિન્ન ભિન્ન છે કે નહિ?

**સમાધાન:**—ના. આકાશ તો એકજ છે. તે એકજ છે એમ માનવાનું કારણ એ છે કે તેના ભેદ છે એમ માનવાને કોઈ પ્રમાણ નથી. ઘટાકાશ, મઠાકાશ ઇત્યાદિ ભેદ તો કેવલ ઉપાધિના લિધે થયેલાં છે. તે આકાશ એકજ છતાં શબ્દની સર્વત્ર ઉપલબ્ધી થતી હોવાથી તે વિભુ છે. કારણ કે શબ્દ એ આકાશનો ગુણ છે. તેથી જ્યાં જ્યાં શબ્દગુણ હોય છે ત્યાં ત્યાં તેનો આશ્રય આકાશ હોવુંજ જોઇએ. આકાશો જો અનેક હત તો કદાચિત્ અનેક સ્થલે શબ્દની ઉપલબ્ધીનો સંભવ થાત. પણ આકાશ તો એકજ છે તેથી સર્વત્ર શબ્દોપલબ્ધિ ઉપપન્ન થવાને આકાશ વિભુ છે એમજ માનવું જોઇએ. વિભુ એટલે સર્વવ્યાપક—સર્વત્ર ફેલાયેલું. એજ અર્થ અન્યરીતે પણ વ્યક્ત થાય છે તે આ પ્રમાણે: **सर्व मूर्तद्रव्योंनी**

साथे जेनो संयोग थयेलो होय छे ते विभु छे. परिच्छिन्न एटले मर्यादित, किंवा नियमित एवुं जेने परिमाण होय छे ते मूर्तद्रव्य छे. किंवा जेने क्रिया होय छे ते मूर्तद्रव्य छे. સારાંશ જેને વિષે સ્થલાંતર સંભવે છે તે મૂર્ત છે જે સર્વવ્યાપક હોય છે તેને એક સ્થલેથી બીજે સ્થલે જવું સંભવતું નથી. કારણ કે જ્યાં તે પૂર્વે ન્હોતું એવું એકે સ્થલ હોતું નથી. પરંતુ મૂર્તદ્રવ્યની બાબત તેવી નથી. તેનું પરિમાણ નિયમિત હોવાથી તે એક સ્થલેથી બીજા સ્થલે જઇ શકે છે. ઘટ, પટ એમનું પરિમાણ પરિચ્છિન્ન હોવાથી એ મૂર્તદ્રવ્યો છે. એવા સર્વ મૂર્તદ્રવ્યોની સાથે સંયુક્ત થઇને જે રહે છે તે વિભુ છે. તેથી આકાશ એ વિભુ છે એ સિદ્ધ થયું. હવે આકાશ એ નિત્ય હોવું જોઇએ કારણ કે તે વિભુ છે. જે જે વિભુ હોય છે તે તે નિત્ય હોય છે; જેમકે આત્મા. આકાશ એ વિભુ છે તેથી તે નિત્ય હોવુંજ જોઇએ એ સિદ્ધ થાય છે. ॥ ૧૪ ॥

હવે કાલનું લક્ષણ કહે છે:—

**अतीतादिव्यवहारहेतुः कालः । सचैको विभुर्नित्यश्च ॥ १५ ॥**

**અતીતાદિક વ્યવહારને હેતુભૂત જે હોય છે તે કાલ છે. તે એક, વિભુ અને નિત્ય છે. ॥ ૧૫ ॥**

**कालं लक्षयति । अतीतेति । सर्वाधारःकालः सर्वकार्यनिमित्तकारणं च ॥ १५ ॥**

અતીતાદિ એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન આ ત્રણ વિભાગ. કાલ એ સર્વનો આધાર છે તે સર્વકાર્યોનું નિમિત્તકારણ છે. ॥ ૧૫ ॥

હવે દિશાનું લક્ષણ કહે છે:—

**प्राच्यादिव्यवहारहेतुर्दिक् । सा चैकाविभ्वी नित्या च ॥ १६ ॥**

**પ્રાચ્યાદિક વ્યવહારને હેતુભૂત જે હોય છે તે દિક્ છે. તે એક, નિત્ય અને વિભુ છે ॥ ૧૬ ॥**

दिशो लक्षणमाह । प्राचीति । दिगपि कार्यमात्रे निमित्त कारणम् ॥ १६ ॥

કાલની પેઠે દિક્ એ પણ સર્વકાર્યોનું નિમિત્તકારણ હોય છે ॥ ૧૬ ॥

હવે આત્માનું લક્ષણ કહે છેઃ—

**ज्ञानाधिकरणमात्मा । स द्विविधो परमात्मा जीवात्मा च । तत्रेश्वरः सर्वज्ञः परमात्मैक एव । जीवात्मा प्रतिशरीरं भिन्नो विभुर्नित्यश्च ॥ १७ ॥**

જે જ્ઞાનનો અધિકરણ હોય છે તે આત્મા છે. તે જીવાત્મા અને પરમાત્મા એવા બે પ્રકારનો છે. તે પૈકી જે પરમાત્મા તે ઈશ્વર, સર્વજ્ઞ અને એક એવો છે. જીવાત્મા એ માત્ર પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન છે ને તે વિભુ તથા નિત્ય છે. ॥ ૧૭ ॥

आत्मनो लक्षणमाह । ज्ञानेति । आत्मानं विभजते । स द्विविध इति । परमात्मनो लक्षणमाह । तत्रेति । नित्यज्ञानाधिकरणत्वमीश्वरत्वम् । नन्वीश्वरस्य सद्भावे किं प्रमाणम् । न तावत्प्रत्यक्षम् । तद्धि बाह्यमभ्यंतरं वा । नाद्यमरूपिद्रव्यत्वात् । नान्त्यमात्मसुखादिव्यतिरिक्तत्वात् । नाप्यनुमानम् । लिंगाभावात् । नाप्यागमस्तथाविधागमाभावादिति चेन्न । अंकुरादिकं कर्तृजन्यं कार्यत्वाद्घटवदित्यनुमानस्य प्रमाणत्वात् । उपादानगोचरापरोक्षज्ञानचिकीर्षाकृतिमत्त्वं कर्तृत्वम् । उपादानं समवायिकारणम् । सकलपरमाण्वादिसूक्ष्मदर्शित्वात्सर्वज्ञत्वम् । "यः सर्वज्ञः स सर्ववित्" इत्याद्यागमोऽपि तत्र प्रमाणम् । जीवस्य लक्षणमाह । जीव इति । सुखाद्याश्रयत्वं जीवलक्षणम् । ननु

"मनुष्योऽहं ब्राह्मणोऽहम्" इत्यादौ सर्वत्राहंप्रत्ययेश्शरीरस्यैव विषयत्वाच्छरीरमेवात्मेति चेन्न । शरीरस्यात्मत्वे करपादादिनाशे सति शरीरनाशादात्मनोऽपि नाशप्रसंगात् । नापींद्रियाणामात्मत्वम् । तथात्वे "योऽहं घटमद्राक्षं सोऽहमिदानीं त्वचा स्पृशामि" इत्यनुसंधानाभावप्रसंगात् । अन्यानुभूतेऽन्यस्यानुसंधानायोगात् । तस्माद्देहेंद्रियव्यतिरिक्तो जीवः । सुखदुःखादिवैचित्र्यात्प्रतिशरीरं भिन्नः । स च न परमाणुः । शरीरव्यापिसुखाद्यनुपलब्धिप्रसंगात् । न मध्यमपरिमाणः । तथा सत्यनित्यत्वप्रसंगेन कृतनाशाकृताभ्यागमप्रसंगात् । तस्मान्नित्यो विभुर्जीवः ॥ १७ ॥

जे **ज्ञाननो अधिकरण होय छे ते आत्मा छे** એ આત્માનું લક્ષણ છે. એનો અર્થ એ છે કે સમવાયસંબંધથી જે જ્ઞાનનો આશ્રય છે તે આત્મા છે. તે આત્માના જીવાત્મા અને પરમાત્મા એવા બે વિભાગ છે. પરમાત્મા એટલે ઇશ્વર. **ईश्वर एटले नित्यज्ञाननो जे अधिकरण होय छे ते. ज्ञानाधिकरण** એ આત્માનું સામાન્યલક્ષણ છે. જીવાત્માનું જ્ઞાન અનિત્ય હોય છે અને પરમાત્માનું જ્ઞાન નિત્ય હોય છે માટે **नित्यज्ञानाधिकरणत्व** એવું ઇશ્વરનું લક્ષણ બાંધ્યું છે. **शंका:**—ઇશ્વરના સદ્દભાવ—અસ્તિત્વ—માટે શું પ્રમાણ છે? જો પ્રત્યક્ષ પ્રમાણ છે એમ કહેશો તો તે બાહ્યઇંદ્રિયોથી પ્રત્યક્ષ છે? કે આંતરેંદ્રિયથી પ્રત્યક્ષ છે? જો બાહ્યેંદ્રિયોથી પ્રત્યક્ષ છે એમ કહેશો તો તે ઘટતું નથી. કારણ કે બાહ્યઇંદ્રિયોના એટલે ચક્ષુરાદિકના દ્વારે ઇશ્વરનું પ્રત્યક્ષ થાય છે એ માની શકાય નહીં કારણ કે બાહ્યેંદ્રિયોવડે જેનું પ્રત્યક્ષ થાય છે તેને ઉદ્દભૂતરૂપ હોવુંજ જોઇએ એવો નિયમ છે. ઇશ્વરને તો બિલકુલ રૂપ છેજ નહિ. તેથી ઇશ્વર એ અરૂપી દ્રવ્ય હોવાથી તે બાહ્યેંદ્રિય પ્રત્યક્ષ નથી. તેમજ તે આંતરેંદ્રિય પ્રત્યક્ષ પણ નથી. કારણ કે આંતરેંદ્રિય જે મન તેને આત્મા—જીવાત્મા—અને સુખદુઃખાદિનુંજ માત્ર જ્ઞાન થાય છે પણ ઇશ્વર તેમનાથી ભિન્ન હોવાથી તેનું જ્ઞાન થતું નથી. તેથી ઇશ્વરના અસ્તિત્વ માટે પ્રત્યક્ષ પ્રમાણ નથી. તેમજ અ-

નુમાન પ્રમાણુ પણુ નથી કારણુ કે જેનાવડે ઇશ્વિર વિષયક અનુમાન બાંધી શકાય એવો કોઇપિણુ હેતુ ઉપલબ્ધ નથી. અને શાબ્દપ્રમાણુ પણુ નથી કારણુ કે જેમાં ઇશ્વરનું અસ્તિત્ત્વ કહ્યું હોય એવું વેદવાક્ય પણુ કોઈ સ્થળે ઉપલબ્ધ નથી. ને કદાચ્ તેવું વાક્ય હોય તોપણુ નિરૂપયોગી છે કારણુ કે વેદ ઇશ્વિરપ્રણીત છે એમ માનીને તેનું વાક્ય પ્રમાણરૂપ ગણુવામાં આવે છે. પણુ જ્યાં સુધી ઇશ્વરજ સિદ્ધ થયો નથી ત્યાં સુધી ઇશ્વરનિર્મિતવેદને પ્રામાણ્ય ક્યાંથી હોય? માટે ઇશ્વિરના અસ્તિત્ત્વ સારૂ શબ્દપ્રમાણુ પણુ નથી. તેથી ઇશ્વરના સદ્દ્ભાવ માટે કાંઇપિણુ પ્રમાણુ નથી. **સમાધાનઃ**—ના! એમ કહેવું અઘટિત છે. કારણુ કે વક્ષ્યમાણુ અનુમાન ઇશ્વરનું અસ્તિત્ત્વ સિદ્ધ કરવા માટે પ્રમાણભૂત છે. તે અનુમાન આ પ્રમાણેઃ અંકુરાદિક જે જમિન ઉપર ઉગેલા દેખાય છે તે કોઇ પણુ કર્તાએ ઉત્પન્ન કરેલા હોવા જોઇએ. કારણુ કે તે કાર્ય છે જે જે કાર્ય હોય છે તે તે કોઇ પણુ કર્તાએ કરેલું હોય છે; જેમકે ઘટ. અંકુરાદિક એ કાર્ય છે, તેથી તેને કોઇ પણુ કર્તા હોવો જોઇએ એ સિદ્ધ થાય છે. ને આ અંકુરાદિક સૃષ્ટિનો કર્તા ઇશ્વર વિના બીજો કોઇ પણુ સંભવતો નથી. તેથી આ અનુમાન ઉપરથી ઇશ્વરનું અસ્તિત્ત્વ સિદ્ધ થાય છે. આ અનુમાન માહેલા **કર્તૃત્વ** નો અર્થ **उपादानगोचरापरोक्षज्ञानचिकीर्षाकृतिमत्त्व** એ છે. એનો અર્થ આ પ્રમાણેઃ **उपादान** એટલે સમવાયિકારણુ. મૃત્તિકા એ ઘટનું સમવાયિકારણુ એટલે ઉપાદાન છે. જે કાર્ય આપણે નિર્માણુ કરવાનું હોય છે તેના ઉપાદાનદ્રવ્યનું **अपरोक्ष** એટલે પ્રત્યક્ષજ્ઞાન હોવું જોઇએ, તે કાર્ય **करवानी इच्छा** હોવી જોઇએ અને તેના માટે **प्रयत्न** કરવો જોઇએ, આ ત્રણુ વાતો મળીને **कर्तृत्व** હોય છે. ઘટનું ઉપાદાન કારણુ જે મૃત્તિકા તેનું કુંભારને જો જ્ઞાન ન હોય તો તે કુંભારને વિષે ઘટનું કર્તૃત્વ સંભવશે નહી. માટે **उपादानगोचरापरोक्षज्ञान** એ કર્તૃત્વને આવશ્યક છે. ઇશ્વરને વિષે આપણે સર્વ જગનું કર્તૃત્વ માનીએ છીએ. તેથી જગનું ઉપાદાન કારણુ જે પરમાણ્વાદિક તે સર્વેનું સૂક્ષ્મજ્ઞાન ઇશ્વરને હોવું જ જોઇએ. ને તેથીજ ઇશ્વર એ સર્વજ્ઞ હોવો જ જોઇએ એ સિદ્ધ થાય છે. પરમાત્મા એટલે ઇશ્વર છે. ને તે સર્વજ્ઞ છે એમ મૂળમાં કહેલુંજ છે. તે પૈકી ઇશ્વિરનું અસ્તિત્ત્વ અનુમાન વડે સિદ્ધ કરી દ-

શાવીને નંતર જગત્કર્તૃત્વ ઉપરથીજ તેનું સર્વજ્ઞત્ત્વ પણ સિદ્ધ કરીને દર્શાવ્યું છે. આ સર્વજ્ઞત્ત્વ માટે વેદમાં પણ પ્રમાણ છે. ને તે "**यःसर्वज्ञः स सर्ववित्** " એ છે. અથવા "**यः सर्वज्ञः स सर्ववित्** " આ વેદવાક્ય ઇશ્વિરનું અસ્તિત્ત્વ સિદ્ધ કરવા માટે શાબ્દપ્રમાણ છે એમ માનીએ તોપણ તે ઘટીત છે.

જીવાત્મા એજ જીવ કહેવાય છે. **सुखदु:खादिनो जे आश्रय होय छे ते जीव छे** એ જીવનું લક્ષણ છે. અર્થાત્ સુખદુ:ખાદિક ધર્મ જેના ઉપર રહે છે એટલે સુખદુ:ખાદિકનો જેને અનુભવ થાય છે તે જીવ છે. **शंका:**—'હું મનુષ્ય છું' 'હું બ્રાહ્મણ છું' એવો વ્યવહાર આપણે કરીએ છીએ. તે વખતે 'હું' એ જ્ઞાનનો શરીર એજ વિષય હોય છે. અર્થાત્ 'હું' આ શબ્દવડે શરીરજ દર્શાવાય છે. તેથી શરીર એજ આત્મા હોવો જોઇએ એમ સિદ્ધ થાય છે. **समाधान:**—ના! એમ કહેવું ઘટીત નથી. કારણ કે હાથ, પગ એ અવયવ અને શરીર એ અવયવી હોવાથી હાથ, પગ એ અવયવ શરીરનું સમવાયિકારણ છે.અને શેરીર એ તેનું કાર્ય છે.સમવાયિકારણનો નાશ થાય એટલે તે કાર્યનો પણ નાશ થાય છે એવો નિયમ છે. તેથી હાથ, પગનો નાશ થયા છતાં શરીરનો પણ નાશ થયોજ છે એમ માનવું પડશે ને તેથી તમારા—પૂર્વપક્ષીઓના—કહેવા પ્રમાણે આત્મા પણ નષ્ટ થવો જોઇએ. પરંતુ હાથ પગ તુટેલા મનુષ્યને પણ જ્ઞાન વિગેરે થતું હોવાથી તેનો આત્મા નષ્ટ થયેલો હોતો નથી એ ખુલ્લું છે. તેથી શરીર એજ આત્મા છે એમ કહેવું એ અત્યંત ભૂલ ભરેલું છે. **शंका:**—તો ઇંદ્રિઓ એ આત્મા છે. **समाधान:**—ના! ઇંદ્રિઓને જો આત્મા માનીએ તો ચક્ષુ એ એક આત્મા ને ત્વચા એ એક વળી બીજો આત્મા છે એમ પ્રાપ્ત થશે. ને પછી 'જે મેં પૂર્વે ઘટ જોયો હતો તેજ હું હવે તે ઘટને સ્પર્શ કરૂં છું' એમ આપણાથી કોઈ વખતે પણ કહી શકાશે નહીં. કારણ કે ઘટ જોયો ચક્ષુ એ આત્માએ ને તે ઘટને સ્પર્શ કર્યો ત્વચારૂપ આત્માએ. તેથી ચક્ષુ એ આત્મા ત્વચા એ આત્માથી ભિન્ન હોવાથી જે મેં ઘટ જોયો તેજ હું ઘટને સ્પર્શ કરૂં છું એમ આપણાથી કહી શકાશે નહીં. કારણ કે જો એમ કહી શકાશે તો પછી દયાશંકરે જોએલા વસ્તુનું સ્મરણ શિવશંકરને પણ થવાને કાંઈ હરકત નથી. પણ એકે અનુભવેલ

વસ્તુનો અનુકર્ષ બીજાને કોઈ વખતે પણ કરાતો નથી. માટે ઇંદ્રિઓ એ આત્મા નથી. આ ઉપરથી એ સિદ્ધ થયું કે દેહ અને ઇંદ્રિઓથી જીવાત્મા ભિન્ન છે. આ જીવાત્માને પ્રત્યેકશરીરમાં ભિન્ન ભિન્ન પ્રકારના સુખદુઃખો ભોગવવા પડે છે માટે તે પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન હોવો જોઇએ. **શંકાઃ**—તે જીવાત્માનું પરિમાણ? **સમાધાનઃ**—જીવાત્મા એ પરમાણુ નથી. કારણુ કે જો તે પરમાણુ હોય તો શરીરમાંહેલા કોઇપણુ એક ભાગમાં માત્ર રહેત. ને તેના યોગથી સર્વ શરીરને થનારા સુખનો અનુભવ તે લઈ શકે નહીં. તેથી જીવાત્મા પરમાણુ કરતાં મોટો હોવો જોઇએ. **શંકાઃ**—સર્વ શરીરને થનારાં સુખનો અનુભવ થવા સારૂ શરીરના જેટલુંજ તેનું મોટું પરિમાણુ છે એમ માનીએ તો? **સમાધાનઃ**—તે ઘણુંજ અઘટીત છે. કારણુ કે જીવાત્મા પરમાણુ નથી ને વિભુ પણુ નથી એમ માનવાથી તે અનિત્ય થશે. પરમાણુ અને વિભુ એજ માત્ર નિત્ય હોય છે ને બીજા સર્વ અનિત્ય હોય છે એવો નિયમ છે. તેથી આ નિયમાનુસાર જીવાત્માનું મધ્યમપરિમાણુ માનતાં તેને અનિત્યત્વ પ્રાપ્ત થાય છે. ને પછી તેણે જે સુકૃતો કરેલા હોય તે સર્વ વ્યર્થ થશે. કારણુ કે જો આત્મા નિત્ય હોય તોજ તે પોતાના સુકૃતકર્મોના ફલ ભાવીજન્મમાં ભોગવી શકે. ને વળી આત્મા નિત્ય છે એમ જો માનીએ નહીં તો આ જન્મમાં તે જે સુખદુઃખો ભોગવે છે તે તેને વિનાકારણુ ભોગવવા પડે છે એમ થશે કારણુ કે આ સુખદુઃખો ભોગવવાને તેને પાત્ર કરવા જેવા કર્મોજ તેણે કરેલાં નથી. વર્તમાનકાલીન આત્મા પૂર્વ જન્મમાં અસ્તિત્ત્વમાંજ ન્હોતો. એમ હોવાથી કૃતનાશ અને અકૃતાભ્યાગમ એ જે દોષો પ્રાપ્ત થાય છે તેમની નિવૃત્તિ સારૂ આત્મા નિત્ય છે એમ માનવુંજ જોઇએ. ને તે નિત્ય છે એમ માન્યું એટલે તે મધ્યમપરિમાણુ હોઈ શકેજ નહીં તેથી જીવાત્મા વિભુજ હોવો જોઇએ એ સિદ્ધ થાય છે. ॥ ૧૭ ॥

હવે મનનું લક્ષણુ કહે છેઃ—

**सुखदुःखाद्युपलब्धिसाधनमिंद्रियं मनः । तच्च प्रत्यात्मनियतत्वादनंतं परमाणुरूपं नित्यं च ॥ १८॥**

સુખદુઃખાદિની ઉપલબ્ધીને સાધનભૂત જે ઇંદ્રિય તે મન છે. તે પ્રત્યેક આત્માની સાથે એકેક એમ સંબદ્ધ હોવાથી તે અનંત છે. ને તે પરમાણુરૂપ તથા નિત્ય છે. ॥ ૧૮ ॥

मनसो लक्षणमाह । सुखेति । स्पर्शरहितत्वे सति क्रिया वत्तं मनसो लक्षणम् । मनो विभजते । तच्चेति । एकैकस्यात्मन एकैकं मन इत्यात्मनामनेकत्वान्मनसोऽप्यनेकत्वमित्यर्थः । परमाणुरूपमिति । मध्यमपरिमाणत्वेऽनित्यत्वप्रसंगादित्यर्थः। ननु मनो नाणु किंतु विभु स्पर्शरहित द्रव्यत्वादाकाशवदिति चेन्न । मनसो विभुत्व आत्ममनःसंयोस्यासमवायिकारणस्याभावाज्ज्ञानानुत्पत्तिप्रसंगात् । न च विभुद्वयसंयोगोऽस्तीति वाच्यम् । तत्संयोगस्य नित्यत्वेन सुषुप्त्यभावप्रसंगात् । पुरितद्व्यतिरिक्त प्रदेश आत्ममनःसंयोगस्य सर्वदा विद्यमानत्वात् । अणुत्वे तु यदा मनः पुरितति प्रविशति तदा सुषुप्तिः । यदा निःसरति तदा ज्ञानोत्पत्तिरित्यणुत्वसिद्धिः ॥ १८ ॥

**सुखदुःखादिनी उपलब्धिने साधनभूत जे इंद्रिय होय छे ते मन छे** એમ મૂલકર્તાએ મનનું લક્ષણ કહ્યું છે. એ શિવાય બીજું મનનું લક્ષણ એ છે કેઃ—**जेने विषे स्पर्शरहितत्त्व छतां क्रियावत्त्व होय छे ते मन छे.** અર્થાત્ જેને સ્પર્શ ન છતાં, ચલનવલનાત્મકક્રિયા જેના વિષે સંભવે છે તે મન છે. પૃથ્વિ, જલ, તેજ અને વાયુ એ ચારેને સ્પર્શ છે. ઇતર આકાશાદિ પાંચને સ્પર્શ નથી. માટે **स्पर्शरहितत्त्व** આ પદવડે પ્રથમના ચાર દ્રવ્યોનો નિરાસ થાય છે. હવે આકાશ, કાલ, દિક્, આત્મા અને મન આ પાંચ દ્રવ્યો રહ્યા છે. પરંતુ એ પૈકી પ્રથમના ચાર વિભુ હોવાથી ચલનવલનાત્મકક્રિયા તેમને વિષે સંભવતી નથી. તેથી **क्रियावत्त्व** એ પદ વડે આકાશ, કાલ, દિક્ તથા આત્માનું નિવારણ થાય છે. આ પ્રમાણે **जेने स्पर्श न छतां चलनवलनात्मकक्रिया होय छे** એમ કહેવાથી પેહેલાં આઠ દ્રવ્યોનું વારણ થઇને એ લક્ષણ મન ઉપર

ઘટતું થાય છે. મનો અનંત છે એમ કહેવાનું કારણ એ છે કે એકેક આત્માને એકેક મન હોવું આવશ્યક છે. કારણ કે સર્વ આત્માઓને એક જ મન છે એમ માનીએ તો એક મનુષ્યને જ્ઞાન થતી વખતે બીજાને જ્ઞાન થશે નહી. કારણ કે મન અણુ હોવાથી અને તે એક જ છે એમ માનેલું હોવાથી જ્ઞાન ઉત્પન્ન કરવા સારૂ એકજ અણુ મનને અનેક જણના ઇંદ્રિઓની સાથે સંયુક્ત થવાનું થઈ શકાશે નહી. ને તેથી એકજ વખતે અનેકોને જ્ઞાન ઉત્પન્ન થશે નહી. એક જ વખતે ભિન્ન ભિન્ન મનુષ્યોને ભિન્ન ભિન્ન જ્ઞાન તો થાય છે. માટે એકેક આત્માને એકેક જુદું જુદું મન હોવુંજ જોઇએ એ સિદ્ધ થાય છે. જીવાત્મા અનેક હોવાથી મનો પણ અનેક હોવાજ જોઇએ મન એ અણુપરિમાણ છે કારણ કે જો તેનું મધ્યમપરિમાણ માનીએ તો અનિત્ય થશે. **શંકાઃ**—પ્રત્યેક દ્રવ્યને અણુપરિમાણ, મધ્યમપરિમાણ કે વિભુત્વ આ ત્રણમાંથી કોઈ પણ એક પરિમાણ તો હોય છે. તેથી મન જો મધ્યમપરિમાણ ન ઘટે તો તે વિભુ તો છેજ. કારણ કે તે સ્પર્શરહિત દ્રવ્ય છે. જે જે સ્પર્શરહિત દ્રવ્ય હોય છે તે તે વિભુ હોય છે; જેમકે આકાશ.—મન સ્પર્શરહિત દ્રવ્ય હોવાથી તે વિભુ છે. એમ અનુમાનથી સિદ્ધ થાય છે. **સમાધાનઃ**—આ અનુમાન અઘટીત છે. કારણ કે જ્ઞાન ઉત્પન્ન થવાને જ્ઞાનનું અસમવાયિકારણ આત્મમનઃસંયોગ એ થવો આવશ્યક છે. આત્મમનઃસંયોગ એ જ્ઞાનનું અસમવાયિકારણ છે તે આ પ્રમાણેઃ—જ્ઞાન એ ગુણ આત્મા ઉપર રહે છે ને તે જ આત્મા ઉપર આત્મમનઃસંયોગ એ પણ ગુણ રહે છે. તેથી આત્મમનઃસંયોગ એ જ્ઞાનનું અસમવાયિકારણ છે. માટે જ્ઞાન ઉત્પન્ન થવાને આત્મા અને મન એમનો સંયોગ થવો આવશ્યક છે. બે વિભુ દ્રવ્યોનો સંયોગ થઈ શકતો નથી. કારણ કે સંયોગ થવાને ચલનવલનાત્મકક્રિયા આવશ્યક છે. ઘટને પટની પાસે લઈ જવાય છે કિંવા પટને ઘટની પાસે લઈ અવાય છે. તેથી ઘટ પટનો સંયોગ થાય છે. પણ વિભુ દ્રવ્યોને વિષે એવી ક્રિયા સંભવતી નથી તેથી તેમનો સંયોગ થઈ શકતો નથી. મન વિભુ છે એમ માનીએ તો આત્મા અને મન આ બન્ને વિભુ હોવાથી આત્મમનઃસંયોગ થશે નહી. ને આત્મમનઃસંયોગ નહી થાય એટલે જ્ઞાન પણ ઉત્પન્ન થશે નહી. **શંકાઃ**—બે વિભુ દ્રવ્યોનો સંયોગ થાય છે એમ

માનીએ તો ? **સમાધાન:**—એમ માની શકાય નહી. કારણ કે આત્મા અને મન આ બે વિભુ દ્રવ્યોનો સંયોગ થાય છે એમ માનીએ તો તે વિભુ દ્રવ્યો નિત્ય હોવાથી તેમનો સંયોગ પણ નિત્ય જ થઈ પડશે ને તેથી આપણને સર્વદા નિરંતર જ્ઞાન જ થયા કરશે અને નિદ્રા તો કોઈ વખતે પણ મળશેજ નહી એવો પ્રસંગ પ્રાપ્ત થશે. અમારા મતે સુષુપ્તીની હરકત આવતી નથી. કારણ કે પુરિતતિ નામક નાડીમાં મનનો પ્રવેશ થતાં સુષુપ્તી ઉત્પન્ન થાય છે એવો અમારો સિદ્ધાંત છે. મન અણુ હોવાથી તે જ્યારે પુરિતતિનાડીમાં જાય છે ત્યારે નિદ્રા આવે છે ને જ્યારે ત્યાંથી બહાર નિકળે છે ત્યારે જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે મન અણુ માનતાં સુષુપ્તીની હરકત આવતી નથી. પણ તમારા—પૂર્વપક્ષીના—મત પ્રમાણે આત્મા અને મન એમનો નિત્ય સંયોગ હોવાથી નિત્ય જ્ઞાન જ ઉત્પન્ન થતું રહેશે ને નિદ્રા કોઈ વખતે પણ પ્રાપ્ત થશે નહી. **શંકા:**—પુરિતતિનાડીમાં મનનો પ્રવેશ થતાં સુષુપ્તી સંભવે છે એમ આપની પેઠે અમો પણ માનીએ તો પછી શું હરકત છે ? **સમાધાન:**—તમારે એમ માનીને ચાલશે નહી. કારણ કે અમારા મતે મન અણુ છે ને તમો તે તો વિભુ માનો છો તેથી મન અગર જો કે પુરિતતિમાં પ્રવેશ કરશે તો પણ તે મનનો કેટલોએક ભાગ પુરિતતિના બહાર રહેવોજ જોઇએ તથા તેનો અને આત્માનો સંયોગ સર્વદા થતો હોવાથી તમારા મતે સુષુપ્તી ઉત્પન્ન થઈ શકતી નથી. તેથી મન વિભુ છે એમ કહી શકાય નહી. માટે તે અણુ છે એ સિદ્ધ છે. ॥ ૧૮ ॥

હવે રૂપનું લક્ષણ કહેછે:—

**चक्षुर्मात्रग्राह्यो गुणो रूपम् । तच्च शुक्लनीलपीतरक्तहरितकपिशचित्रभेदात्सप्तविधं पृथिवीजलतेजोवृत्ति । तत्र पृथिव्यां सप्तविधम् । अभास्वरशुक्लं जले । भास्वरशुक्लं च तेजसि ॥ १९ ॥**

**ચક્ષુર્માત્ર ગ્રાહ્ય જે ગુણ હોય છે તે રૂપ છે. તે રૂપ શુક્લ, નીલ, પીત, રક્ત, હરિત, કપિશ અને ચિત્ર એવા સાત પ્ર-**

કારનું છે. એ રૂપ પૃથિવી, જલ અને તેજ ઉપર રહે છે. તે પૈકી પૃથિવી ઉપરનું રૂપ આ સાતે પ્રકારનું હોય છે. જલ ઉપરનું રૂપ અભાસ્વરશુકલ હોય છે. અને તેજ ઉપરનું રૂપ ભાસ્વરશુકલ હોય છે. ॥ ૧૯ ॥

रूपं लक्षयति । चक्षुरिति । संख्यादावतिव्याप्तिवारणाय मात्रपदम् । रूपत्वेऽतिव्याप्तिवारणाय गुणपदम् । प्रभाभित्तिसंयोगेऽतिव्याप्तिवारणाय चक्षुर्मात्रग्राह्यजातिमत्त्वं वाच्यम् । रूपं विभजते । तच्चेति । नन्वव्याप्यवृत्तिनीलादिसमुदाय एव चित्ररूपमिति चेन्न । रूपस्य व्याप्यवृत्तित्वनियमात् । ननु चित्रपटेऽवयवरूपस्य प्रतीतिरस्त्विति चेन्न । रूपरहितत्वेन पटस्याप्रत्यक्षत्वप्रसंगात् । न च रूपवत्समवेतत्वं प्रत्यक्षत्वप्रयोजकं गौरवात् । तस्मात्पटस्य प्रत्यक्षत्वानुपपत्त्या चित्ररूपसिद्धिः । रूपस्याश्रयमाह । पृथिवीति । आश्रयं विभज्य दर्शयति । तत्रेति ॥ १९ ॥

**चक्षुर्मात्रग्राह्य** જે ગુણ હોય છે તે રૂપ છે એમ રૂપનું લક્ષણ કહ્યું છે. એ લક્ષણ માહેલાં **मात्र** એ પદનું પ્રયોજન એ છે કે જો **मात्र** પદ ન રાખીએ તો ચક્ષુર્ગ્રાહ્ય જે ગુણ હોય છે તે રૂપ છે એમ રૂપનું લક્ષણ થશે. સંખ્યા એ પણ ગુણ છે ને તે ચક્ષુર્ગ્રાહ્ય પણ છે. કારણ કે ઘટ પાંચ છે, દશ છે વિગેરે જ્ઞાન આપણને ચક્ષુથી થઈ શકે છે. તેથી તે લક્ષણ સંખ્યા ઉપર અતિવ્યાપ્ત થાય છે. પરંતુ સંખ્યા એ ગુણ એકલા ચક્ષુથીજ ગ્રહણ કરાય છે એમ નથી. તો તેનું ગ્રહણ ત્વગિંદ્રિય વડે પણ કરાય છે. કારણ કે આંખો બંદ કરીએ કિંવા ગાઢાંધઃકાર હોય તો પણ હાથવડે તપાસીને ઘટ પાંચ છે કે દસ છે એ આપણે જાણીએ છીએ. તેથી સંખ્યા એ ચક્ષુર્ગ્રાહ્ય છે ને ત્વગિંદ્રિયગ્રાહ્ય પણ છે. પરંતુ રૂપ તો કેવળ ચક્ષુર્ગ્રાહ્ય છે. માટે ચક્ષુર્માત્રગ્રાહ્ય એમ કહેવાથી સંખ્યાદિકો ઉપરની અતિવ્યાપ્તિ નિવારણ થાય છે. એટલાજ સારૂ **मात्र** એ પદ યોજેલું છે. હવે **गुण** એ

પદ યોજવાનું પ્રયોજન એ છે કે એક એવો નિયમ છે કે જે ઇંદ્રિયથી જે પદાર્થનું ગ્રહણ થાય છે તેજ ઇંદ્રિયથી તે પદાર્થની જાતિનું તથા અભાવનું પણ ગ્રહણ થાય છે. એમ હોવાથી રૂપ જો ચક્ષુર્માત્રગ્રાહ્ય છે તો રૂપત્વ એ જાતિ પણ પૂર્વોક્ત નિયમાનુસારે ચક્ષુર્માત્રગ્રાહ્ય હોવીજ જોઇએ. તેથી ચક્ષુર્માત્રગ્રાહ્યત્વ એ લક્ષણ રૂપત્વજાતિ ઉપર અતિવ્યાપ્ત થાય છે. માટે **ગુણ** એ પદ યોજ્યું છે. રૂપત્વ એ જાતિ છે ગુણ નથી. એમ હોવાથી લક્ષણમાં **ગુણ** પદ યોજવાથી રૂપત્વ ઉપરની અતિવ્યાપ્તિનું નિવારણ થાય છે. વળી **ગુણ** પદ યોજવાનું બીજું પણ એક પ્રયોજન છે. તે એ કે: પ્રભા એટલે તેજ એ પણ ચક્ષુર્માત્રગ્રાહ્ય છે. કારણ કે તડકાની ભિત ઉપર પડેલી મંદપ્રભામાં તેજનો ગુણ ઉષ્ણસ્પર્શ ન હોવાથી તે પ્રભા ચક્ષુર્માત્રગ્રાહ્ય હોય છે. પરંતુ પ્રભા એટલે તેજ એ દ્રવ્ય છે. તેથી **ગુણ** પદ યોજવાથી પ્રભા એ દ્રવ્ય ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. ચક્ષુર્માત્રગ્રાહ્યગુણ એટલું લક્ષણ બાંધીએ તોપણ તેના ઉપર અતિવ્યાપ્તિનો દોષ આવે છે. તે આ પ્રમાણે: ભિત ઉપર સૂર્યના કિરણ પડતાં ત્યાં પ્રભાભિત્તિસંયોગ થાય છે. આ સંયોગ ગુણ છે. ને પ્રભા એ ચક્ષુર્માત્રગ્રાહ્ય હોવાથી પ્રભાભિત્તિસંયોગ એ પણ ચક્ષુર્માત્રગ્રાહ્ય હોવોજ જોઇએ. આ પ્રમાણે તેના ઉપર અતિવ્યાપ્તિ પ્રાપ્ત થાય છે. તેથી **चक्षुर्मात्रग्राह्यजातिमान्गुण** એવું રૂપનું લક્ષણ બાંધવું. એટલે પ્રભાભિત્તિસંયોગ ઉપરની અતિવ્યાપ્તિનું નિવારણ થાય છે કારણ કે સંયોગત્વ એ જાતિ ચક્ષુર્માત્રગ્રાહ્ય છે એમ નથી. અર્થાત્ સંયોગત્વ એ જાતિનુ ગ્રહણ ત્વગિંદ્રિયાદિકથી ન થતાં ફક્ત ચક્ષુથીજ થાય છે એમ નથી. કારણ કે ઘટ અને પટ એમનો થયેલો સંયોગ ત્વગિંદ્રિયથી પણ જાણવામાં આવે છે. ને જે ઇંદ્રિયથી જે પદાર્થનું ગ્રહણ થાય છે તેજ ઇંદ્રિયથી તે પદાર્થની જાતિનું ગ્રહણ થાય છે. એવો નિયમ છે. તેથી સંયોગત્વ એ જાતિનું પણ ગ્રહણ ત્વગિંદ્રિયથી થાય છે એ સિદ્ધ થયું. એમ હોવાથી સંયોગત્વ એ જાતિ ચક્ષુર્ગ્રાહ્ય તથા ત્વગિંદ્રિયગ્રાહ્ય પણ છે. અર્થાત્ સંયોગત્વ એ જાતિ ચક્ષુર્માત્રગ્રાહ્ય નથી. માટે **चक्षुर्मात्रग्राह्यजातिमान्-गुण** એમ લક્ષણ બાંધવાથી પ્રભાભિત્તિસંયોગઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. એજ અતિવ્યાપ્તિનું નિવારણ અન્ય પ્રકારે પણ થઈ શકે છે. તે આ પ્રકારે છે: **चक्षुर्मात्रग्राह्यगुण** એ લક્ષણ માંહેલા **ગુણ** એ શબ્દનો અર્થ વિશેષ

ગુણ કરવો. એવો **અર્થ** કરવાથી પ્રભાભિત્તિસંયોગ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાયછે. કારણ કે સંયોગ એ સામાન્યગુણ છે વિશેષગુણ નથી. **शंका:**- સંખ્યા એ પણ સામાન્યગુણ છે. તેથી આપે કહેલા આ અન્યપ્રકારના અર્થવડે સંખ્યાઉપરની અતિવ્યાપ્તિ પણ દૂર થાય છે. તેથી હવે લક્ષણમાં **मात्र** પદની જરૂર નથી. સંખ્યા ઉપરની અતિવ્યાપ્તિ નિવારણાર્થેજ **मात्र** પદ યોજ્યું હતું. પણ તે અતિવ્યાપ્તિ અન્યપ્રકારથી દૂર થતાં લક્ષણમાં **मात्र** પદ વ્યર્થ થાય છે. **समाधानः—गुण**નો અર્થ વિશેષગુણ કરવાથી સંખ્યાનું વારણ થાય છે એ ખરૂં છે. પણ જલ ઉપરજ રહેનારૂં સાંસિદ્ધિકદ્રવત્વ એ એક વિશેષગુણ હોવાથી તેનો લક્ષણમાં પ્રવેશ થાય. તેને તો લક્ષણમાંથી અલગ મુકવું જ જોઇએ. માટે **मात्र** પદની તો આવશ્યકતાજ છે. કારણ કે સાંસિદ્ધિકદ્રવત્વ એ ગુણ ચક્ષુર્ગ્રાહ્ય છતાં ત્વગિંદ્રિયગ્રાહ્ય પણ છે, કાંઈ ચક્ષુર્માત્રગ્રાહ્ય નથી. માટે ચક્ષુર્માત્રગ્રાહ્ય એવું ગુણને વિશેષણ આપવાથી સાંસિદ્ધિકદ્રવત્વ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય ને **चक्षुर्मात्रग्राह्य जे गुण ते रूप छे** એ લક્ષણ સિદ્ધ થાય છે.

રૂપના સાત ભેદ કલ્પ્યા છે. તે માહેલો **चित्ररूप** એ એક ભેદછે. બાકીના **छ रूप पैकी कोईपण बे किंवा अधिकरूपोना संयोगथी जे रूप तयार थाय छे ते चित्ररूप छे. शंकाः**—ચિત્રરૂપ એ એક ભિન્નરૂપ છે એમ માનવાનું કારણ નથી. ભિન્નભિન્ન રંગના વસ્ત્રના કટકા સાંધીને તયાર કરેલા ચંદરવા—પટ—ઉપર જે નીલ, પીત, રક્ત ઇત્યાદિ અનેક રૂપો હોય છે તેમનો સમુદાય એજ ચિત્રરૂપ છે. એમ હોવાની નીલાદિ રૂપના સમુદાયથી ચિત્રરૂપ ભિન્ન નહી છતાં તે એક સાતમું ભિન્નરૂપ છે એમ શા સારૂ માનવું જોઇએ? **समाधानः**—ચિત્રરૂપ એ ભિન્નરૂપ માનવુંજ જોઇએ. કારણ કે પ્રત્યેક દ્રવ્ય ઉપરનું રૂપ વ્યાપ્યવૃત્તિ હોવુંજ જોઇએ એવો નિયમ છે. વ્યાપ્યવૃત્તિનો અર્થ એ છે કે: વ્યાપ્ય એટલે જે વ્યાપ્ત થવાને યોગ્ય હોય છે તે. ઉદાહરણાર્થે શુક્લપટ લઇએ તો તે જેટલો શુક્લરૂપથી વ્યાપ્ત થયેલો હશે તેટલો, અર્થાત તે આખો શુક્લપટ, એ પ્રકૃત સ્થલે વ્યાપ્ય છે. ને તે આખા વ્યાપ્ય ઉપર રહેનારૂં જે શુક્લરૂપ તે વ્યાપ્યવૃત્તિ છે. સારાંશ વ્યાપ્યવૃત્તિધર્મ એટલે આખા અવયવીને

વ્યાપિને જે ધર્મ રહેછે તે. આખા અવયવિને એક ધર્મ વ્યાપિ રહેવું એ-ટલે તે અવયવિના જે ભાગમાં તે ધર્મ નથી એવો તે અવયવિનો એક ભાગ ન હોવો. એજ અર્થ શાસ્ત્રીયભાષામાં કહેવો હોય તો તે એમ ક-હેવાયઃ પોતાનો અત્યંતાભાવ જેના ઉપર રહેછે તેનાજ ઉપર જે ધર્મ કોઈ વખતે પણ રહેતો નથી તે ધર્મ વ્યાપ્યવૃત્તિ છે. ને તેથીજ **स्वसमानाधिकरणात्यंताभावाप्रतियोगि** એમ **व्याप्यवृत्ति** ધર્મનું લક્ષણ કરેલું છે. ઉદાહરણાર્થે શુક્લપટ લઇએ તો તેના ઉપરનું શુક્લરૂપ એ વ્યાપ્યવૃત્તિ છે. કારણ કે એ શુક્લરૂપ જે પટ ઉપર રહેછે તેજ પટઉપર તે શુક્લરૂ-પનો અત્યંતાભાવ, અર્થાત્ નીલપીતાદિરૂપ કોઈ પણ સ્થલે રહેતું નથી. એટલે શુક્લરૂપ જ સર્વ પટને વ્યાપિને રહેછે. માટે તે વ્યાપ્યવૃત્તિ છે. ચિત્રપટમાં શુક્લરૂપ છે પરંતુ તે શુક્લરૂપ જે પટ ઉપર રહેછે તેજ પટ ઉપર શુક્લરૂપનો અત્યંતાભાવ પણ રહેછે અર્થાત્ શુક્લરૂપથી ભિન્ન એવા નીલપીતાદિરૂપો તે જ પટના ઇતર અવયવ ઉપર રહેલા છે. તેથી ચિત્ર-પટ માહેલું શુક્લરૂપ એ વ્યાપ્યવૃત્તિ નથી. તેમજ નીલપીતાદિ રૂપો પણ વ્યાપ્યવૃત્તિ નથી. તો તે સર્વ અવ્યાપ્યવૃત્તિ છે. કોઈ પણ દ્રવ્યનું ચાક્ષુષ-પ્રત્યક્ષ થવાને તેના ઉપર (ઉદ્દ્ભૂત) રૂપ હોવું જોઇએ એમ પૂર્વે કહ્યું છે. તે નિયમ પ્રમાણે જે દ્રવ્ય ઉપર રૂપ હશે તે દ્રવ્યનું જ પ્રત્યક્ષ થશે, ને જેના ઉપર નહી હશે તેનું થશે નહી. દ્રવ્યના અવયવ ઉપર રૂપ હશે તો અવ-યવનું પ્રત્યક્ષ થશે ને સમગ્રદ્રવ્ય ઉપર રૂપ હશે તો સમગ્રદ્રવ્યનું પ્રત્યક્ષ થશે. એમ હોવાથી સમગ્ર ચિત્રપટને વ્યાપી રહેનારૂં એવું કોઇપણ એક રૂપ માનવું આવશ્યક છે. કારણ કે ચિત્રપટના અવયવ ઉપરના રૂપથી તે અવયવ પ્રત્યક્ષ થશે. પરંતુ સમગ્ર ચિત્રપટને વ્યાપી રહેનારૂં ચિત્રરૂપ મા-નીએ નહી તો બીજું એવું કયું રૂપ છે કે જેના યોગથી સમગ્ર ચિત્રપટનું પ્રત્યક્ષ થઈ શકશે ? કોઇપણ નથી. માટે ચિત્રરૂપ માનવું જ જોઇએ એમ અમો કહીએ છીએ. **पूर्वपक्षी**:—ચિત્રપટ ઉપર અમો રૂપ માનતા નથી. **सिद्धांति**:—તો જે રૂપ દેખાય છે તે કોનું છે ? **पूर्वपक्षी**:—તે તો અવયવનું છે. **सिद्धांति**:—એમ કહેવું ઘટીત નથી. કારણ કે ચિત્રપટ ઉપર એક ભિન્ન ચિત્રરૂપ રહેછે એમ જો ન માનીએ તો તે સમગ્ર પટનું એવું કોઇપણ રૂપ ન હોવાથી તે પટનું પ્રત્યક્ષ સંભવવું અશક્ય થશે. કારણ કે જેનું આપ-

ણને પ્રત્યક્ષ થાય છે તેના ઉપર રૂપ સમવાયસંબંધથી હોય છે. જેમકે ઘટ આપણુને દેખાય છે તેનું રૂપ તે ઉપર સમવાયસંબંધથી રહેલું હોય છે. ચિત્રપટની સ્થિતી એવી થાય છે કે રૂપ સમવાયસંબંધથી ચિત્રપટના અવયવ ઉપર રહેલું હોય છે ને આપણુને ચિત્રપટનું જ પ્રત્યક્ષ થવું જોઇએ છીએ. પણ તેના ઉપર રૂપ તો બિલકુલ નથીજ. ત્યારે તેનું પ્રત્યક્ષ કેમ થશે ? **शंकाः**—રૂપ ચિત્રપટના અવયવ ઉપર છે. તેથી તે અવયવ રૂપવત્ છે ને રૂપવત્ અવયવ ઉપર પટ સમવાય સંબંધથી રહેછે. માટે રૂપવત્ત્વ એ પ્રત્યક્ષનું પ્રયોજક ન માનતાં રૂપવત્સમવેતત્ત્વને પ્રત્યક્ષ પ્રયોજક માનીએ એટલે થયું. **समाधानः**—એમ કહેવું અયુક્ત છે. કારણ કે જેના ઉપર રૂપ સમવાયસંબંધથી રહેછે તેનું પ્રત્યક્ષ થાય છે. એમ માનવામાં લાઘવ છે. અને જેના ઉપર રૂપ સમવાયસંબંધથી રહેછે તેના ઉપર સમવાયસંબંધથી જે રહેતું હોય તેનું તે રૂપ વડે પ્રત્યક્ષ થવું એમ માનવામાં ગૌરવ છે. કારણ કે એમાં એક પરંપરા વધુ માનવી પડે છે. માટે એ તમારો પક્ષ ત્યાજ્ય છે. ચિત્રરૂપ માનીએ નહી તો ચિત્રપટનું પ્રત્યક્ષ જ થશે નહી. માટે ચિત્રરૂપ માનવું આવશ્યક છે એ સિદ્ધ થયું. ॥ ૧૯ ॥

હવે રસનું લક્ષણ કહે છેઃ—

**रसनग्राह्यो गुणो रसः । स च मधुराम्ललवणकटुकषायतिक्तभेदात्षड्विधः पृथिवीजलवृत्ति । पृथिव्यां षड्विधः । जले मधुर एव ॥ २० ॥**

**રસનેંદ્રિયથી જેનું ગ્રહણ કરાય છે એવો જે ગુણ તે રસ છે. તેના મધુર, આમ્લ, લવણ, કટુ, કષાય અને તિક્ત એ છ ભેદ છે. તે પૃથિવી અને જલ ઉપર રહે છે. પૃથ્વી ઉપર રહેનારો રસ છએ પ્રકારનો હોય છે. પરંતુ જલ ઉપર રહેનારો રસ ફક્ત મધુર એજ છે. ॥ ૨૦ ॥**

**रसं लक्षयति । रसनेति । रसत्वेऽतिव्याप्ति परिहाराय गुणपदम् । रसस्याश्रयमाह । पृथिवीति । आश्रयं विभज्य दर्शयति । पृथिव्यामिति ॥ २० ॥**

**रसनेंद्रियथी जेनुं ग्रहण थाय छे** એટલું જે રસનું લક્ષણ બાંધીએ તો તે રસત્વ ઉપર પણ પૂર્વવત્ અતિવ્યાપ્ત થાય છે માટે લક્ષણમાં **गुण** પદ યોજ્યું છે. ॥ २० ॥

હવે ગંધનું લક્ષણ કહે છે:—

**घ्राणग्राह्यो गुणो गंधः । स च द्विविधः सुरभिरसुरभिश्च । पृथिवीमात्रवृत्तिः ॥ २१ ॥**

**ઘ્રાણથી જેનું ગ્રહણ થાય છે એવો ગુણ તે ગંધ છે. તે સુરભિ અને અસુરભિ એવા બે પ્રકારનો છે. ને તે પૃથિવી-ઉપર માત્ર રહે છે. ॥ ૨૧ ॥**

गंधं लक्षयति । घ्राणेति । गंधत्वेऽतिव्याप्तिवारणाय गुणपदम् ॥ २१ ॥

આ લક્ષણમાં પણ ગંધત્વ ઉપેર આવનારી અતિવ્યાપ્તિનું નિવારણ કરવા સારૂં **गुण** એ પદ યોજેલું છે. ॥ ૨૧ ॥

હવે સ્પર્શનું લક્ષણ કહેછે:—

**त्वगिंद्रियमात्रग्राह्यो गुणः स्पर्शः । स च त्रिविधः शीतोष्णानुष्णाशीतभेदात् । पृथिव्यप्तेजोवायुवृत्तिः । तत्र शीतो जले । उष्णस्तेजसि । अनुष्णाशीतः पृथिवीवाय्वोः ॥ २२ ॥**

**ત્વગિંદ્રિયમાત્રગ્રાહ્ય જે ગુણ હોય છે તે સ્પર્શ છે. તે શીત, ઉષ્ણ અને અનુષ્ણાશીત એવા ત્રણ પ્રકારનો છે. તે પૃથિવ, જલ, તેજ અને વાયુ એમના વિષે રહેછે. તે પૈકી શીતસ્પર્શ જલ ઉપર રહેછે. ઉષ્ણસ્પર્શ તેજ ઉપર રહેછે. અને ઉષ્ણ નહી તથા શીત પણ નહી એવો અનુષ્ણાશીતસ્પર્શ પૃથિવી અને વાયુ એમના ઉપર રહેછે. ॥ ૨૨ ॥**

**स्पर्शं लक्षयति । त्वगिति । स्पर्शत्वेऽतिव्याप्तिवारणाय गुणपदम् । संयोगादावतिव्याप्तिवारणाय मात्रपदम् ॥ २२ ॥**

પૂર્વવત્ સ્પર્શત્વ ઉપર આવનારી અતિવ્યાપ્તિનું નિવારણ કરવા સારૂ આ લક્ષણમાં **ગુણ** એ પદ યોજ્યું છે. રસ તથા ગંધના લક્ષણમાં **માત્ર** પદ યોજ્યું નથી તેનું કારણ એ છે કે રસન તથા ઘ્રાણ આ ઇંદ્રિયો એવી છે કે તેમનાથી રસ તથા ગંધ વિના બીજા કોઇપિણ ગુણનું ગ્રહણ થઈ શકતું નથી. તેથી રસ તથા ગંધના લક્ષણમાં **માત્ર** એ પદ યોજ્યું નથી. પરંતુ સ્પર્શના લક્ષણમાં **માત્ર** પદ યોજવાની જરૂર છે. કારણ કે **त्वगिंद्रियग्राह्य जे गुण ते स्पर्श छे** એટલુંજ જો લક્ષણ બાંધીએ તો સંયોગ, સંખ્યા ઇત્યાદિક ઉપર તેની અતિવ્યાપ્તિ થાય છે. કારણ કે હાથે તપાસી જોતાં ઘટ પરસ્પરને અડેલા છે એ તથા તે કેટલા છે એ જાણવામાં આવે છે. અર્થાત્ ત્વગિંદ્રિયવડે સંયોગ, સંખ્યા ઈત્યદિ ગુણોનું ગ્રહણ થાય છે. એમ હોવાથી તે અતિવ્યાપ્તિ દૂર કરવા સારૂં સ્પર્શના લક્ષણમાં **માત્ર** એ પદ યોજવાની આવસ્યક્તા છે. કારણ કે સંયોગ તથા સંખ્યા આ ગુણો ત્વક્ તથા ચક્ષુ આ બન્ને ઇંદ્રિયોથી ગ્રહણ થાય છે પરંતુ સ્પર્શ એ તો ફક્ત ત્વગિંદ્રિયવડેજ જાણવામાં આવે છે. માટે **त्वगिंद्रियमात्रग्राह्यगुण** એમ કહેવાથી ફક્ત સ્પર્શનોજ નિર્દેશ થાય છે ને સંયોગ, સંખ્યા ઈત્યાદિક ઉપરની અતિવ્યાપ્તિનું નિવારણ થાય છે ॥૨૨ ॥

## रूपादिचतुष्टयं पृथिव्यां पाकजमनित्यंच । अन्यत्रापाकजं नित्यमनित्यं च। नित्यगतं नित्यम् । अनित्यगतमनित्यम् ॥ २३ ॥

**રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આ ચારગુણ પૃથ્વીમાં પાકજ (એટલે ઉષ્ણતાથી ઉત્પન્ન થનારાં) અને અનિત્ય છે. પરંતુ અન્યદ્રવ્યોમાં તે ઉષ્ણતાથી ઉત્પન્ન થયેલા હોતા નથી. તેઓમાં તે નિત્ય અને અનિત્ય પણ હોય છે. તેઓ નિત્ય ઉપર નિત્ય હોય છે. અને અનિત્ય ઉપર અનિત્ય હોય છે ॥૨૩॥**

पाकजमिति । पाकस्तेजःसंयोगः । तेन पूर्वरूपं नश्यति । रूपांतरमुत्पद्यत इत्यर्थः । अत्र परमाणुष्वेव पाकः । न द्व्यणुकादौ । आमपाकनिक्षिप्ते घटे परमाणुषु रूपांतरोत्पत्तौ श्यामघटनाशे पुनर्द्व्यणुकादिक्रमेण रक्तघटोत्पत्तिः । तत्र परमाणवः समवायिकारणम् । तेजःसंयोगोऽसमवायिकारणम् । अदृष्टादिकं निमित्तकारणम् । द्व्यणुकादिरूपे कारणरूपमसमवायिकारणमिति पीलुपाकवादिनो वैशेषिकाः । पूर्वघटस्य नाशं विनैवावयविन्यवयवेषु परमाणुपर्यंतेषु युगपद्रूपांतरोत्पत्तिरिति पिठरपाकवादिनो नैयायिकाः । अत एव पार्थिवपरमाणुरूपादिकमनित्यमित्यर्थः । अन्यत्रेति । जलादावित्यर्थः । नित्यगतमिति । परमाणुगतमित्यर्थः । अनित्यगतमिति । द्व्यणुकादिनिष्ठमित्यर्थः । रूपादिचतुष्टयमुद्भूतं प्रत्यक्षम् अनुद्भूतमप्रत्यक्षम् । उद्भूतत्वं प्रत्यक्षप्रयोजको धर्मः । तदभावोऽनुद्भूतत्वम् ॥ २३ ॥

પાક એટલે તેજનો સંયોગ. પાકના યોગથી પૂર્વનું રૂપ નાશ પામીને બીજું રૂપ ઉત્પન્ન થાય છે. જેમ કે ખડમાં કેરી ભારી મુકીએ તો ત્યાં એક પ્રકારની ઉષ્ણતા ઉત્પન્ન થઇને તેના યોગથી કેરીનો પ્રથમનો જે લીલો રંગ હતો તે દૂર થઇને ત્યાં જુદું પીળું રૂપ ઉત્પન્ન થાય છે. એમજ રસ, ગંધ અને સ્પર્શ એઓ પણ પાર્થિવ દ્રવ્યમાં ઉષ્ણતાથીજ ઉત્પન્ન થાય છે. એ પાકજોત્પત્તિ કેવી રીતે થાય છે. તે બાબતમાં વૈશેષિક અને નૈયાયિકોમાં મત ભેદ છે. વૈશેષિકો એમ કહે છે કેઃ પાકનો પરિણામ પરમાણુ ઉપરજ થાય છે. તે દ્વ્યણુકાદિકો ઉપર થતો નથી. કાચો ઘટ નિભાડામાં મુકીએ એટલે તેનો અવયવવિભાગ થતાં થતાં અંતે તેના ભિન્ન ભિન્ન પરમાણુ થાય છે. તે પરમાણુનું પ્રથમ રૂપ શ્યામ હોય છે. પરંતુ ઉષ્ણતાના યોગથી તે રૂપ બદલાઇને બીજું રક્તરૂપ પરમાણુ ઉપર ઉત્પન્ન થાય છે. ને આ રીતે પૂર્વના શ્યામઘટનો નાશ થઇને તે રાતા રંગના પરમાણુથી રાતા રંગના દ્વ્યણુક ઉત્પન્ન થાય છે. તેમનાથી તેજ રંગના ત્ર્યણુક

ઉત્પન્ન થાયછે. ને એવા ક્રમવડે અંતે રક્તઘટ ઉત્પન્ન થાય છે. આ સ્થલે ઘટના પરમાણુ ઉપરં જે રક્તરૂપ ઉત્પન્ન થયું તેનું પરમાણુ એ સમવાયિકારણ છે. કારણકે તે રક્તરૂપ પરમાણુ ઉપર સમવાયસંબંધથી છે. તે રક્તરૂપ પરમાણુ ઉપર ઉત્પન્ન થવાને તેજઃસંયોગ એ અસમવાયિકરણ છે. કારણ કે રક્તરૂપ એ તેજઃસંયોગનું કાર્ય છે, ને તે તેજઃસંયોગ અને તે રક્ત રૂપ એ તેનું કાર્ય, આ બન્ને સમવાયસંબંધી પરમાણુ ઉપર રહેછે. માટે તેજઃસંયોગ એ રક્તરૂપનું અસમવાયિકારણ છે ને પરમાણુ ઉપરના રક્તરૂપનું નિમિત્તકારણ કહીએ એટલે અદૃષ્ટાદિક છે. દ્વયણુકાદિક ઉપર જે રૂપ ઉત્પન્ન થાય છે તેનું દ્વયણુકાદિકજ સમવાયિકારણ છે. અને અદૃષ્ટાદિક નિમિત્તકારણ છે. તેનું અસમવાયિકારણ માત્ર ભિન્ન હોય છે. ઉદાહરણાર્થ, દ્વયણુક ઉપરના રક્તરૂપનું પરમાણું ઉપરનું રક્તરૂપ એ અસમવાયિકારણ છે. કારણ કે દ્વયણુક ઉપરના રક્તરૂપનું દ્વયણુક એ કારણ છે. ને તે દ્વયણુક અને પરમાણુ ઉપરનું રૂપ આ બન્ને પરમાણુ ઉપર સમવાયસંબધથી છે. તેથી પરમાણુ ઉપરનું રક્તરૂપ એ દ્વયણુક ઉપરના રક્તરૂપનું અસમવાયિ કારણ છે. એજ પ્રમાણે દ્વયણુક ઉપરનું રક્તરૂપ એ ત્ર્યણુક ઉપરના રક્તરૂપનું અસમવાયિકારણ છે એમ સમજવું. આ પ્રમાણે પૂર્વનો શ્યામઘટ નાશ પામીને પરમાણુના વિષે પાકથી રક્તરૂપની ઉત્પત્તિ થઇને દ્વયણુકાદિ ક્રમથી રક્તઘટની ઉત્પત્તિ થાય છે. એમ પીલુપાકવાદી વૈશેષિકો માને છે. પીલુ એટલે પરમાણુ. તે પરમાણુને વિષે પાકનો પરિણામ થાય છે. એમ વૈશેષિકો માનતા હોવાથી તેઓ પીલુપાકવાદી કહેવાય છે. એ બાબતમાં નૈયાયિકોનું મત એ છે કેઃ પૂર્વ ઘટનો નાશ થાય છે અને નવીન ઘટ ઉત્પન્ન થાય છે એમ માનવાનું કોઇ કારણ નથી. તો અવયવિ ઘટ અને પરમાણુ પર્યંત તેના એકંદર અવયવ એ સર્વમાં એકદમ નવીનરૂપની ઉત્પત્તિ થાય છે એમ માનીએ એટલે થયું. કારણકે એમાં લાઘવ છે. એમ પીઠરપાકવાદી નૈયાયિકો માને છે પીઠર એટલે પાત્ર ( પ્રકૃતોદાહરણમાં ઘટ ) તે પીઠર ઉપર એકદમ પાકનો પરિણામ થાય છે એમ નૈયાયિકો માનતા હોવાથી તેઓ પીઠરપાકવાદી કહેવાય છે. પેહેલાં એમ કહી આવ્યા છીએ કે ઉષ્ણતાના યોગથી પાર્થિવ પરમાણુ ઉપરનું રૂપ બદલાય છે. કારણકે કેરી લીલી હોય છે તે ખડમાંથી

કાઢયા પછી પીળી થાય છે. તેમજ રસ, ગંધ અને સ્પર્શ પણ બદલાય છે. કારણ કે ખડમાં ભારવાના પૂર્વે જે કેરી ખાટી, અસુરભિતથા કઠણ હોય છે તેજ કેરી પછીથી મધુર, સુરભિ તથા મૃદુ થાય છે. એમ હોવાથી પૃથિવી ઉપરના રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આ ચારે ગુણ અનિત્ય છે એ ખુલ્લું છે. પરંતુ પૃથ્વિવિના જલ, તેજ, અને વાયુ એમના ઉપર રહેનારા ચારે ગુણ નિત્ય અને અનિત્ય હોય છે. એ પૈકી જે નિત્ય ઉપર રહે છે તે નિત્ય હોય છે અને અનિત્ય ઉપર રહે છે તે અનિત્ય હોય છે. અર્થાત્ જલ, તેજ અને વાયુ એમના પરમાણુ ઉપરના રૂપ, રસ, ગંધ અને સ્પર્શ નિત્ય હોય છે. અને દ્વ્યણુકાદિક ઉપરના અનિત્ય હોય છે. રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ ગુણ જ્યારે ઉદ્‌ભૂત હોયછે ત્યારે તેમનું પ્રત્યક્ષ થાયછે પરંતુ તે જો અનુદ્‌ભૂત હશે તો તેનું પ્રત્યક્ષ થતું નથી. જેના યોગથી પ્રત્યક્ષ જ્ઞાન થાયછે તે ધર્મને ઉદ્‌ભૂતત્ત્વ કહેછે અને તેનો જે અભાવ તેને અનુદ્‌ભૂતત્ત્વ કહે છે. ॥ ૨૩ ॥

હવે સંખ્યાનું લક્ષણ કહે છે:—

**एकत्वादिव्यवहारासाधारणहेतुः संख्या । सा नवद्रव्यवृत्तिः । एकत्वादिपरार्धपर्यंता । एकत्वं नित्यमानित्यं च । नित्यगतं नित्यम् । अनित्यगतमनित्यम् । द्वित्वादिकं तु सर्वत्रानित्यमेव ॥ २४ ॥**

એકત્વાદિક વ્યવહારનો જે હેતુ તેને સંખ્યા કહે છે. સંખ્યા એ ગુણ નવ દ્રવ્ય ઉપર રહેનારો છે. એકત્વથી તે પરાર્થ પર્યંતની સર્વ સંખ્યા છે. તે પૈકી એકત્વ એ નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારનું છે. નિત્યદ્રવ્ય ઉપરનું એકત્વ નિત્ય હોય છે. અને અનિત્યદ્રવ્ય ઉપરનું એકત્વ અનિત્ય હોય છે. પરંતુ દ્વિત્વાદિક સર્વ સંખ્યા સર્વ સ્થલે અનિત્ય જ હોય છે ॥ ૨૪ ॥

संख्यां लक्षयति । एकत्वेति ॥ २४ ॥

હવે પરિમાણનું લક્ષણ કહે છેઃ—

**मानव्यवहारासाधारणं कारणं परिमाणं नवद्रव्यवृत्ति । तच्च चतुर्विधम् । अणु महद्दीर्घं -ह्रस्वं चेति ॥ २५ ॥**

**માનવ્યવહારનું જે કારણ તે પરિમાણ છે. તે નવ દ્રવ્યો ઉપર રહે છે. તે અણુ, મહત્, દીર્ઘ અને હ્રસ્વ એવા ચાર પ્રકારનું છે ॥ ૨૫ ॥**

**परिमाणं लक्षयति । मानेति । परिमाणं विभजते । तच्चेति । भावप्रधानो निर्देशः । अणुत्वं महत्त्वं दीर्घत्वं -ह्रस्वत्वं चेत्यर्थः ॥ २५ ॥**

મૂલમાં **अणुत्व, महत्** ઇત્યાદિ કહ્યું છે. પરંતુ તેમ કહેવાથી અણુ પદાર્થ, મહત્પદાર્થ એવો બોધ થાયછે. પણ તે અણુ કિંવા મહત્પદાર્થ કાંઇ પરિણામ નથી. તો તે અણુ કિંવા મહત્પદાર્થ ઉપર જે અણુત્વ કિંવા મહત્વ ઇત્યાદિ ધર્મ રહે છે તે પરિણામ છે. તેનોજ આ સ્થલે બોધ થવો ઇષ્ટ છે. માટે **अणु महत** ઇત્યાદિ જે આ સ્થલે નિર્દેશ કરેલો છે તે ભાવપ્રધાન છે એમ જાણવું. અર્થાત્ અણુ ઇત્યાદિ કહેવાથી અણુત્વ ઇત્યાદિ ધર્મ સમજવા, અણુ ઇત્યાદિ ધર્મી સમજવા નહી. પ્રકૃતસ્થળે ધર્મીને પ્રાધાન્ય ન આપતાં ધર્મનેજ પ્રાધાન્ય આપવું છે એવા અર્થથી એ નિર્દેશ કર્યો છે એમ જાણવું ॥૨૫॥

હવે પૃથક્ત્વનું લક્ષણ કહે છેઃ—

**पृथग्व्यवहारासाधारणं कारणं पृथक्त्वं सर्वद्रव्यवृत्ति ॥ २६ ॥**

**પૃથગ્વ્યવહારનું જે કારણ તે પૃથક્ત્વ છે. એ ગુણ સર્વ દ્રવ્યો ઉપર રહે છે ॥ ૨૬ ॥**

**पृथक्त्वं लक्षयति । पृथगिति । इदमस्मात्पृथगिति व्यवहारकारणमित्यर्थः ॥ २६ ॥**

પૃથગ્વ્યવહાર એટલે 'આ તેનાથી પૃથક્ છે, એવો જે આપણે વ્યવહાર કરિએ છીએ તેને કારણભૂત જે ગુણ તેને પૃથક્ત્વ કહેવું. ॥૨૬॥

હવે સંયોગનું લક્ષણ કહે છે:—

**संयुक्तव्यवहारासाधारणो हेतुः संयोगः सर्वद्रव्यवृतिः ॥ २७ ॥**

**સંયુક્તવ્યવહારનો જે કારણ હોય છે તે સંયોગ છે. એ ગુણ સર્વ દ્રવ્યો ઉપર રહેછે. ॥ ૨૭ ॥**

**संयोगं लक्षयति । संयुक्तेति । इमौ संयुक्ताविति व्यवहारहेतुरित्यर्थः । संख्यादिलक्षणेषु सर्वत्र दिक्कालादावतिव्याप्तिवारणायासाधारणेति संयोगो द्विविधः । कर्मजः संयोगजश्च । आद्यो हस्तक्रियया पुस्तकसंयोगः । द्वितीयो हस्तपुस्तकसंयोगात्कायपुस्तकसंयोगः । स चाव्याप्यवृत्तिः संयोगः । स्वात्यंताभावसमानाधिकरणत्वमव्याप्यवृत्तित्वम् ॥ २७ ॥**

'આ બે પદાર્થ પરસ્પરની સાથે સંયુક્ત થયેલા છે' એવા પ્રકારનો જે આપણે વ્યવહાર કરિએ છીએ તે સંયુક્તવ્યવહાર છે. સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ અને સંયોગ આ ચાર ગુણોના લક્ષણમાં **हेतु** અને **कारण** આ શબ્દોના પૂર્વે **असाधारण** એ પદ યોજવું. કારણ કે **असाधारण** એ પદ જો લક્ષણમાં ન યોજીએ તો તે લક્ષણમાં કાલ, દિક્ ઈત્યાદિ સાધારણકારણોનો પણ સમાવેશ થશે, ઈશ્વર, ઈશ્વરનું જ્ઞાન, ઈશ્વરની ઈચ્છા, ઈશ્વરનો પ્રયત્ન, પ્રાગભાવ, કાલ, દિક્ અને અદૃષ્ટ આ આઠ સાધારણકારણો છે તથા કેટલાએકના મતે પ્રતિબંધકાભાવ એ પણ એક નવમું સાધારણકારણ છે. કોઈપણ કાર્ય ઉત્પન્ન થયું એટલે ત્યાં આ આઠ કિંવા નવ સાધારણકારણો હોવાંજ જોઈએ. એમ હોવાથી આ સાધારણ કારણો ઉપર જે અતિવ્યાપ્તિ આવે છે તેનું નિવારણ કરવા સારૂં તે લક્ષણોમાં **असाधारण** એ પદ યોજવાની જરૂર છે. સંયોગ બે પ્રકારનો છે કએ કર્મજ ને બીજો સંયોગજ. આપણો હાથ ઉપાડીને પુસ્તકને અ-

ડાડીએ તો ત્યાં હસ્તના કર્મથી હસ્ત અને પુસ્તક એમનો સંયોગ થાય છે માટે તે કર્મજ છે અને હસ્તપુસ્તકસંયોગ થવાથી કાય–શરીર–અને પુસ્તક એમનો પણ સંયોગ થાય છે માટે કાયપુસ્તકસંયોગ એ સંયોગજ છે. કર્મજસંયોગના અન્યતરકર્મજ અને ઉભયકર્મજ એવા બે ભેદ છે. શ્યેનપક્ષી ઉડીને શૈલ ઉપર બેસે છે તે કિંવા હસ્તપુસ્તક સંયોગ એ અન્યતરકર્મજસંયોગ છે. અને બે ઘેટાઓ પરસ્પર સાથે ટક્કર મારે છે. તે વખતનો તેમનો સંયોગ ઉભયકર્મજ છે. આ સર્વ પ્રકારનો સંયોગ અવ્યાપ્યવૃત્તિ હોય છે. કારણ કે હસ્તપુસ્તકસંયોગમાં પુસ્તકના સર્વ ભાગનો હસ્તના સર્વ ભાગની સાથે સંયોગ થયેલો હોતો નથી. ઘેટાઓની ટક્કરના વખતે જે સંયોગ હોય છે તે ફક્ત તેમના માથાઓનો જ હોય છે. સર્વ શરીરનો હોતો નથી. એમ હોવાથી એ ગુણ અવ્યાપ્યવૃત્તિ છે એ સ્પષ્ટ છે. **स्वात्यंताभावसमानाधिकरणत्व** એ અવ્યાપ્યવૃત્તિનું લક્ષણ છે. એનું સ્પષ્ટીકરણ એ છે કે કપિવૃક્ષસંયોગ એ અવ્યાપ્યવૃત્તિ છે; કારણ કે તે સ્વાત્યંતાભાવસમાનાધિકરણ છે. તે સંયોગનો અત્યંતાભાવ જ્યાં રહે છે ત્યાંજ તે સંયોગ રહેછે. કપિ વૃક્ષ ઉપર બેઠેલો હોય છે તેથી ત્યાં કપિવૃક્ષસંયોગ ઉત્પન્ન થાય છે. પરંતુ કપિ ફક્ત વૃક્ષના શિખર ઉપર હોય છે, મૂલપ્રદેશ ઉપર હોતો નથી. તેથી કપિવૃક્ષસંયોગ એ શિખરાવચ્છિન્ન હોય છે, મૂલાવચ્છિન્ન હોતો નથી. એમ હોવાથી એ કપિવૃક્ષસંયોગનો અત્યંતાભાવ જ્યાં રહે છે ત્યાંજ એ સંયોગ રહેછે માટે એ અવ્યાપ્યવૃત્તિ છે. ॥ ૨૭ ॥

હવે વિભાગનું લક્ષણ કહેછે:—

**संयोगनाशको गुणो विभागः सर्वद्रव्यवृत्तिः ॥**

**સંયોગનો નાશ જેના યોગથી થાય છે એવો જે ગુણ તે વિભાગ છે. એ ગુણ સર્વ દ્રવ્યો ઉપર રહે છે. ॥ ૨૮ ॥**

**विभागं लक्षयति । संयोगेति । कालादावतिव्याप्तिवारणाय गुण इति । रूपादावतिव्याप्तिवारणाय संयोगनाशक इति । विभागोऽपि द्विविधः कर्मजो विभागश्च । आद्यो हस्तक्रियया**

**हस्तपुस्तकविभागः । द्वितीयो हस्तपुस्तकविभागात्कायपुस्तकविभागः ॥ २८ ॥**

**विभाग एटले संयोगनाशक गुण** એ વિભાગનું લક્ષણ બાંધ્યું છે. તેમાં **गुण** એ પદ જો ન યોજ્યું હત તો કાલાદિક ઉપર અતિવ્યાપ્તિ થાત કારણ કે સર્વ કાર્યોનું સાધારણકારણ કાલ વિગેરે હોવાથી તેઓ પણ સંયોગનાશક છે. પરંતુ તેઓ ગુણ નથી. તેથી **गुण** એ પદ યોજવાથી કાલાદિક ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. ક્રિયા એ પણ સંયોગનાશક છે. કારણ કે હસ્તપુસ્તકસંયોગ થયેલો છતાં પુસ્તક ઉપરથી હાથ ઉપાડિએ તો ત્યાં હસ્તની ક્રિયાથી હસ્તપુસ્તકસંયોગનો નાશ થયો. પરંતુ તે ક્રિયાને વિભાગ કહેવાનો નથી. તેથી **गुण** પદ યોજવાથી તે ક્રિયા ઉપરની અતિવ્યાપ્તિનું પણ નિવારણ થાય છે. **संयोगनाशकगुण** એ પૈકી **गुण** એટલોજ શબ્દ રાખીએ તો રૂપાદિક ઉપર તે લક્ષણની અતિવ્યાપ્તિ થશે. તેથી **संयोगनाश** એ પદ યોજ્યું છે. **संयोगनाशकगुण** એટલું કહીએ તો પણ એ લક્ષણની સંયોગ ઉપર અતિવ્યાપ્તિ થાય છે. કારણ કે સંયોગ એ સંયોગના નાશનું કારણ હોવુંજ જોઇએ. ઘટ હોવા વિના ઘટનો ધ્વંસ સંભવતો નથી. તેથી ઘટ ઉપર પણ ઘટધ્વંસનું એક પ્રકારનું કારણત્વ રહેછે. પરંતુ તે પ્રતિયોગિતાસંબંધથી ઉત્પન્ન થનારા કારણ શિવાય બીજા કારણત્વનો લક્ષણમાં વિચાર કરેલો છે એમ જાણવું. **शंकाः**—સંયોગનાશ એજ વિભાગ હોવાથી વિભાગ એ એક ભિન્ન ગુણ છે એમ માનવાનું કંઈ કારણ નથી. કારણ કે વિભાગ એટલે કેવળ સંયોગનો અભાવછે. **समाधानः**—એમ કહેવું ઘટતું નથી. કારણ કે જેનો પૂર્વે કોઇ વખતે પણ સંયોગ થયેલો નથી તેનો હમણા વિભાગ થયો છે એમ આપણે બોલતા નથી. આપણી આંખોનો પરસ્પરની સાથે કોઈ વખતે પણ સંયોગ થયેલો નથી તેથી ત્યાં સંયોગાભાવ છે. પરંતુ પર્વત ઉપર બેઠેલો શ્યેનપક્ષી ઉડી જાય તો ત્યાં શ્યેન અને પર્વત એમનો વિભાગ થયો એમ આપણે બોલીએ છીએ. વિભાગના પણ સંયોગની પેઠે બે પ્રકાર છે. એક કર્મજ અને બીજો વિભાગજ. પુસ્તક ઉપરથી હાથ ઉપાડવાથી હસ્તનો પુસ્તકથી જે વિભાગ થયો તે કર્મજ છે. અને પુસ્તક ઉપરથી હસ્ત ઉપાડવાથી જે

હસ્તપુસ્તક વિભાગ થયો તેના લીધે જે શરીરથી પુસ્તકનો વિભાગ થયો તે વિભાગજ છે. કર્મજવિભાગના પણ ઉભયકર્મજ અને અન્યતરકર્મજ એવા બે ભેદ છે. વિભાગજવિભાગ નૈયાયિકો માનતા નથી. ॥ ૨૮ ॥

હવે પરાપરત્વોનું લક્ષણ કહે છે:—

**परापरव्यवहारासाधारणकारणे परत्वापरत्वे पृथिव्यादिचतुष्टयमनोवृत्तिनी। ते द्विविधे दिक्कृते कालकृते च। दूरस्थे दिक्कृतं परत्वम्। समीपस्थे दिक्कृतमपरत्वम्। ज्येष्ठे कालकृतं परत्वम्। कनिष्ठे कालकृतमपरत्वम् ॥ २९ ॥**

પર અને અપર આ વ્યવહારોના જે અસાધારણકારણો તેઓ પરત્વ અને અપરત્વ છે. આ બન્ને ગુણો પૃથ્વિ, જલ, તેજ વાયુ અને મન એ દ્રવ્યો ઉપર રહે છે. પરત્વ અને અપરત્વ એ બે પ્રકારના છે. એક દિક્કૃત અને બીજું કાલકૃત. જે પદાર્થ આપણાથી દૂર છે તેના ઉપર દિક્કૃત પરત્વ રહે છે. અને જે નજીક છે તેના ઉપર દિક્કૃત અપરત્વ રહે છે. જે જેષ્ઠ હોય તેને વિષે કાલકૃત પરત્વ રહે છે. ને જે કનિષ્ઠ હોય છે તેને વિષે કાલકૃત અપરત્વ રહે છે ॥ ૨૯ ॥

परत्वापरत्वयोर्लक्षणमाह। परेति। परव्यवहारासाधारणकारणं परत्वम्। अपरव्यवहारासाधारणकारणमपरत्वमित्यर्थः। परत्वापरत्वे विभजते। ते द्विविध इति। दिक्कृतयोरुदाहरणमाह। दूरस्थ इति। कालकृते उदाहरति। जेष्ठ इति ॥ २९ ॥

પરવ્યવહારનું જે કારણ તે પરત્વ છે. અને અપરવ્યવહારનું જે કારણ તે અપરત્વ છે. પરત્વ અને અપરત્વ આ બન્ને ગુણો આકાશ, કાલ, દિક્ અને આત્મા આ ચાર દ્રવ્યો ઉપર રહેતા નથી. કારણ કે એ ચારે દ્રવ્યો

વિભુ તથા નિત્ય છે. એમ હોવાથી દેશકૃત અને કાલકૃત પરત્વ કે અપરત્વ એમના વિષે સંભવતું નથી. અર્થાત્ આકાશ પાસે છે કિંવા દૂર છે, આ આત્મા તેનાથી જ્યેષ્ઠ છે કિંવા કનિષ્ઠ છે, ઇત્યાદિ પ્રયોગ આપણાથી થતાંજ નથી. ॥ ૨૯ ॥

હવે ગુરૂત્વનું લક્ષણ કહે છે:—

**आद्यपतनासमवायिकारणं गुरुत्वं पृथिवीजलवृत्ति ॥ ३०॥**

**આદ્યપતનનું જે અસમવાયિકારણ તે ગુરૂત્વ છે. આ ગુણ પૃથિવી અને જલ ઉપર રહે છે. ॥ ૩૦ ॥**

**गुरुत्वं लक्षयति । आद्येति । द्वितीयादिपतनस्य वेगासमवायिकारणत्वाद्वेगेऽतिव्याप्तिवारणायाद्येति ॥ ३० ॥**

વૃક્ષ ઉપરથી ફળ નીચે પડતું હોય તો તેના આદ્યપતનનું તે માહેલું ગુરૂત્વ એ અસમવાયિકારણ છે. અને દ્વિતીયાદિપતનનો વેગ એ અસમવાયિકારણ છે. અર્થાત્ પ્રથમ ફળ પડવાને તેના અંગ માહેલું ગુરૂત્વ એ કારણભૂત હોય છે. કારણ કે તે ભારે હોવાથી પૃથિવી તરફ આવતું હોય છે. ને એકવાર તે પ્રથમ ક્ષણમાં ગુરૂત્વના લિધે નીચે પડવા લાગ્યું એટલે તેના અંગમાં એક પ્રકારનો વેગ ઉત્પન્ન થાય છે. અને તેના યોગથી તે ફળ પછી નીચે આવતું જાય છે. ફળ ઝાડ ઉપરથી નીચે પડતું નથી. કારણ કે ફળ અને ઝાડ એમનો સંયોગ થયેલો હોય છે. પક્ષી આકાશમાં ઉડતા છતા નીચે પડતું નથી. કારણ કે તે પક્ષીનો પોતાને હવામાં તરતુ રાખવાને માટે પ્રયત્ન ચાલુ હોય છે. અને ઉપર ફેંકેલો બાણ નીચે પડતો નથી, કારણ કે તેના અંગમાં એક પ્રકારનો વેગ ઉત્પન્ન થયેલો હોય છે. તેથી સંયોગ, પ્રયત્ન અને વેગ એ અધઃપતનને પ્રતિબંધક છે. પરંતુ આ પ્રતિબંધક નહી છતાં જ્યારે ફળ નીચે પડે છે ત્યારે તેના અધઃપતનને ગુરૂત્વ એજ કારણ છે. ગુરૂત્વ એ આદ્યપતનનું અસમવાયિકારણ છે. તે એમ કેઃ આદ્યપતન એ ગુરૂત્વનું કાર્ય છે. અને તે કાર્યસહવર્તમાન ગુરૂત્વ એ ફળ ઉપર સમવાયસંબંધથી રહે છે. કારણ

કે આદ્યપતન એ ક્રિયા ફળ ઉપર સમવાયસંબંધથી રહે છે અને તેજ ફળ ઉપર ગુરૂત્વ એ ગુણ પણ સમવાયસંબંધથી રહે છે. માટે ગુરૂત્વ એ આદ્યપતનનું અસમવાયિકારણ છે. એજ રીતે વેગ એ પણ દ્વિતીયાદિપતનનું અસમવાયિકારણ છે. કેવળ **पतनासमवायिकारण** એમ જો ગુરૂત્વનું લક્ષણ કર્યું હત તો તે વેગ ઉપર પણ અતિવ્યાપ્ત થાત. કારણ કે વેગ એ દ્વિતીયાદિપતનનું અસમવાયિકારણ છે. માટે વેગ ઉપરની અતિવ્યાપ્તિનું નિવારણ કરવા સારૂ **आद्य** એ વિશેષણ ગોજેલું છે ॥ ૩૦ ॥

હવે દ્રવત્વનું લક્ષણ કહે છે:—

**आद्यस्यंदनासमवायिकारणं द्रवत्वं पृथिव्यप्तेजोवृत्ति। तद्विविधं सांसिद्धिकं। नैमित्तिकं च। सांसिद्धिकं जले। नैमित्तिकं पृथिवीतेजसोः। पृथिव्यां घृतादावग्निसंयोगजन्यं द्रवत्वम्। तेजसि सुवर्णादौ ॥ ३१ ॥**

આદ્યસ્યંદનનું જે અસમવાયિકારણ તે દ્રવત્વ છે. એ ગુણ પૃથિવી, જલ અને તેજ એમના ઉપર રહેછે. દ્રવત્વ સાંસિદ્ધિક અને નૈમિત્તિક એવા બે પ્રકારનું છે. સાંસિદ્ધિકદ્રવત્વ જલ ઉપર રહે છે. અને નૈમિત્તિકદ્રવત્વ પૃથિવી અને તેજ ઉપર રહેછે. અગ્નિસંયોગના નિમિત્તથી ઘૃતાદિક પદાર્થ પાતળા થાય છે. એ પૃથિવી ઉપરના નૈમિત્તિક દ્રવત્વનું ઉદાહરણ છે. અને અગ્નિસંયોગથી સુવર્ણાદિક ગળે છે એ તેજ ઉપરના નૈમિત્તિક દ્રવત્વનું ઉદાહરણ છે. ॥ ૩૧ ॥

द्रवत्वं लक्षयति आद्यस्यंदनेति। स्यंदनं स्रवणम्। तेजःसंयोगजन्यं नैमित्तिकद्रवत्वम्। तद्भिन्नं सांसिद्धिकद्रवत्वम्। पृथिव्यां नैमित्तिकद्रवत्वमुदाहरति। घृतादाविति। तेजसितदाह। सुवर्णादाविति ॥ ३१ ॥

સ્યંદન એટલે સ્રવણ અર્થાત્ જલ વિગેરેનું વહેવું. તજ્ઞાવ ભરાઇને તેમાંથી પેહેલા પ્રથમ જે પાણી બહાર વહેછે તે તે જલનું આદ્યસ્યંદન છે ને ત્યાર પછીનું વહેવું એ દ્વિતીયાદિસ્યંદન છે. દ્રવત્વ એ આદ્યસ્યંદનનું અસમવાયિકારણ છે. કારણ કે આદ્યસ્યંદન એ ક્રિયા જલ ઉપર રહે છે ને ત્યાંજ દ્રવત્વ એ ગુણ રહેછે. તેજના સંયોગથી જે દ્રવત્વ ઉત્પન્ન થાયછે તે નૈમિત્તિકદ્રવત્વ છે અને તેનાથી જે ભિન્ન તે સાંસિદ્ધિકદ્રવત્વ છે. ॥ ૩૧ ॥

હવે સ્નેહનું લક્ષણ કહેછેઃ—

**चूर्णादिपिण्डीभावहेतुर्गुणः स्नेहो जलमात्रवृत्तिः ॥ ३२ ॥**

**ચૂર્ણાદિકનો પિંડ એટલે ગોળો જેના યોગથી થાય છે એવો જે ગુણ તે સ્નેહ છે. એ ગુણ ફક્ત જલમાંજ રહેછે. ૩૨**

**स्नेहं लक्षयति । चूर्णेति । कालादावतिव्याप्तिवारणाय गुण इति । रूपादावतिव्याप्तिवारणाय चूर्णादीति ॥ ३२ ॥**

ધૂળ, લોટ કે એવોજ કોઈ બીજો પદાર્થ ભિંજાવીને એકત્ર કરીએ તો તેનો જે પિંડ બને છે તે આ સ્નેહરૂપી ગુણના લીધેજ થાય છે. **चूर्णादिपिण्डीभावहेतु** એટલુંજ જો સ્નેહનું લક્ષણ કરિએ તો કાલ, દિક્ જે સાધારણકારણો તેમના ઉપર અતિવ્યાપ્તિ થાય છે. તેનું નિવારણ કરવા સારૂ **गुण** એ પદ યોજ્યું છે. તેથી કાલ, દિક્ ઉપરની અતિવ્યાપ્તિનું નિવારણ થાય છે. કારણ કે કાલ, દિક્ એ ગુણ નથી. તેમજ રૂપાદિક ઉપરની અતિવ્યાપ્તિનું નિવારણ કરવા સારૂ **चूर्णादिपिण्डीभावहेतु** એ પદ યોજ્યું છે. તેલ અને ઘી આ પાર્થિવ દ્રવ્યોમાં જે સ્નેહ છે તે જલોપાધિક છે. ॥ ૩૨ ॥

હવે શબ્દનું લક્ષણ કહેછેઃ—

**श्रोत्रग्राह्यो गुणः शब्दः आकाशमात्रवृत्तिः । स द्विविधो ध्वन्यात्मको वर्णात्मकश्चेति । ध्वन्यात्मको भेर्यादौ । वर्णात्मकः संस्कृतभाषादिरूपः ३३**

શ્રોત્રથી જેનું ગ્રહણ થાય છે એવો જે ગુણ તે શબ્દ છે. એ ગુણ આકાશ ઉપર માત્ર રહેછે. તે ધ્વન્યાત્મક અને વર્ણાત્મક એવા બે પ્રકારનો છે. ધ્વન્યાત્મકશબ્દ એટલે જે ભેર્યાદિક –નગારા વિગેરે–થી ઉત્પન્ન થાય છે તે. વર્ણાત્મકશબ્દ એટલે જે સંસ્કૃત વિગેરે ભાષામાં ઉચ્ચારવામાં આવે છે તે. ૩૩

शब्दं लक्षयति । श्रोत्रेति । शब्दत्वेऽतिव्याप्तिवारणाय गुण इति । रूपादावतिव्याप्तिवारणाय श्रोत्रेति । शब्दस्त्रिविधः संयोगजो विभागजः शब्दजश्चेति । तत्राद्यो भेरीदंडसंयोगजन्यः । द्वितीयो वंश उत्पाट्यमाने दलद्वयविभागजन्यश्चटचटाशब्दः । भेर्यादिदेशमारभ्य श्रोत्रपर्यंतं द्वितीयादिशब्दाः शब्दजाः ॥३३॥

**श्रोत्रग्राह्यगुण** એ શબ્દનું લક્ષણ છે. જો **श्रोत्रग्राह्य** એટલુંજ કહીએ તો શબ્દત્વ ઉપર લક્ષણની અતિવ્યાપ્તિ થાય છે. કારણ કે જે ઇંદ્રિયથી જેનું ગ્રહણ થાય છે તેજ ઇંદ્રિયથી તેનાં જાતિનું પણ ગ્રહણ થાય છે એવો નિયમ છે. તેથી જો શબ્દ એ શ્રોત્રગ્રાહ્ય છે તો શબ્દત્વ એ પણ શ્રોત્રગ્રાહ્ય હોવુંજ જોઇએ. ને એમ થતાં શબ્દત્વ ઉપર અતિવ્યાપ્તિ થાય છે. પરંતુ શબ્દના લક્ષણમાં **गुण** પદ યોજેલું હોવાથી તે અતિવ્યાપ્તિ દૂર થાય છે. કારણ કે શબ્દ એ જાતિ છે, ગુણ નથી. હવે **जे गुण होय छे ते शब्द छे** એમ જો લક્ષણ કરીએ તો તેની રૂપાદિક ગુણો ઉપર અતિવ્યાપ્તિ થાય છે માટે તે અતિવ્યાપ્તિનું નિવારણ કરવા સારૂ **श्रोत्रग्राह्य** એ પદ યોજ્યું છે. શબ્દના ધ્વન્યાત્મક અને વર્ણાત્મક એવા બે વિભાગ મૂલમાં કહ્યા છે. પરંતુ તેના સંયોગજ, વિભાગજ અને શબ્દજ એવા બીજા ત્રણ વિભાગ છે. નગારા ઉપર ડાંડી મારતાં નગારૂં અને ડાંડી એમના સંયોગથી જે શબ્દ ઉત્પન્ન થાય છે તે સંયોગજ છે. વાંસને ચીરતાં તેની બે ખપાટો પરસ્પરથી જુદી થતાં જે એક પ્રકારનો **चट्चट्** એવો શબ્દ થાય છે તે વિભાગજ છે. અને નગારા ઉપર ડાંડી મારિએ એટલે ત્યાં પ્રથમ શબ્દ ઉત્પન્ન થાય છે, તેનાથી દ્વિતીય, દ્વિતીયથી તૃતીય, તૃતીયથી ચતુર્થ આ પ્રમાણે તે ભેરી પ્રદેશથી આપણા કર્ણવિવર પર્યંત શબ્દની એક પરંપરા ઉત્પન્ન થાય છે.

તે પૈકી દ્વિતીય, તૃતીય વિગેરે જે શબ્દો તે શબ્દજ છે. કારણ કે દ્વિતીય એ પ્રથમ શબ્દથી, તૃતીય એ દ્વિતીય શબ્દથી, આ પ્રમાણે તે ઉત્પન્ન થયેલા હોય છે, પ્રથમશબ્દ માત્ર શબ્દજ નથી. કારણ કે તે ભેરી દંડના સંયોગથીજ ઉત્પન્ન થયેલો હોય છે. **શંકા:**-શબ્દ ઉત્પન્ન થયેલા સ્થલેથી આપણા કર્ણવિવર સુધી કેમ આવે છે? **સમાધાનઃ**—તેની ઉપપત્તિ માટે બે મત છે. તે વીચીતરગંન્યાય અને કદંબમુકુલન્યાય એવા નામે પ્રસિદ્ધ છે. જેમ સમુદ્રમાં એક મોજાવડે બીજો મોજો ઉત્પન્ન થાય છે, બીજાથી ત્રીજો થાય છે, આ પ્રમાણે થતાં થતાં છેલ્લો મોજો કાંઠા ઉપર આવીને પછડાય છે એમ જ એક શબ્દવડે બીજો, બીજાથી ત્રીજો, એમ શબ્દ ઉત્પન્ન થતાં થતાં છેલ્લો શબ્દ આપણા કર્ણવિવરમાં આવી પોહોંચે છે. એ વીચીતરંગન્યાય છે. એમાં મોજાની પેઠે શબ્દ પણ એકજ દિશાથી ઉત્પન્ન થતો જાય છે એવી કલ્પના છે. અને કદંબગોલકન્યાયમાં એવી કલ્પના છે કે વૃષ્ટિ થતાં કદંબના વૃક્ષની કળીઓ જેમ દશે દિશાથી ખીલી ઉઠેછે તેમ આદ્યશબ્દથી દશે દિશાઓમાં દશ શબ્દ ઉત્પન્ન થાય છે, તેમનાથી બીજા દશ ઉત્પન્ન થાય છે ને એવી રીતે આપણને અંત્યશબ્દ સંભળાય છે. આ બન્ને મત આદરણીય છે. કોઈ પણ બાજુએ આપણે ઉભા હોઇએ તોપણ શબ્દ સંભળાય છે એ આપણે જોઇએ છીએ. એમ હોવાથી જો આપણે કદંબમુકુલન્યાયને જ વિશેષ આદરણીય ગણીએ તો જે વખતે એકજ દિશાને પવન ફુંકાતો હોય તે વખતે અન્ય બાજુએ શબ્દ સંભળાતો નથી. માટે વીચીતરંગન્યાય અને કંદબમુકુલન્યાય આ બન્ને મત પ્રસંગાનુસાર આદરણીય છે. ॥ ૩૩ ॥

હવે બુદ્ધિનું લક્ષણ કહેછેઃ—

**सर्वव्यवहारहेतुर्ज्ञानं बुद्धिः । सा द्विविधा स्मृतिरनुभवश्चेति । संस्कारमात्रजन्यं ज्ञानं स्मृतिः । तद्भिन्नं ज्ञानमनुभवः । स द्विविधो यथार्थोऽयथार्थश्च । तद्वति तत्प्रकारकोऽनुभवो यथार्थः ।**

**यथा रजत इदं रजतमिति ज्ञानम् सैव प्रमेत्युच्यते । तदभाववति तत्प्रकारकोऽनुभवोऽयथार्थः । यथा शुक्ताविदं रजतमिति ज्ञानम् । सैवाप्रमेत्युच्यते ३४**

સર્વવ્યવહારનેહેતભૂત એવી જે હોય છે તે બુદ્ધિ છે. તેને જ જ્ઞાન કહેછે. બુદ્ધિના બે ભેદ છે; એક સ્મૃતિ અને બીજો અનુભવ. સંસ્કારમાત્રજન્ય હોય છે તે સ્મૃતિ છે. અને તેનાથી ભિન્ન જે જ્ઞાન તે અનુભવ છે. તે અનુભવ યથાર્થ અને અયથાર્થ એવા બે પ્રકારનો છે. જે પદાર્થ જેવો હોય છે તેવાજ પ્રકારનું તેનું જો જ્ઞાન થાય તો તે યથાર્થ અનુભવ છે. જેમકે રજતનું-રૂપાનું-'આ રજત છે' એવા પ્રકારનું જ્ઞાન થાય તો તે યથાર્થ અનુભવ છે. ને તેને જ પ્રમા કહેછે. જે પદાર્થ જેવા પ્રકારનો ન હોય તેવા પ્રકારનો તે છે એમ જો કોઇ પદાર્થ વિષે જ્ઞાન થાય તો તે અયથાર્થ અનુભવ છે. જેમકે આપણી આગળ શુક્તિ-છીપ-પડેલી હોય અને તેનું આપણને 'આ રજત છે' એવું જ્ઞાન થાય તો તે અયથાર્થ અનુભવ છે. ને તેને જ અપ્રમા કહેછે. ॥ ३४ ॥

बुद्धेर्लक्षणमाह । सर्वेति । जानामीत्यनुव्यवसायगम्यज्ञानत्वमेव लक्षणमित्यर्थः । बुद्धिं विभजते । सेति । स्मृतेर्लक्षणमाह । संस्कारेति । भावनाख्यः संस्कारः । संस्कारध्वंसेऽतिव्याप्तिवारणाय ज्ञानमिति । घटादिप्रत्यक्षेऽतिव्याप्तिवारणाय संस्कारजन्यमिति । प्रत्याभिज्ञायामतिव्याप्तिवारणाय मात्रेति । अनुभवं लक्षयति । तद्भिन्नमिति । स्मृतिभिन्नं ज्ञानमनुभव इत्यर्थः । अनुभवं विभजते । स द्विविध इति । यथार्थानुभवस्य लक्षणमाह । तद्वतीति । ननु घटे घटत्वमिति प्रमायामव्याप्तिः । घटत्वे घटाभावादिति चेन्न । यत्र यत्संबंधोऽस्ति तत्र तत्संबंधानुभव इत्य-

**र्थात् घटत्वेऽपि घटसंबंधोऽस्तीति नाव्याप्तिः । सेति । यथार्थानुभव एव शास्त्रे प्रमेत्युच्यत इत्यर्थः । अयथार्थं लक्षयति तदभाववतीति । नन्विदं संयोगीति प्रमायामतिव्याप्तिरिति चेन्न । यदवच्छेदेन यत्संबंधाभावस्तदवच्छेदेन तत्संबंधज्ञानस्य विवक्षितत्वात् । संयोगाभावावच्छेदेन संयोगज्ञानस्य भ्रमत्वात् संयोगावच्छेदेन संयोगज्ञानस्य प्रमात्वान्नातिव्याप्तिः ॥ ३४ ॥**

**सर्वव्यवहारहेतु** એ બુદ્ધિનું લક્ષણ કહ્યું છે. વ્યવહાર એટલે શબ્દપ્રયોગ. જ્ઞાન હોવા વિના શબ્દપ્રયોગ કરી શકાશે નહી. માટે શબ્દપ્રયોગરૂપ વ્યવહારને કારણભૂત જે હોય છે તે બુદ્ધિ છે એવું બુદ્ધિનું લક્ષણ કર્યું છે. પરંતુ જેના માટે આપણે શબ્દપ્રયોગ કરીએ છીએ તેટલાનેજ આપણે જ્ઞાન કિંવા બુદ્ધિ કહેતા નથી. માટે **तादृशव्यवहारजनकतावच्छेदकजातिमत्त्व** એવું બુદ્ધિનું બીજું લક્ષણ કરેલું છે. એનો અર્થ એ છે કેઃ—પ્રત્યક્ષશબ્દપ્રયોગ અગર જો કે નહી કરાય તોપણ જેના યોગથી શબ્દપ્રયોગ કરવો શક્ય થાય છે તે બુદ્ધિ છે. વળી બુદ્ધિનું બીજું લક્ષણ **ज्ञानत्व** એ છે. અર્થાત્ બુદ્ધિ એટલે જ્ઞાન છે. **शंकाः**—પરંતુ જ્ઞાનનું અસ્તિત્વ છે એ શા ઉપરથી સિદ્ધ થાય છે? **समाधानः**—આપણે ઘટ જોઇએ એટલે 'આ ઘટ છે' એવું જ્ઞાન ઉત્પન્ન થાય છે. અને તદનંતર 'હું ઘટ જાણું છું' એવું જ્ઞાન ઉત્પન્ન થાય છે. ઘટ જોતાં ઘટનું જે જ્ઞાન થાયછે તે વ્યવસાય છે અને તે વ્યવસાય પછી 'હું ઘટજ્ઞાનવાન્ છું' એવું જે જ્ઞાન થાય છે તે અનુવ્યવસાય છે. એમ હોવાથી જો 'હું ઘટજ્ઞાનવાન્ છું' એવો અનુવ્યવસાય થાય છે તો તેના પૂર્વે ઘટનું જ્ઞાન હોવુંજ જોઇએ. કારણ કે તે જો ન હોય તો તદનંતરનો 'હું ઘટજ્ઞાનવાન્ છું' એ અનુવ્યવસાય કોઈ વખતે પણ સંભવશેજ નહી. એમ હોવાથી એવા પ્રકારના અનુવ્યવસાયઉપરથી જ્ઞાનનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. આ ઉપરથી એ ધ્યાનમાં રાખવું કે **ज्ञानत्व** એજ બુદ્ધિનું લક્ષણ છે અને **सर्वव्यवहारहेतु** એ બુદ્ધિવિષયક સ્વરૂપકથન છે. બુદ્ધિના બે વિભાગ કરેલા છે; એક સ્મૃતિ અને બીજો અનુભવ. તે પૈકી **संस्कारमात्रजन्य जे ज्ञान होय छे ते स्मृति छे** એવું સ્મૃતિનું લક્ષણ કરેલું છે. સંસ્કારના વેગ,

ભાવના અને સ્થિતિસ્થાપક એવા ત્રણ ભેદ છે. તે પૈકી ભાવના એ નામના સંસ્કારનું ઉપરના લક્ષણમાં ગ્રહણ કરવું. ભાવના અનુભવથી ઉત્પન્ન થયેલી હોય છે અને તે સ્મૃતિને કારણભૂત હોય છે. એટલે આજ ઘટ જોયો અને કાલે તે ઘટનું આપણને સ્મરણ થયું તો આજે ઘટ જોવાથી તેની જે મન ઉપર છાપ રહી અને જેના યોગથી બીજે દિવસે તેજ ઘટનું આપણને સ્મરણ થાય છે તે મન ઉપરની છાપને ભાવના કહેછે. પ્રકૃત લક્ષણમાં **संस्कार** એટલે તે ભાવના છે. હવે **जे संस्कारमात्रजन्य होयछे ते स्मृति छे** એટલુંજ સ્મૃતિનું લક્ષણ કરિએ તો તે સંસ્કાર ધ્વંસ ઉપર અતિવ્યાપ્ત થશે. કારણ કે સંસ્કારધ્વંસ એ સંસ્કાર વિના બીજા કોઇથી પણ ઉત્પન્ન થવો શક્ય નથી. કારણ કે ઘટધ્વંસ થવાને ઘટજ ફોડવો જોઇએ, પટ ફાડીને ઘટનો ધ્વંસ કોઇ વખતે પણ થવાનો નથી. તેથી એ સંસ્કારધ્વંસઉપરની અતિવ્યાપ્તિ દૂર કરવા સારૂ લક્ષણમાં **ज्ञान** પદ યોજેલું છે. તેના યોગથી ધ્વંસ ઉપરની અતિવ્યાપ્તિનું નિવારણ થાય છે. કારણ કે ધ્વંસ એ જ્ઞાન નથી. ધ્વંસ એ અભાવ છે. અને **ज्ञान** એ ભાવપદાર્થ પૈકી એક ગુણ છે. તેથી **ज्ञान** પદ યોજવાથી સંસ્કારધ્વંસ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. **संस्कारजन्य** એ વિશેષણ ન યોજીએ તો જે જ્ઞાન તે સ્મૃતિ એમ સ્મૃતિનું લક્ષણ થાય ને તે ઘટાદિ પ્રત્યક્ષઉપર અતિવ્યાપ્ત થાય. કારણ કે ઘટ વિગેરે આપણે જોઇએ તો જે અનુભવ થાય છે તે પણ એક પ્રકારનું જ્ઞાનજ છે. તેથી એ અતિવ્યાપ્તિવારણ કરવા સારૂ **संस्कारजन्य** એ પદ યોજ્યું છે. તેના યોગથી અનુભવ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. કારણ કે અનુભવજ્ઞાન એ સંસ્કારજન્ય નથી. તો ભાવનાખ્યસંસ્કાર એજ અનુભવજન્ય છે. માટે **संस्कारजन्य** એ પદ યોજવાથી ઘટાદિપ્રત્યક્ષઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે **संस्कारजन्यज्ञान** એટલુંજ જો સ્મૃતિનું લક્ષણ કરિએ તો તે પ્રત્યભિજ્ઞાઉપર અતિવ્યાપ્ત થાય છે. પ્રત્યભિજ્ઞા એટલે ઓળખવું. જે દેવદત્ત પૂર્વે જોયો હતો તેને ઘણા દિવસ પછી જોઈ ઓળખીને 'તેજ એ દેવદત્ત છે' એમ જે આપણે કહીએ છીએ તે પ્રત્યભિજ્ઞા છે. આ પ્રત્યભિજ્ઞામાં બે અંશ એકત્ર થયેલાં હોય છે. એક અંશ ઈદંતાનો અને બીજો અંશ તત્તાનો 'આ' એટલે હાલ દેખાતો દેવદત્ત એ ઈદંતાનો અંશ

છે. અને 'તે' એટલે પૂર્વે જે જોએલો હતો તે દેવદત્ત એ તત્તાનો અંશ છે. અર્થાત્ 'તેજ એ દેવદત્ત' એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે દેવદત્તને આપણે પ્રત્યક્ષ જોતા હોઇએ છીએ અને પૂર્વે તેને જોએલો છે એમ આપણુને સ્મરણ થતું હોય છે. તેથી ઇદંતા અને તત્તા આ બે ભાગ પૈકી ઇદંતા એ પ્રત્યક્ષઅનુભવથી ઉત્પન્ન થયેલી હોય છે. પરંતુ તત્તાની કલ્પના આપણા મનમાં કેમ ઉત્પન્ન થયેલી હોય છે એ બાબત બે મત છે. કેટલાએકના મતે તે કલ્પના સંસ્કારથી ઉત્પન્ન થાય છે અને બીજાઓના મતે તે સ્મૃતિથી ઉત્પન્ન થાય છે. જેમના મતે તત્તાની કલ્પના સંસ્કારથી ઉત્પન્ન થાય છે તેમના મતથી **संस्कारजन्यज्ञान** એવું સ્મૃતિનું લક્ષણ કરતાં તે પ્રત્યભિજ્ઞાઉપર અતિવ્યાપ્ત થશે. તે અતિવ્યાપ્તિ **मात्र** પદ યોજવાથી દૂર થાય છે. કારણ કે પ્રત્યભિજ્ઞા એ સંસ્કાર માત્રજન્ય નથી. કારણ કે પ્રત્યભિજ્ઞામાંહેલી તત્તા એ અગર જો કે સંસ્કારથી ઉત્પન્ન થયેલી હોય છે તો પણ ઇદંતા ઉત્પન્ન થવા માટે અનુભવ જોઇએજ છીએ. અર્થાત્ પ્રત્યભિજ્ઞા એ અનુભવ અને સંસ્કાર આ બન્નેથી ઉત્પન્ન થાય છે. તેથી તે સંસ્કારમાત્રજન્ય નથી. એમ હોવાથી **मात्र** પદ યોજવાથી પ્રત્યભિજ્ઞા ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાયછે. પરંતુ જેમના મતે પ્રત્યભિજ્ઞા માંહેલો તત્તાનો અંશ સ્મૃતિથીજ ઉત્પન્ન થાયછે તેમના મત પ્રમાણે પ્રત્યભિજ્ઞા ઉપર અતિવ્યાપ્તિ થતીજ નથી. તેથી તેનું નિવારણ કરવા સારૂ **मात्र** પદની તેમને અપેક્ષા નથી. સ્મૃતિથી ભિન્ન એવું જે જ્ઞાન તે અનુભવ છે. તે અનુભવ બે પ્રકારનો છે; એક યથાર્થ અને બીજો અયથાર્થ. તે પૈકી **तद्वति तत्प्रकारकोऽनुभवः** એ યથાર્થઅનુભવનું લક્ષણ છે. એમાં **तत्**નો અર્થ **ज्ञानप्रकारभूतधर्म** એમ કરવો. આપણને ઘટનું જ્ઞાન થયું તો તે ઘટત્વ પ્રકારકજ્ઞાન છે, અને પટનું જ્ઞાન થયું તો તે પટત્વપ્રકારકજ્ઞાન છે. એટલે ઘટત્વ એ ઘટજ્ઞાનનો પ્રકાર છે અને પટત્વ એ પટજ્ઞાનનો પ્રકાર છે. તેથી ઘટત્વ, પટત્વ ઇત્યાદિ એજ ઘટપટાદિજ્ઞાનપ્રકારભૂતધર્મ છે ને એમનુંજ **तत्**થી ગ્રહણ કરવાનું છે. આ ઉપરથી ઘટનો યથાર્થ અનુભવ જ્યારે થાયછે ત્યારે **तत्** એટલે ઘટત્વ છે, અને **तद्वत्** એટલે ઘટત્વવત્ છે. ઘટત્વવત્ એટલે ઘટત્વાધિકરણ, અર્થાત્ ઘટત્વ જે અધિકરણને વિષે રહે છે તે, એટલે ઘટ. આ ઘટત્વાધિકરણઘટને વિશેષ્ય કહે છે. નિત્યના વ્યવહારમાં

'નીલઘટ' એમ કહેતાં ઘટ એ નીલ એ વિશેષણથી વિશિષ્ટ એવો વિશેષ્ય છે એમ આપણે સમજીએ છીએ. તેવીજ રીતે પ્રકૃતસ્થળે ઘટત્વ એ ઘટજ્ઞાનના પ્રકારથી એટલે એક પ્રકારના વિશેષણથીજ વિશિષ્ટ એવો ઘટ છે. માટે તેને અત્ર વિશેષ્ય કહ્યું છે. તાત્પર્ય એજ કે જે વસ્તુનું જ્ઞાન થવાનું તે વિશેષ્ય અને જે વિશેષસ્વરૂપથી તેનું જ્ઞાન થાય છે તે પ્રકાર છે. તેથી ઘટત્વવાન્ જે ઘટ તેનું ઘટત્વપ્રકારક જે જ્ઞાન તે યથાર્થ અનુભવ છે. આપણા આગળ રજત છતાં 'આ રજત છે' એવું જ્ઞાન થાય તો તે યથાર્થઅનુભવ છે. પરંતુ આપણા આગળ શુક્તિ છતાં 'આ રજત છે' એવું જ્ઞાન થાય તો તે અયથાર્થઅનુભવ છે. કારણ કે તે **तदभाववति तत्प्रकारकःअनुभवः** છે. અહીં રજતજ્ઞાન થયેલ છે. તેથી રજતત્વ એ પ્રકાર છે અને તેનુંજ **तत्** વડે ગ્રહણ કરવું જોઇએ. હવે **तदभाव** એટલે રજત્વનો અભાવ અને **तदभाववत्** એટલે પ્રકૃત ઉદાહરણમાં શુક્તિ. તેથી રજતત્વનો અભાવ જ્યાં રહે છે એવા શુક્તિને વિષે રજતત્વ પ્રકારકજ્ઞાન જો થયું તો તે અયથાર્થઅનુભવ છે. કારણ કે જે રજત નથી તે રજત છે એવો શુક્તિ સ્થલે અનુભવ આવે છે. માટે તે મિથ્યા હોવોજ જોઇએ. પરંતુ **तद्वति तत्प्रकारकःअनुभवः** એવું યથાર્થાનુભવનું લક્ષણ કરીએ તો તેની સમૂહાલંબનભ્રમઉપર અતિવ્યાપ્તિ થશે. રંગ (કલઈ) અને રજત એમનો સમૂહ એકત્ર થયેલો જો આપણે ભાળીએ તો કદાચિત્ જે રંગ છે તે રજત અને જે રજત છે તે રંગ છે એવો ભ્રમ ઉત્પન્ન થવો સહેજ છે. આ ભ્રમનેજ સમૂહાલંબનભ્રમ કહે છે. એ ભ્રમ અયથાર્થાનુભવ હોવાથી એના ઉપર યથાર્થાનુભવનુ લક્ષણ ઘટવું યોગ્ય નથી. પરંતુ **तद्वति तत्प्रकारकः अनुभवः** એ લક્ષણ આ સમૂહાલંબન ભ્રમ ઉપર ઘટે છે. કારણ કે જે રંગ છે તે રજત અને જે રજત તે રંગ છે એવો અગર જો કે ભ્રમ થાય છે તો પણ રંગત્વ અને રજતત્વ આ જાતિ જેના ઉપર રહે છે તેનું જે જ્ઞાન થાય છે તેમાં રજતત્વ અને રંગત્વ એ પ્રકારેતો છેજ. તેમનો ક્રમ ભિન્ન છે એ વાત જુદી. પણ **तद्वति तत्प्रकारकः** ઇત્યાદિ લક્ષણને જે અવશ્ય છે તે સર્વ તેમાં છે. માટે આ અતિવ્યાપ્તિનું વારણ કરવા સારૂ એવો એક નિયમ માનવો આવશ્યક છે કેઃ જે વિશેષ્ય ઉપર જે પ્રકાર રહે છે તે વિશેષ્યનું તત્પ્રકારકજ્ઞાન થવું

જ જોઇએ. જેમકે જેના ઉપર રંગત્વ રહેતું હોય તેનું જ્ઞાન રંગત્વપ્રકારક હોવુંજ જોઇએ. અને જેના ઉપર રજત્વ રહેતું હોય તેનું જ્ઞાન રજત્વપ્રકારક હોવુંજ જોઇએ. એમ હોય એટલે સમૂહાલંબનભ્રમ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થશે. **शंका:**—ઘટ ઉપર ઘટત્વ એ ધર્મ રહે છે ને 'ઘટ ઉપર ઘટત્વ છે' એવો આપણને યથાર્થાનુભવ થએલ હોય છે. પરંતુ તેના ઉપર યથાર્થાનુભવનુ લક્ષણ ઘટતું નથી. કારણ કે ઘટ ઉપર ઘટત્વ–**घटे घटत्वम्**–એ સ્થલમાં ઘટત્વને પ્રાધાન્ય છે અને 'ઘટ ઉપર' એ અપ્રધાન છે. માટે ઘટત્વ એ વિશેષ્ય છે ને ઘટ ઉપર–**घटे**–એ વિશેષણ કિંવા પ્રકાર છે. તેથી 'ઘટ ઉપર ઘટત્વ છે' આ યથાર્થાનુભવમાં ઘટત્વ એ વિશેષ્યનું ઘટપ્રકારક જ્ઞાન થયું એવો અર્થ નિષ્પન્ન થાય છે. પરંતુ એ યથાર્થાનુભવ છતાં **तद्वति तत्प्रकारक: अनुभव:** એ લક્ષણ એના ઉપર ઘટતું નથી. કારણ કે **घटवति विशेष्ये घटत्वे घटप्रकारक: अनुभव:** એવો અર્થ પ્રકૃતસ્થલે પ્રાપ્ત થાય છે. એ માહેલું **घटवति** એટલે ઘટાધિકરણ, અર્થાત્ ઘટ જેના ઉપર રહે છે એવું ઘટત્વ, એવો અર્થ પ્રાપ્ત થાય છે. પરંતુ ઘટ ઉપર ઘટત્વ–**घटे घटत्वम्**–એ સ્થલનું વિશેષ્ય જે ઘટત્વ તેના ઉપર પ્રકૃતસ્થલનો પ્રકાર જે ઘટ તે રહેતો નથી. કારણ કે ઘટત્વ ઉપર ઘટ કદાપી રહેતો નથી, તેથી અહીં અવ્યાપ્તિદોષ ઉત્પન્ન થાય છે, **समाधान:**–આ અવ્યાપ્તિનું વારણ કરવા સારૂ લક્ષણ માંહેલા **तद्वति** નો **तत्संबंधवति** એ અર્થ કરવો. અર્થાત્ અમો તે લક્ષણનો એવો અર્થ કરીએ છીએ કે: જ્યાં જેનો સંબંધ હોય ત્યાં તેના સંબંધનો અનુભવ થાય એટલે બસ છે. **घटे घटत्वम्** આ ઉદાહરણમાં ઘટત્વ ઉપર અગર જો કે ઘટ નહી રહેતો હોય તોપણ ઘટસંબંધ તો રહે છે. માટે આ નવીન બાંધેલા લક્ષણથી ઘટ ઉપરનું ઘટત્વ એ યથાર્થાનુભવ ઉપરની અવ્યાપ્તિ દૂર થાય છે. આ યથાર્થનુભવનેજ શાસ્ત્રમાં પ્રમા કહેછે. **शंका:**–કપિ અન વૃક્ષ એમનો સંયોગ થયેલો છતાં 'આ (વૃક્ષ) સંયોગી છે' એવું આપણને પ્રમાત્મક જ્ઞાન થાય છે. પરંતુ આ પ્રમાત્મક જ્ઞાન ઉપર પણ અયથાર્થાનુભવનું લક્ષણ અતિવ્યાપ્ત થાય છે. કારણ કે શિખર ઉપર સંયોગ અને મૂળ ઉપર સંયોગાભાવ એમ એકજ વૃક્ષ ઉપર બન્ને રહેતા હોવાથી **संयोगाभाववति संयोगप्रकारक:अनुभव:** આપણને કપિવૃક્ષ

સંયોગ સ્થળે થાય છે. અર્થાત् **तदभाववति तत्प्रकारकःअनुभवः** એ અયથાર્થાનુભવનું લક્ષણ 'આ વૃક્ષ સંયોગી છે' એ પ્રમા ઉપર અતિવ્યાપ્ત થાય છે. **समाधानः**—આ **शंका** અઘટીત છે કારણ કે જ્યાં જેના સંબંધનો અભાવ છે ત્યાંજ તેના સંબંધનું જ્ઞાન થાય તો તે અયથાર્થાનુભવ છે એમ અયથાર્થનુભવના લક્ષણનું તાત્પર્ય છે. જેમકે કપિ અને વૃક્ષ એમનો જે સંયોગ થયો છે તે સંયોગના સંબંધનો અભાવ મૂળ ઉપર રહેછે. ને મૂલ ઉપરજ કપિવૃક્ષસંયોગનો સંબંધ રહેછે એવું જો જ્ઞાન થાય તો તે અયથાર્થાનુભવ છે. પરંતુ મૂલાવચ્છેદથી સંયોગાભાવનું જ્ઞાન થતું હોય અને શિખરાવચ્છેદથી સંયોગનું જ્ઞાન થતું હોય તો તે અયથાર્થાનુભવ નથી. જ્યાં સંયોગનો અભાવ છે ત્યાં સંયોગનું જ્ઞાન થાય તો તે ભ્રમ છે. અને જ્યાં સંયોગ છે ત્યાં સંયોગનું જ્ઞાન થાય તો તે પ્રમાજ છે. આ રીતે ત્વદુક્ત અતિવ્યાપ્તિદોષની નિવૃત્તિ થાયછે. ॥ ૩૪ ॥

**यथार्थानुभवश्चतुर्विधः प्रत्यक्षानुमित्युपमितिशाब्दभेदात् । तत्करणमपि चतुर्विधं प्रत्यक्षानुमानोपमानशब्दभेदात् ॥ ३५ ॥**

**યથાર્થાનુભવના ચાર ભેદ છે. તે પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ અને શબ્દ. આ ચાર પ્રકારની પ્રમાનુ કરણ પણ ચાર પ્રકારનું છે. તે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ છે ॥ ૩૫ ॥**

**यथार्थानुभवं विभजते । यथार्थेति । प्रसंगात्प्रमाकरणं विभजते । तत्करणमिति । प्रमाकरणमित्यर्थः । प्रमायाः करणं प्रमाणमिति प्रमाणसामान्यलक्षणम् ॥ ३५ ॥**

પ્રમાનું જે કરણ તે પ્રમાણ છે એ પ્રમાણનું સામાન્ય લક્ષણ છે. ॥ ૩૫ ॥

**व्यापारवदसाधारणं कारणं करणम् । अनन्यथासिद्धकार्यनियतपूर्ववृत्ति कारणम् । कार्यं प्रागभावप्रतियोगि ॥ ३६ ॥**

જે અસાધારણ કારણ છતાં વ્યાપારવત્ હોય તે કરણ છે. જે અનન્યથાસિદ્ધકાર્યનિયતપૂર્વવૃત્તિ હોય છે તે કારણ છે. જે પ્રાગભાવપ્રતિયોગિ હોય છે તે કાર્ય છે ॥ ૩૬ ॥

करणलक्षणमाह । असाधारणेति । साधारणकारणे दिक्कालादावतिव्याप्तिवारणायासाधारणेति । कारणलक्षणमाह । कार्येति । पूर्ववृत्ति कारणमित्युक्ते रासभादावतिव्याप्तिः स्यादतो नियतेति । तावन्मात्रे कृते कार्येऽतिव्याप्तिः अतः पूर्ववृत्तीति । ननु तंतुरूपमपि पटं प्रति कारणं स्यादिति चेन्न । अनन्यथासिद्धत्वे सतीति विशेषणात् । अनन्यथासिद्धत्वमन्यथासिद्धिविरहः । अन्यथासिद्धिश्च त्रिविधा । येन सहैव यस्य यं प्रति पूर्ववृत्तित्वमवगम्यते तं प्रति तदन्यथासिद्धम् । यथा तंतुना तंतुरूपम् । तंतुत्वं च पटं प्रति । अन्यं प्रति पूर्ववृत्तित्वे ज्ञात एव यस्य यं प्रति पूर्ववृत्तित्वमवगम्यते तं प्रति तदन्यथासिद्धम् । यथा शब्दं प्रति पूर्ववृत्तित्वे ज्ञात एव घटं प्रत्याकाशस्य । अन्यत्र कृप्तनियतपूर्ववर्तिनैव कार्यसंभवे तत्सहभूतमन्यथासिद्धम् । यथा पाकजस्थले गंधं प्रति रूपप्रागभावस्य । एवं चान्यथासिद्धनियतपूर्ववृत्तित्वं कारणत्वम् । कार्यलक्षणमाह । कार्यमिति ॥ ३६ ॥

દિક્, કાલ ઇત્યાદિ સાધારણકારણોઉપર કરણના લક્ષણની અતિવ્યાપ્તિ ન થવા સારૂ **असाधारण** એ પદ યોજેલું છે. ઘટનું પ્રત્યક્ષજ્ઞાન જ્યારે આપણને થાય છે ત્યારે આપણા ચક્ષુનો તે ઘટની સાથે સંયોગ થાય છે ને તે સંયોગ ઘટપ્રત્યક્ષનું અસાધારણકારણ થશે. પરંતુ **जे असाधारणकारण होय छे ते करण** એટલુંજ જો કરણનું લક્ષણ બાંધીએ તો પૂર્વોક્ત ચક્ષુસંયોગ ઉપર કરણના લક્ષણની વ્યાપ્તિ થશે તેનું વારણ કરવા સારૂં **व्यापारवत्** એ પદ યોજ્યું છે. ચક્ષુઃસંયોગ એ અસાધારણકારણ હશે તો પણ તેને કોઇ પણ વ્યાપાર નથી. માટે તે કરણ થઇ શકતું નથી. **तज्जन्यत्वे सति तज्जन्यजनको व्यापारः** એવું

વ્યાપારનું લક્ષણ છે. કુઠારવડે વૃક્ષ તોડીએ તો ત્યાં કુઠાર એ કરણ છે અને કુઠારતરૂસંયોગ એ વ્યાપાર છે. કારણ કે કુઠારતરૂસંયોગ એ કુઠારજન્ય હોઇને વૃક્ષચ્છેદન એ જે કુઠારજન્યક્રિયા તેનો એ જનક હોય છે. નવીન નૈયાયિકોના મતે **फलायोगव्यवच्छिन्नं कारणं करणम्** એમ કરણનું લક્ષણ કરવામાં આવે છે. તેનો અર્થ એ છે કે: જે કારણ ફલના અયોગ ( અભાવ ) થી વ્યવચ્છિન્ન ( પૃથક્ ) હોય છે તે કરણ છે. પૂર્વોક્ત ઉદાહરણમાં તરૂચ્છેદન એ ફલ છે. આ ફલ જેના યોગથી તરતજ નિષ્પન્ન થાય છે તે કરણ છે. **जे कार्यनियतपूर्ववृत्ति होय छे ते कारण छे** એમ કારણનું લક્ષણ કહ્યું છે. કાર્યનિયતપૂર્વવૃત્તિ એટલે જે કાર્યનું વ્યાપક હોય છે, અર્થાત્ જ્યાં જ્યાં કાર્ય હોય ત્યાં ત્યાં જે નિયમથી હોય છે, અને જે કાર્યના પૂર્વે અસ્તિત્વમાં હોય છે તે કાર્યનિયતપૂર્વવૃત્તિ છે. **कार्यपूर्ववृत्ति** એટલુંજ જો કારણનું લક્ષણ કરીએ તો કાર્યના પૂર્વે હોનારી સર્વવસ્તુઓ તે કાર્યના કારણ થઈ પડશે. જેમકે ઉદાહરણાર્થે ઘટ લઇએ તો તે ઘટ ઉત્પન્ન થવાના પૂર્વે તેને જોઇતી માટી લઈ આવવા સાર એક ગધેડો કામમાં લીધો હોય તો તે ગધેડો પણ કાર્યપૂર્વવૃત્તિ હોવાથી ઘટનો કારણ થઈ પડશે. પરંતુ ગધેડો એ કાંઈ ઘટની ઉત્પત્તીમાં આવશ્યકજ છે એમ નથી. કારણ કે ઘટની માટી જે ગધેડા ઉપર લાદીને લઈ આવવામાં આવી હતી તે કોઈ મજુરના માથે ઉપડાવીને લઈ અવાત, તેથી ગધેડાદિક ઉપરની અતિવ્યાપ્તિનું વારણ કરવા સારૂં **नियत** એ પદ યોજ્યું છે. **कार्यनियत जे होय छे ते कारण छे.** એમ જો લક્ષણ કરીએ તો તે કાર્ય ઉપર અતિવ્યાપ્ત થાય છે. કારણ કે કાર્યનિયત એટલે કાર્ય વ્યાપક અર્થાત્ જ્યાં કાર્ય હોય ત્યાં રહેનારૂં; એવું તો કાર્ય પણ હોઇ શકે છે. તેનું નિવારણ કરવા સારૂ **पूर्ववृत्ति** એ પદ યોજ્યું છે. કાર્ય એ પોતે પોતાની સાથે અગર જો કે નિયત હશે તો પણ તે પોતે પોતાના કરતા પૂર્વવૃત્તિ હોતું નથી. પરંતુ કારણ એ કાર્ય કરતા પૂર્વવૃત્તિ હોય છે. તેથી **पूर्ववृत्ति** એમ કહેવાથી કાર્ય ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. **शंका:**— જેમ તંતુ એ પટનું કારણ છે તેમજ તંતુ ઉપરનું રૂપ એ પણ પટનું કારણ હોવામાં શું હરકત છે? **समाधान:**—આ શંકા ઘટિત નથી. કારણકે **कार्यनियतपूर्ववृत्ति** એટલુંજ કારણનું લક્ષણ અમો માનતા નથી.

તો તેને **अनन्यथासिद्ध** એ પણ વિશેષણ આપેલું છે. તંતુરૂપ એ પટરૂપી કાર્યના પૂર્વે નિયમથી હોનાર અગર જો કે હોય છે તોપણ તે અનન્યથાસિદ્ધ નથી. માટે તે પટનું કારણ હોઈ શકતું નથી. અનન્યથાસિદ્ધત્વ એટલે અન્યથાસિદ્ધિનો અભાવ. અન્યથાસિદ્ધિ ત્રણ પ્રકારની છે. તે માંહેલો પ્રથમ પ્રકાર એ છે કેઃ કોઇપણ કાર્ય કરતા તેનું કારણ પૂર્વવૃત્તિ હોય છે. અને તે કારણ ઉપર કેટલાએક ધર્મ રહે છે. તેથી તે કારણ સાથે તે ધર્મોને પણ કાર્ય કરતા પૂર્વવૃત્તિત્વ પ્રાપ્ત થાય છે. એવા સ્થલે કારણ ઉપર રહેનારા ધર્મોને કારણના યોગથી કાર્યનાસંબંધથી અન્યથાસિદ્ધત્વ પ્રાપ્ત થાય છે. **येन तंतुना सहैव यस्य तंतुरूपस्य यं पटं प्रति पूर्ववृत्तित्वमवगम्यते तं पटं प्रति तत् तंतुरूपं तेन तंतुना अन्यथासिद्धम्** જેમકે, ઉદાહરણાર્થે પટ એ કાર્ય લઇએ. તંતુ એ પટનું કારણ હોવાથી તે પટના પૂર્વે અસ્તિત્ત્વમાં હોવુંજ જોઇએ એ સ્પષ્ટ છે. આ તંતુ ઉપર તંતુરૂપ અને તંતુત્વ એ ધર્મો સમવાયસંબંધથી નિત્ય રહેનારા હોવાથી તેઓ પણ પટરૂપ કાર્ય કરતા પૂર્વવૃત્તિ છે. પણ પટરૂપ કાર્યને ફક્ત તંતુની ગરજ છે, ઇતરની એટલે તંતુરૂપ અને તંતુત્વ એમની ગરજ નથી. માટે તંતુના યોગથી તંતુરૂપ અને તંતુત્વ એ અન્યથાસિદ્ધ ઠરે છે. અર્થાત્ તંતુરૂપ અને તંતુત્વ આ પટને પ્રત્યક્ષ ઉપયોગી થવા સારૂ સિદ્ધ થયેલા નથી. એવી રીતે સિદ્ધ થયેલા ફક્ત તંતુ છે. તંતુરૂપ અને તંતુત્વ આ બીજા કોઇપણ કાર્ય માટે–અન્યથા–સિદ્ધ થએલાં છે. માટે તેમને અન્યથાસિદ્ધ કહ્યું છે. અન્યથાસિદ્ધનો બીજો પ્રકાર એ છે કેઃ એક પદાર્થ બીજા કોઇપણ પદાર્થ કરતા પૂર્વવૃત્તિ છે એમ આપણા જાણવામાં આવ્યા પછી તે પદાર્થ આપણા કોઇ વિવક્ષિત કાર્યથી પૂર્વવૃત્તિ છે એમ આપણે જ્યારે માનીએ છીએ ત્યારે તે પદાર્થ તે કાર્યના સંબંધથી અન્યથાસિદ્ધ છે. જેમકે, શબ્દ ઉત્પન્ન થવાને આકાશ એ પૂર્વે હોવું જોઇએ એ આપણા જાણવામાં આવ્યા પછી આકાશ ઘટ કરતા પૂર્વવૃત્તિ છે એમ આપણે સમજીએ છીએ માટે આ સ્થલે ઘટરૂપી કાર્યને અનુલક્ષીને જોતાં આકાશ એ અન્યથાસિદ્ધ છે. કારણકે, આકાશનું અસ્તિત્ત્વ માટીનો ઘટ ઉત્પન્ન કરવા માટે આવશ્યક નથી. તે બીજા માટે એટલે શબ્દની ઉત્પત્તિ માટે આવશ્યક છે. તેથી તે અન્યથાસિદ્ધ છે. વળી કુલાલપીતા એટલે

કુંભારનો બાપ એ કુલાલના પૂર્વં અસ્તિત્વમાં હોવો જોઇએ એ આપણા જાણવામાં છે. હવે તે કુલાલે એક ઘટ નિર્માણ કર્યો. તો કુલાલપીતાનું પૂર્વવૃત્તિત્વ તે કુલાલની ઉત્પત્તીને આવશ્યક છે એમ છતાં તે ઘટની ઉત્પત્તીને પણ આવશ્યક છે એમ માનીએ તો તે અન્યથાસિદ્ધ છે. કારણકે કુલાલપીતાનું અસ્તિત્વ એ ઘટની ઉત્પત્તી માટે સિદ્ધ હોવું આવશ્યક નથી ઘટની ઉત્પત્તીને ફક્ત કુલાલનું અસ્તિત્વ સિદ્ધ હોય એટલે થયું. કુલાલપીતાનું અસ્તિત્વ એ અન્યના માટે એટલે કુલાલની ઉત્પત્તીને માટે સિદ્ધ હોવું આવશ્યક છે, માટે તે અન્યથાસિદ્ધ છે. અન્યથાસિદ્ધિનો ત્રીજો પ્રકાર એ છે કેઃ આપણે એમ જાણીએ છીએ કે આપણને કોઇ કાર્ય કરવાનું હોય તો ત્યાં કેટલીએક વિવક્ષિત બાબતો નિયમથી પૂર્વે અસ્તિત્વમાં હોય એટલે તેમનાથી તે કાર્ય ઉત્પન્ન થાય છે. એવા તે વિવક્ષિતકારણોથીજ ઇતર સ્થલે કાર્ય ઉત્પન્ન થતાં તે કારણની સાથે રહેનારો બીજો કોઈ પણ તે તે કાર્યની ઉત્પત્તીને અન્યથાસિદ્ધ છે. જેમકે, કોઇ પદાર્થમાં ગંધ ઉત્પન્ન થાય છે તો તે બે પ્રકારે થાય છે; એક પાકથી અને બીજો સ્વભાવતઃ, અર્થાત્ એક પાકજ અને બીજો અપાકજ, અપાકજસ્થલે આપણે એમ જોઇએ છીએ કે તે પદાર્થમાં ગંધ ઉત્પન્ન થવાના પૂર્વં ગંધપ્રાગ ભાવ હોવો જોઇએ. અર્થાત્ અપાકજસ્થલે ગંધપ્રાગભાવ હોય એટલે ગંધરૂપીકાર્ય ઉત્પન્ન થવાને તે બસ છે. આપણે આંમ્ર ખડમાં ભારીને પકાવીએ છીએ ત્યાં આમ્રમાં સુરભિગંધ અને પીતરૂપ ઉત્પન્ન થાય છે. આંમ્ર ખડમાં ભારવાના પૂર્વં તેમાં ગંધપ્રાગભાવ રહેતો હતો અને તેનાજ બરોબર રૂપપ્રાગભાવ પણ રહેતો હતો. ઇતર સ્થલની પેઠે ગંધ ઉત્પન્ન થવાને ગંધપ્રાગભાવ બસ છતાં તે ગંધપ્રાગભાવની સાથેજ રહેનાર જે રૂપ પ્રાગભાવ એ ગંધની ઉત્પત્તીને અન્યથાસિદ્ધ છે. કારણ કે ગંધની ઉત્પત્તીને રૂપપ્રાગભાવ એ અવસ્યક નથી. તે અન્યને માટે એટલે રૂપની ઉત્પત્તીને માટે આવશ્યક હો. એમ હોવાથી ગંધોત્પત્તીના સંબંધે જોતા રૂપપ્રાગભાવ એ અન્યથાસિદ્ધ છે. આ ઉપરથી **अनन्यथासिद्ध छतां जे नियतपूर्ववृत्ति होय छे ते कारण छे. जे प्रागभावप्रतियोगि होय छे ते कार्य छे** એમ કાર્યનું લક્ષણ કહ્યું છે. તેનો અર્થ એ છે કેઃ કાર્ય ઉત્પન્ન થવાના પૂર્વનો જે તેનો અભાવ તે પ્રાગભાવ. ઘટ

ઉત્પન્ન થવાની પૂર્વે ઘટપ્રાગભાવ હોય છે, અને ઘટ ઉત્પન્ન થવાથી તે પ્રાગભાવનો નાશ થાય છે. એવા પ્રકારનો પ્રાગભાવ જેને હોય છે, તે કાર્ય છે. એટલે જે પૂર્વે અસ્તિત્વમાં હોતું નથી, પણ પોતાના પ્રાગભાવનો નાશ કરીને જે અસ્તિત્વમાં આવે છે, તે કાર્ય છે, ॥ ૩૬ ॥

**कारणं त्रिविधं समवाय्यसमवायिनिमित्तभेदात्। यत्समवेतं कार्यमुत्पद्यते तत्समवायिकारणम्। यथा तंतवःपटस्य। पटश्च स्वगतरूपादेः। कार्येण कारणेन वा सहैकस्मिन्नर्थे समवेतत्वे सति कारणमसमवायिकारणम्। यथा तंतुसंयोगः पटस्य। तंतुरूपं पटरूपस्य। तदुभयभिन्नं कारणं निमित्तकारणम्। यथा तुरीवेमादिकं पटस्य। तदेतास्त्रिविधकारणमध्ये यदसाधारणं कारणं तदेव करणम् ॥३७॥**

કારણ ત્રણ પ્રકારનું છે. તે ત્રણ પ્રકાર એ છે: સમવાયિકારણ, અસમવાયિકારણ અને નિમિત્તકારણ. જેના ઉપર સમવાયસંબંધથી કાર્ય ઉત્પન્ન થાય છે તે સમવાયિકારણ છે; જેમ, તંતુ પટનું, અને પટ પોતા ઉપરના રૂપાદિકનું સમવાયિકારણ હોય છે. કાર્ય કિંવા કારણ એમના સહવર્તમાન એકજ ઠેકાણે સમવાયસંબંધથી રહેતા છતાં જે કારણ હોય છે તે અસમવાયિકારણ છે; જેમકે, તંતુસંયોગ એ પટનું, અને તંતુરૂપ એ પટરૂપનું અસમવાયિકારણ હોય છે. સમવાયિ તથા અસમવાયિકારણોથી ભિન્ન એવું જે કારણ તે નિમિત્તકારણ છે; જેમકે, તુરી–નળો, વેમ–સાળ, ઇત્યાદિક એ પટના નિમિત્તકારણો છે. આ ત્રણ પ્રકારના કારણો પૈકી જે અસાધારણકારણ તેજ કરણ છે ॥ ૩૭ ॥

कारणं विभजते। कारणमिति। समवायिकारणलक्षणमाह। यत्समवेतेति। यस्मिन्समवेतमित्यर्थः। असमवायिकारणं लक्षयति। कार्येणेति। कार्येणेत्येतदुदाहरति। तंतुसंयोग इति। कार्येण पटे नैकस्मिंस्तंतौ समवेतत्वात्तंतुसंयोगः पटस्यासमवायिकारणमित्यर्थः। कारणेन सहेत्येतदुदाहरति। तंतुरूपमिति। कारणेन पटेन सहैकस्मिंस्तंतौ समवेतत्वात्तंतुरूपं पटरूपस्यासमवायिकारणमित्यर्थः। निमित्तकारणं लक्षयति। तदुभयेति। समवाय्यसमवायिभिन्नं कारणं निमित्तकारणमित्यर्थः। करणलक्षणमुपसंहरति। तदेतदिति ॥ ३७ ॥

કાર્ય જેના ઉપર સમવાયસંબંધથી રહેતાં છતાં ઉત્પન્ન થાય છે તે સમવાયિકારણ છે, પટ એ તંતુ ઉપર સમવાયસંબંધથી રહે છે. અને તે તંતુ ઉપર સમવાયસંબંધવડે સંબદ્ધ થયેલું પટરૂપીકાર્ય ઉત્પન્ન થાય છે. માટે તંતુ એ પટનું સમવાયિકારણ છે. દ્રવ્ય ઉપર ગુણાદિક સમવાયસંબંધવડે રહે છે માટે ગુણાદિકોનું સમવાયિકારણ દ્રવ્ય છે એ દર્શાવવાના હેતુથી બીજું ઉદાહરણ આપેલું છે. તે એમ કે: પટ એ પોતાઉપરના રૂપાદિકનું સમવાયિકારણ છે. અસમવાયિકારણનું જે લક્ષણ ઉપર કહ્યું છે તેના બે વિભાગ થઈ શકે છે. તે એમકે: ૧ કાર્યસહવર્તમાન એકજ સ્થલે સમવાયસંબંધથી રહેતાં છતાં જે કારણ હોય છે તે; અને ૨ કારણસહવર્તમાન એકજ સ્થલે સમવાયસંબંધથી રહેતાં છતાં જે કારણ હોય છે તે. એ પૈકી પ્રથમનું ઉદાહરણ એ છે કે: તંતુસંયોગ એ પટનું અસમવાયિકારણ છે. આ સ્થલે કાર્ય એટલે, જે અસમવાયિકારણ હોય તેનું કાર્ય, એમ અર્થ સમજવો. તંતુસંયોગ એ અહીં અસમવાયિકારણ છે અને પટ એ તેનું કાર્ય છે. તે પટરૂપીકાર્યસહવર્તમાન એકજ સ્થલે, એટલે તંતુ ઉપર, તંતુસંયોગ એ સમવાયસંબંધથી રહે છે. કારણ કે તંતુ ઉપર પટ એ અવયવાવયવિભાવસંબંધથી અને તંતુસંયોગ એ ગુણગુણિભાવસંબંધથી રહે છે. માટે પટરૂપકાર્યસહવર્તમાન

એકજ સ્થલે એટલે તંતુ ઉપર તંતુસંયોગ રહેતો હોવાથી તંતુસંયોગ એ પટનું અસમવાયિકારણ છે. અસમવાયિકારણના લક્ષણ માહેલો જે બીજો વિભાગ ઉપર કહ્યો છે તેનું ઉદાહરણ એ છે કે: તંતુરૂપ એ પટરૂપનું અસમવાયિકારણ છે. આ સ્થલે લક્ષણ માંહેલા કારણશબ્દનો અર્થ સ્વકાર્યકારણ એમ સમજવો. સ્વ એટલે વિવક્ષિત સ્થલનું અસમવાયિકારણ. પ્રકૃતસ્થલમાં તંતુરૂપ એ અસમવાયિકારણ છે. તેથી સ્વ એટલે તંતુરૂપ છે. તેનું કાર્ય, એટલે તંતુરૂપનું કાર્ય, અર્થાત્ પટરૂપ છે; ને આ પટરૂપનું કારણ એટલે પટ છે. એવી રીતે લક્ષણ માંહેલા કારણ એ શબ્દનો અર્થ સ્વકાર્યકારણ એમ કરવાથી પ્રકૃતસ્થલે કારણ એટલે પટ એમ પ્રાપ્ત થાય છે. તે કારણરૂપીપટસહવર્તમાન એકજ સ્થલે એટલે તંતુ ઉપર તંતુરૂપ એ સમવાયસંબંધથી રહે છે. કારણ કે તંતુ ઉપર પટ અવયવાવયવિભાવસંબંધથી અને તંતુરૂપ ગુણગુણિભાવસંબંધી રહે છે. માટે તંતુરૂપ એ પટરૂપનું અસમવાયિકારણ છે. સમવાયિ અને અસમવાયિકારણોથી ભિન્ન એવું જે કારણ તે નિમિત્તકારણ, એ નિમિત્તકારણનું લક્ષણ છે. કારણનું લક્ષણ કહેવાનો આરંભ કરીને **जे असाधारणकारण होय छे ते करण छे** એમ કરણનું લક્ષણ કર્યું. આ લક્ષણમાં **कारण** એ શબ્દ હોવાથી તેનું વિસ્તારપૂર્વક નિરૂપણ કરીને તે પૂર્ણ થતાંજ કરણના લક્ષણનો ઉપસંહાર કર્યો છે કે **आ त्रण प्रकारना कारणोमां जे असाधारणकारण होय छे ते ज करण छे.** ॥ ૩૭ ॥

**तत्र प्रत्यक्षज्ञानकरणं प्रत्यक्षम् । इंद्रियार्थसंनिकर्षजन्यं ज्ञानं प्रत्यक्षम् । तद्द्विविधं निर्विकल्पकं सविकल्पकं चेति । तत्र निष्प्रकारकं ज्ञानं निर्विकल्पकम् । यथेदं किंचित् । सप्रकारकं ज्ञानं सविकल्पकम् । यथा डित्थोऽयं ब्राह्मणोऽयं श्यामोऽयमिति ॥ ३८ ॥**

( પ્રત્યક્ષ, અનુમાન, ઉપનામ અને શબ્દ: એવા જે ચાર પ્રમાણો પૂર્વે કહ્યા છે ) તે પૈકી પ્રત્યક્ષ એ પ્રમાણનું લક્ષણ એ છે કે: જે પ્રત્યક્ષજ્ઞાનનું કરણ હોય છે તે પ્રત્યક્ષ છે. ઇંદ્રિય અને અર્થ એમના સંનિકર્ષથી ઉત્પન્ન થનારૂં જે જ્ઞાન તે પ્રત્યક્ષજ્ઞાન છે. આ પ્રત્યક્ષજ્ઞાનના બે પ્રકાર છે; એક નિર્વિકલ્પ અને બીજો સવિકલ્પ. એ પૈકી જે નિષ્પ્રકારકજ્ઞાન હોય છે તે નિર્વિકલ્પ છે; જેમકે, આ કાંઇક. અને જે સપ્રકારકજ્ઞાન હોય છે તે સવિકલ્પ છે. જેમકે, આ ડિત્થ-ઠુંઠુ-છે, આ બ્રાહ્મણ છે, આ શ્યામ છે, ઇત્યાદિ ॥ ૩૮ ॥

प्रत्यक्षलक्षणमाह । तत्रेति । प्रमाणचतुष्टयमध्य इत्यर्थः । प्रत्यक्षज्ञानस्य लक्षणमाह । इंद्रियेति । इंद्रियं चक्षुरादिकम् । अर्थो घटादिः । तयोःसंनिकर्षः संयोगादिः । तज्जन्यं ज्ञानमित्यर्थः । निर्विकल्पकस्य लक्षणमाह । निष्प्रकारकमिति । विशेषणविशेष्यसंबंधानवगाहिज्ञानमित्यर्थः । ननु निर्विकल्पके किं प्रमाणमिति चेन्न । गौरिति विशिष्टज्ञानं विशेषणज्ञानजन्यं विशिष्टज्ञानत्वाद्दण्डीति ज्ञानवदित्यनुमानस्य प्रमाणत्वात् । विशेषणज्ञानस्य सविकल्पत्वेऽनवस्थाप्रसंगान्निर्विकल्पत्वसिद्धिः । सविकल्पकं लक्षयति । सप्रकारकमिति । नामजात्यादिविशेषणविशेष्यसंबंधावगाहिज्ञानमित्यर्थः । सविकल्पकमुदाहरति । यथेति ॥ ३८ ॥

અહીં **प्रत्यक्ष** એ એકજ શબ્દ પ્રમા તથા પ્રમાણ એ ઉભયના નિદર્શકરૂપે યોજેલો છે. ઇતરસ્થલે અનુમિતિ ઉપમિતિ અને શાબ્દ આ પ્રમા છે; અને અનુમાન, ઉપમાન અને શબ્દ આ તેઓના પ્રમાણ છે. પરંતુ **प्रत्यक्ष** એટલે **प्रत्यक्षप्रमा** તથા **प्रत्यक्षप्रमानुं प्रमाण** એમ ઉભય અર્થમાં **प्रत्यक्ष** એ એકજ શબ્દ યોજેલો છે. તે પૈકી **प्रत्यक्षज्ञानकरण** એ પ્રત્યક્ષપ્રમાણનું લક્ષણ છે. અને **इंद्रियार्थसंनिकर्षजन्यज्ञान** એ તે લક્ષણ માંહેલા પ્રત્યક્ષજ્ઞાનનું એટલે પ્રત્યક્ષપ્રમાનું લક્ષણ છે. **इंद्रिय अने अर्थ एमना संनिकर्षथी उत्पन्न थनारुं जे ज्ञान ते प्रत्यक्षज्ञान छे** એમ પ્રત્યક્ષજ્ઞાનનું

લક્ષણ કર્યું છે.' તેનો અર્થ એ છે કે: **इंद्रिय** એટલે ચક્ષુરાદિક; **આદિ શબ્દથી** ઘ્રાણ, જીવ્હા, ત્વક્, શ્રોત્ર અને મન એમનું ગ્રહણ કરવું. અને **अर्थ** એટલે ઘટાદિક સર્વ પદાર્થ. ઈંદ્રિય અને અર્થ એમનો **संनिकर्ष** એટલે સંયોગાદિક તે સંયોગાદિકથી ઉત્પન્ન થનારૂં જે જ્ઞાન તે પ્રત્યક્ષજ્ઞાન છે. **शंका:—** **इंद्रियार्थसंनिकर्षजन्यज्ञान** એ લક્ષણમાં ઇશ્વરને જે પ્રત્યક્ષ થાય છે તેનો સમાવેશ થશે નહી. કારણ કે ઇશ્વરને નિરંતર એક સરખું પ્રત્યક્ષ હોય છે અર્થાત્ ઇશ્વરપ્રત્યક્ષ એ નિત્ય છે, આપણા જેવું કોઇક સમયે ઉત્પન્ન થનારૂ–જન્ય–નથી. માટે એ લક્ષણ ઇશ્વિરપ્રત્યક્ષ ઉપર અવ્યાપ્તિ થાય છે. **समाधान:**—એ અવ્યાપ્તિદોષનું નિવારણ કરવા સારૂ **ज्ञानाकरणकज्ञान** એમ પ્રત્યક્ષનું લક્ષણ કરવું. વ્યાપ્તિજ્ઞાન એ અનુમિતિનુ કરણ હોય છે, સાદશ્યજ્ઞાન એ ઉપમિતિનું કરણ હોય છે, અને પદજ્ઞાન એ શબ્દજ્ઞાનનું કરણ હોય છે. પરંતુ પ્રત્યક્ષને વિષે એવા પ્રકારનું કોઈ પણ જ્ઞાન કરણ હોતું નથી. પ્રત્યક્ષજ્ઞાનનું ઈંદ્રિય એ કરણ હોય છે. માટે **कोई पण प्रकारनुं ज्ञान जेनुं करण नथी एवा प्रकारनुं जे ज्ञान ते प्रत्यक्षज्ञान छे** એમ લક્ષણ કરવાથી ઇશ્વિરપ્રત્યક્ષઉપરની અવ્યાપ્તિ દૂર થાય છે. આ પ્રત્યક્ષજ્ઞાનના નિર્વિકલ્પકજ્ઞાન અને સવિકલ્પકજ્ઞાન એવા બે ભેદ છે. તે પૈકી **जे निष्प्रकारक होय छे ते निर्विकल्पक छे** એવું નિર્વિકલ્પકજ્ઞાનનું લક્ષણ કર્યું છે. તેનો અર્થ એ છે કે: પૂર્વે **યથાર્થાનુભવના** લક્ષણપ્રસંગે **प्रकार** એ શબ્દનો અર્થ કહ્યો છે. તેજ અહીં લેવો. આપણને ઘટનું જ્ઞાન થયું એટલે તેની સાથેજ આ ઘટ ઘટત્વવાન્ છે એમ સમજીએ છીએ. એવાં સ્થળે ઘટત્વ એ આપણા ઘટજ્ઞાનનો પ્રકાર છે. એવો પ્રકાર જે જ્ઞાનમાં હોતો નથી તે નિષ્પ્રકારકજ્ઞાન છે. એકાદો ઘટ નીલ, સ્થૂલ છે એમ જ્યારે આપણને પ્રત્યક્ષ થાય છે ત્યારે તે સ્થલે ઘટ એ વિશેષ્ય છે અને તે ઘટ ઉપરનું ઘટત્વ કિંવા નીલત્વ, સ્થૂલત્વ ઇત્યાદિ ધર્મ એ વિશેષણો છે. આ વિશેષણોનો અને વિશેષ્યનો જે પરસ્પરની સાથે સંબંધ તેનું જ્ઞાન થયું હોય તો આ ઘટત્વવાન્, નીલત્વવાન્, સ્થૂલત્વવાન્ ઘટ છે એમ આપણને સવિકલ્પકજ્ઞાન થાય છે. પરંતુ **विशेषण अने विशेष्य एमां परस्परमां होनारा संबंधनुं ज्ञान जेमां थतुं नथी तेनेज निर्विकल्पज्ञान कहे छे. शंका:**—નિર્વિકલ્પકજ્ઞાન

માનવાને શું પ્રમાણ છે ? **સમાધાનઃ**—જો, 'આ ગાય છે' એમ આપણને જ્ઞાન થયું તો 'આ ગોત્વજાતિવિશિષ્ટગોવ્યક્તિ છે' એવો તેનો અર્થ હોવાથી ગોત્વ એ વિશેષણ છે અને ગો એ તે વિશેષણથી વિશિષ્ટ એવું વિશેષ્ય છે. વિશેષણથી યુક્ત એવા વિશિષ્ટનું જ્ઞાન વિશેષણના જ્ઞાન ઉપર અવલંબિને હોય છે. એમ હોવાથી વિશેષણનુંજ જ્ઞાન નહી હશે તો તે વિશેષણથી વિશિષ્ટ જે પદાર્થ તેનું જ્ઞાન ક્યાંથી થશે ! ! ઉદાહરણાર્થે દંડી એટલે દંડવાન્ પુરૂષ, લઇએ. એમાં દંડ એ વિશેષણ છે અને પુરૂષ એ તે વિશેષણથી વિશિષ્ટ એવો છે. આ સ્થલે દંડનું જ્ઞાન આપણને નહી હશે તો દંડવાન્ પુરૂષનું જ્ઞાન આપણને કોઈ વખતે પણ થશે નહી. આ ઉપરથી એ વ્યાપ્તિ ખરી ઠરે છે કે વિશિષ્ટજ્ઞાન એ વિશેષણજ્ઞાનજન્ય હોય છે. વિશિષ્ટજ્ઞાન એ **विशेषणविशेष्यसंबंधावगाहि** હોવાથી તે સવિકલ્પકજ્ઞાન છે. અને વિશેષણજ્ઞાન એ **विशेषणविशेष्यसंबंधानवगाहि** હોવાથી તે નિર્વિકલ્પકજ્ઞાન છે. તેથી પૂર્વોક્ત નિયમ પ્રમાણે સવિકલ્પકજ્ઞાન (જે વિશિષ્ટ છે તે) નિર્વિકલ્પકજ્ઞાનથી ઉત્પન્ન થાય છે એમ અનુમાનથી સિદ્ધ થાય છે. વિશેષણજ્ઞાન એટલે નિર્વિકલ્પકજ્ઞાન એમ પૂર્વે કહ્યું છે. પરંતુ તે પણ સવિકલ્પકજ્ઞાન જ છે એમ જો તું કહીશ તો તારા કહેવા ઉપર અનવસ્થાદોષની પ્રાપ્તી થશે. કારણ કે સવિકલ્પકજ્ઞાન એટલે વિશિષ્ટજ્ઞાન. અને વિશિષ્ટજ્ઞાન એટલે વિશેષણજ્ઞાનજન્યજ્ઞાન. વિશેષણજ્ઞાન સવિકલ્પક છે એમ માનીએ તો તે સવિકલ્પક હોવાથી વિશિષ્ટજ્ઞાન અને વિશિષ્ટજ્ઞાનહોવાથી વિશેષણજ્ઞાનજન્યજ્ઞાન થશે. એટલે એક વિશેષણજ્ઞાનને બીજા વિશેષણજ્ઞાનની અપેક્ષા રહેશે, બીજાને ત્રીજાની, ત્રીજાને ચોથાની. આ પ્રમાણે એ ક્રમ અનંત અવધીપર્યંત ચાલશે ને અનવસ્થાદોષ ઉત્પન્ન થશે. માટે વિશેષણજ્ઞાન એટલે નિર્વિકલ્પકજ્ઞાન જ છે. અને જો સવિકલ્પક એ વિશિષ્ટજ્ઞાન આપણને થાય છે તો નિર્વિકલ્પક એટલે જે વિશેષણજ્ઞાન તેનું અસ્તિતત્વ આપણને કબૂલ કરવુંજ જોઇએ. **जे सप्रकारकज्ञान होय छे ते सविकल्पक छे** એમ સવિકલ્પકનું લક્ષણ કહ્યું છે. **प्रकार** એટલે વિશેષણ. એ ચાર પ્રકારનું છે. તે નામ, જાતિ, ગુણ અને ક્રિયા એ પૈકી કોઈ પણ એક હોય છે. 'આ ડિત્થ-ડુ-છે' એમાં નામ એટલે સંજ્ઞા એ પ્રકાર છે. 'આ બ્રાહ્મણ છે' એમાં

બ્રાહ્મણત્વજાતિ એ પ્રકાર છે. 'આ શ્યામ છે' એમાં શ્યામત્વ એ ગુણ પ્રકાર છે. અને 'આ પાચક-રાંધનાર-છે' એમાં પચનક્રિયા એ પ્રકાર છે. એવા સ્વરૂપનો એ પ્રકાર એટલે વિશેષણ છે. એવા પ્રકારનું વિશેષણ અને તેનું વિશેષ્ય એમના માંહેલા જે સંબંધ જેમાં જાણવામાં આવે છે તે સવિકલ્પકજ્ઞાન છે. ॥ ૩૮ ॥

प्रत्यक्षज्ञानहेतुरिंद्रियार्थसंनिकर्षः षड्विधः । संयोगसंयुक्तसमवायसंयुक्तसमवेतसमवायसमवायसमवेतसमवायविशेषणविशेष्यभावा इति । चक्षुषा घटप्रत्यक्षजनने संयोगः संनिकर्षः घटरूपप्रत्यक्षजनने संयुक्तसमवायः संनिकर्षः । चक्षुसंयुक्ते घटे रूपस्य समवायात् । रूपत्वसामान्यप्रत्यक्षे संयुक्तसमवेतसमवायः संनिकर्षः चक्षुःसंयुक्ते घटे रूपं समवेतं तत्र रूपत्वस्य समवायात् । श्रोत्रेण शब्दसाक्षात्कारे समवायः संनिकर्षः । कर्णविवरवृत्त्याकाशस्य श्रोत्रत्वाच्छब्दस्याकाशगुणत्वाद्गुणगुणिनोश्च समवायात् । शब्दत्वसाक्षात्कारे समवेतसमवायः संनिकर्षः । श्रोत्रसमवेते शब्दे शब्दत्वस्य समवायात् । अभावप्रत्यक्षे विशेषणविशेष्यभावः संनिकर्षः । घटाभाववद्भूतलमित्यत्र चक्षुःसंयुक्ते भूतले घटाभावस्य विशेषणत्वात् । एवं संनिकर्षषट्कजन्यं

**ज्ञानं प्रत्यक्षम् । तत्करणमिंद्रियम् । तस्मादिंद्रिय प्रत्यक्षप्रमाणमिति सिद्धम् ॥ ३९ ॥**

પ્રત્યક્ષજ્ઞાનને હેતુભૂત એવો જે ઇંદ્રિયાર્થસંનિકર્ષ ( પૂર્વે કહ્યો ) તે છ પ્રકારનો છે. તે પ્રકાર આ છે: સંયોગ, સંયુક્તસમવાય, સંયુક્તસમવેતસમવાય, સમવાય, સમવેતસમવાય, અને વિશેષણવિશેષ્યભાવ. આપણા ચક્ષુથી જ્યારે આપણને ઘટનું પ્રત્યક્ષજ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે ત્યાં સંયોગ એ સંનિકર્ષ હોય છે. જ્યારે ઘટ ઉપરના રૂપનું પ્રત્યક્ષજ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે ત્યાં સંયુક્તસમવાય એ સંનિકર્ષ હોય છે. કારણ કે આપણા ચક્ષુની સાથે ઘટ સંયુક્ત થયેલો હોય છે અને તેના ઉપર રૂપ સમવાયસંબંધથી રહેલું હોય છે. જ્યારે ઘટ રૂપઉપરના રૂપત્વ એ જાતીનું આપણને પ્રત્યક્ષજ્ઞાન થાય છે ત્યારે ત્યાં સંયુક્તસમવેતસમવાય એ સંનિકર્ષ હોય છે. કારણ કે આપણા ચક્ષુની સાથે ઘટ સંયુકત થયેલો હોય છે, તેના ઉપર રૂપ સમવેત હોય છે. અને તે રૂપ ઉપર રૂપત્વ એ જાતી સમવાયસંબંધથી રહેલી હોય છે. આપણા શ્રોત્રેંદ્રીયથી જ્યારે આપણને શબ્દનું જ્ઞાન થાય છે ત્યારે ત્યાં સમવાય એ સંનિકર્ષ હોય છે. કારણ કે આપણુ શ્રોત્રેંદ્રીય એટલે આપણા કર્ણના વીવર માંહેલું આકાશ જ છે. અને શબ્દ એ આકાશનો ગુણ છે. ગુણ અને ગુણી એમનામાં નિત્યસમવાયસંબંધ હોય છે. જ્યારે આપણને શબ્દઉપર રહેનારી શબ્દત્વ એ જાતીનો સાક્ષાત્કાર થાય છે ત્યારે ત્યાં સમવેતસમવાય એ સંનિકર્ષ હોય છે. કારણ કે શબ્દ એ શ્રોત્રને વીષે સમવેત હોય છે, અને તે શબ્દ ઉપર શબ્દત્વ સમવાયસંબંધથી રહેલું હોય છે. અને જ્યારે આપણને અભાવનું પ્રત્યક્ષ થાય છે ત્યારે ત્યાં વિશેષણવિશેષ્યભાવ એ સંનિકર્ષ હોય છે. ' ઘટના અભાવથી યુક્ત એવું આ ભૂતલ છે ' આ સ્થલે

भूतल એ આપણા ચક્ષુની સાથે સંયુક્ત થયેલું હોય છે ને તેના ઉપર ઘટાભાવ એ વિશેષણ રહેલું હોય છે. આ પ્રમાણે આ છ સંનિકર્ષથી ઉત્પન્ન થનારૂં જે જ્ઞાન તે પ્રત્યક્ષજ્ઞાન છે. અને ઇંદ્રિય એ તે પ્રત્યક્ષજ્ઞાનનું કરણ છે. આ ઉપરથી ઇંદ્રિય એ પ્રત્યક્ષપ્રમાણ એટલે પ્રત્યક્ષપ્રમાનું કરણ છે એ સિદ્ધ થયું. ॥ ૩૯ ॥

इंद्रियार्थसंनिकर्षं विभजते । प्रत्यक्षेति । संयोगसंनिकर्षमुदाहरति । चक्षुषेति । द्रव्यप्रत्यक्षे सर्वत्र संयोगसंनिकर्ष इत्यर्थः । आत्मा मनसा संयुज्यते । मन इंद्रियेण । इंद्रियमर्थेन । ततः प्रत्यक्षज्ञानमुत्पद्यते । संयुक्तसमवायमुदाहरति । घटरूपेति । तत्र युक्तिमाह । चक्षुःसंयुक्त इति । संयुक्तसमवेतसमवायमुदाहरति । रूपत्वेति । समवायमुदाहरति । श्रोत्रेणेति । तदुपपादयति । कर्णेति । ननु दूरस्थशब्दस्य कथं श्रोत्रसंबंध इति चेन्न । वीचितरंगन्यायेन कदंबमुकुलन्यायेन वा शब्दाच्छब्दांतरोत्पत्तिक्रमेण श्रोत्रदेशे जातस्य श्रोत्रसंबंधात्प्रत्यक्षत्वसंभवात् । समवेतसमवायमुदाहरति । शब्दत्वेति । विशेषणविशेष्यभावमुदाहरति । अभावेति । अभावप्रत्यक्षे विशेषणविशेष्यभावः संनिकर्षः । तदुपपादयति । घटाभाववदिति । भूतलं विशेष्यं घटाभावो विशेषणम् । भूतले घटो नास्तीत्यत्र घटाभावस्य विशेष्यत्वं द्रष्टव्यम् । एतेनानुपलब्धेः प्रमाणांतरत्वं निरस्तम् । यद्यत्र घटोऽभविष्यत्तर्हि भूतलमिवाद्रक्ष्यत् । दर्शनाभावान्नास्तीति तर्कितप्रतियोगिसत्त्वविरोध्यनुपलब्धिसहकृतेंद्रियेणैवाभावज्ञानोपपत्तावनुपलब्धेः प्रमाणांतरत्वासंभवात् । अधिकरणज्ञानार्थमपेक्षणीयेंद्रियस्यैव करणत्वोपपत्तावनुपलब्धेः करणत्वस्यायुक्तत्वात् । विशेषणविशेष्यभावो विशेषणविशेष्यस्वरूपमेव नातिरिक्तःसंबंधः।

**प्रत्यक्षज्ञानमुपसंहरंस्तस्य करणमाह । एवमिति । असाधारणकारणत्वादिंद्रियं प्रत्यक्षज्ञानकरणमित्यर्थः । प्रत्यक्षमुपसंहरति । तस्मादिति ॥ २९ ॥**

ઘટપ્રત્યક્ષ એ સંયોગસંનિકર્ષનું ઉદાહરણ છે. અહીં એક સામાન્ય નિયમ માની શકાય એવો છે. તે એ કે: જ્યારે જ્યારે દ્રવ્યનું પ્રત્યક્ષ થાય છે ત્યારે ત્યારે સર્વસ્થલે સંયોગ એજ સંનિકર્ષ હોવો જોઇએ. ચક્ષુને। અને દ્રવ્યને। સંયોગ થાય એટલે આપણને જ્ઞાન થાય છે, એનું કારણ એ છે કે દ્રવ્યની સાથે સંયુક્ત થયેલી ઇંદ્રિય મનના સાથે સંયુક્ત થાય છે અને મન આત્માની સાથે સંયુક્ત થાય છે ને એવી રીતે આપણને તે દ્રવ્યનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે. **શંકા**:—આપણે કાનથી શબ્દ સાંભળીએ ત્યાં સમવાય એ સંનિકર્ષ હોય છે એમ આપે કહ્યું પરંતુ શબ્દ આપણા શ્રોત્રથી દૂર ઉત્પન્ન થયેલો હોય છે. તેથી તે દૂરસ્થશબ્દને। અને આપણા શ્રોત્રને। સંબંધ કેમ થાય અને આપણને શબ્દને। સાક્ષાત્કાર ક્યાંથી થાય? **समाधानः**—વીચિતરંગન્યાયથી તથા કદંબમુકુલન્યાયથી આધના એક શબ્દથી બીજા શબ્દોની ઉત્પત્તી થાય છે ને એવી રીતે શ્રોત્રપ્રદેશ પર્યંતૂ આવી પહોંચેલા છેલ્લા શબ્દને। શ્રોત્રની સાથે સંબંધ થાય છે ને એજ રીતે તેનું પ્રત્યક્ષત્વ પણ થાય છે. આપણને અભાવનું પ્રત્યક્ષ થાય છે ત્યારે ત્યાં વિશેષણવિશેષ્યભાવ એ સંનિકર્ષ હોય છે એમ જે કહ્યું છે તેને। અર્થ એ છે કે: એકાદ સ્થલે ઘટ ન હોય એટલે ત્યાં ઘટને। અભાવ હોય છે એ ખુલ્લું છે, અને તે અભાવનું આપણને જ્ઞાન થયું એટલે આપણે એમ કહીએ છીએ કે 'આ ભૂતલ ઘટાભાવવત્ છે' આ સ્થલે ભૂતલ એ વિશેષ્ય છે અને ઘટાભાવ એ વિશેષણ છે. ભૂતલ એ આપણને પ્રત્યક્ષ દેખાય છે, એટલે તે ભૂતલરૂપી વિશેષ્ય આપણા ચક્ષુની સાથે સંયુક્ત થયેલું હોય છે, અને ઘટાભાવ એ તેના ઉપર વિશેષણસંબંધથી રહે છે. **भूतले घटाभावः** એમ વાક્ય હોય તો ત્યાં ઘટાભાવ એ વિશેષ્ય અને ભૂતલ એ વિશેષણ થાય છે, ને ત્યાં આપણા ચક્ષુ ભૂતલની સાથે સંયુક્ત થયેલ હોય છે અને તે ભૂતલ ઉપર ઘટાભાવ એ વિશેષ્ય રહેલું હોય છે. એમ હોવાથી આ બન્ને સ્થલે વિશેષણવિશેષ્યભાવ

એ સંનિકર્ષના યોગથીજ અભાવનું જ્ઞાન થાય છે. ઉપલબ્ધિ એટલે મેળવવું, દેખાવવું, જ્ઞાન, ઇત્યાદિ. ભૂતલ ઉપર ઘટ દેખાતો હોય તો ત્યાં તેની ઉપલબ્ધિ થાય છે એમ આપણે કહીએ છીએ. ઉપલબ્ધિનો અભાવ એટલે અનુપલબ્ધિ. અનુપલબ્ધિ એ એક સ્વતંત્ર પ્રમાણુ છે એમ મીમાંસક અને વેદાંતીઓ માને છે. પરંતુ અનુપલબ્ધિ એ ભિન્ન પ્રમાણુ માનવાનું કાંઇપિણુ કારણુ નથી એમ ઉપરના વિવેચન ઉપરથી સ્પષ્ટ થાય છે. અમો—નૈયાયિકો—એમ પ્રતિપાદન કરીએ છીએ કેઃ અનુપલબ્ધિ એ ભિન્ન પ્રમાણુ છે એમ માનવાનું કારણુ નથી. કારણુ કે, ભૂતલ ઉપર ઘટ નથી એ જ્ઞાન જે તમો અનુપલબ્ધિથી થાય છે એમ કહો છો તેજ જ્ઞાન ઇંદ્રિયના યોગથી ઉત્પન્ન થવું સંભવિત છતાં અનુપલબ્ધિ એ એક ભિન્ન પ્રમાણુ છે એમ સ્વીકારવાની ગરજ નથી. ભૂતલ ઉપરના ઘટાભાવનું જે આપણને જ્ઞાન થાય છે તે ઇંદ્રિયથીજ થાય છે. માત્ર તે વખતે અનુપલબ્ધિ એ ઇદ્રિયને સહકારી હોય છે. કારણુ કે અભાવ આપણા ઇંદ્રિયને પ્રત્યક્ષ એવો કોઈ વખતે પણુ દેખાતો નથી. આપણું ઇંદ્રિય જેમ ભૂતલની સાથે સંયુક્ત થઈ શકે છે તેમ તે ભૂતલઉપરના ઘટાભાવની સાથે સંયુક્ત થઈ શકતુ નથી. માટે તેટલા સારૂજ આપણા ઇંદ્રિયને અનુપલબ્ધિનું સાહાય્ય જોઇએ છીએ. પરંતુ કદાચિત્ એમ પણુ થવાનો સંભવ હોય છે કે અંધઃકારના લીધે ભૂતલ ઉપર ઘટ છતાં પણુ તે આપણને દેખાતો નથી. એ પણુ એક પ્રકારની અનુપલબ્ધિજ છે. પરંતુ ઘટાભાવ પ્રત્યક્ષ સ્થલે ઇદ્રિયને સાહાય્ય કરનારી જે અનુપલબ્ધિ તે એવા પ્રકારની હોય તો ઉપયોગી નથી. તો ત્યાં ખરેખરજ ઘટનો અભાવ હોવો જોઇએ. જો ભૂતલ ઉપર ઘટ હત તો ભૂતલ જેમ દેખાય છે તેમ તે ઘટ પણુ દેખાત; પરંતુ જો તે ઘટ ત્યાં દેખાતો નથી તો તે ત્યાં ન હોવોજ જોઇએ. અંધારામાંહેલો ઘટ એ દેખવાને યોગ્ય નથી માટે દેખાતો નથી. પરંતુ અજવાળામાહેલા ઘટની વાત તેમ નથી. તે તો દેખવાને યોગ્ય છે. પણુ એમ છતાં જ્યારે તે દેખાતો નથી ત્યારે ત્યાં તે હોવોજ ન જોઇએ એમ પ્રાપ્ત થાય છે. એનેજ યોગ્યાનુપલબ્ધિ એમ કહે છે. આ અનુપલબ્ધિ **तार्कितप्रतियोगिसत्त्वविरोधि** હોય છે. એટલે ક્ષણુમાત્ર એવી કલ્પના કરી—**तार्कित**—કે ઘટાભાવનો પ્રતિયોગી એટલે ઘટ એ ભૂતલ ઉપર છે, તો એ કલ્પનાની સાથે તે અનુપલબ્ધિ વિસંગત થાય છે. કારણુ કે જો ભૂ-

તલ ઉપર ઘટ છે એવી કલ્પના કરી તો ભૂતલ પ્રમાણે તે પણ દેખાવો જોઇએ. પરંતુ તે તો દેખાતો નથી. એજ ઘટાભાવના પ્રતિયોગિના સત્વ માટે કરેલી કલ્પનાની સાથે ઘટની અનુપલબ્ધિનો વિરોધ છે. તેથી એવા પ્રકારની તર્કિતપ્રતિયોગિસત્વવિરોધિઅનુપલબ્ધિ એ જેની સહકારી છે એ-વા પ્રકારની જે ઇંદ્રિય તેના યોગથીજ અભાવનુ પ્રત્યક્ષજ્ઞાન થતાં છતાં અનુપલબ્ધિ એ ભિન્ન પ્રમાણ માનવાનું કારણ નથી. **શંકા:**—અભાવનું જ્ઞાન થવા સારૂં તમોને ઇંદ્રિય એ કરણ અને અનુપલબ્ધિ તેનું સહકારી એમ માનવું પડે છે, તેના કરતાં અનુપલબ્ધિ એજ એક કરણ છે એમ માનવું યોગ્ય નથી કે ? **સમાધાન:**– ' ભૂતલ ઉપર ઘટ નથી ' આ સ્થલે ઘટાભાવનું અધિકરણ જે ભૂતલ તેનું પ્રત્યક્ષજ્ઞાન થવા માટે ઇંદ્રિયની અ-પેક્ષા હોય છે જ. માટે તેજ ઇંદ્રિયરૂપી કરણથી અભાવ પ્રત્યક્ષ ઉપપન્ન થતાં છતાં અનુપલબ્ધિ એ ભિન્ન કરણ માનવું યુક્ત નથી. **શંકા:**—ભૂતલ પ્રત્યક્ષ માટે અપેક્ષિત એવા ઇંદ્રિયરૂપી કરણથીજ અગર જો કે અભાવનું જ્ઞાન થાય તો પણ તે અભાવના જ્ઞાન માટે વિશેષણવિશેષ્યભાવ એ ના-મનો એક ભિન્ન સંબંધ તમોને માનવો તો પડેજ છે. **સમાધાન:**—વિશે-ષણવિશેષ્યભાવ એ કાંઈ ભિન્ન સંબંધ નથી, તો તે વિશેષણવિશેષ્યસ્વરૂપ જ છે. ' ઘટાભાવ યુક્ત ભૂતલ છે ' આ સ્થલે ઘટાભાવ એ વિશેષણ છે અને ભૂતલ એ વિશેષ્ય છે. ઘટાભાવનું વિશેષણત્વ એટલે ઘટાભાવથી ભિન્ન એવો કોઈ પદાર્થ નથી. તો તે તેનું સ્વરૂપજ છે. એમજ ભૂતલનું વિશે-ષ્યત્વ એટલે ભૂતલથી ભિન્ન એવો કોઈ પદાર્થ નથી. તો તે તેનું સ્વરૂપજ છે. એમ હોવાથી અનુપલબ્ધિ એ ભિન્ન પ્રમાણ નથી એ સિદ્ધ છે.

પ્રત્યક્ષ બે પ્રકારનું છે; એક લૌકિક અને બીજું અલૌકિક. તે પૈકી લૌકિકપ્રત્યક્ષનું વિવેચન અત્યાર સુધી થયું. હવે અલૌકિકપ્રત્યક્ષનો વિ-ચાર કરિએ. અલૌકિકપ્રત્યક્ષ ઉત્પન્ન થવાને કારણીભૂત એવો જે સંનિકર્ષ તે ત્રણ પ્રકારનો છે; સામાન્યલક્ષણ, જ્ઞાનલક્ષણ અને યોગજધર્મ. ઘટત્વ એ સામાન્યનું જ્ઞાન થયું એટલે તે જ્ઞાયમાનઘટત્વરૂપસંનિકર્ષનાયોગથી સર્વ ઘટોનું પ્રત્યક્ષ મનને થાય છે. જ્ઞાનલક્ષણસંનિકર્ષથી, જે પદાર્થનું જ્ઞાન થાય છે તેનું પ્રત્યક્ષ મનને થાય છે. જેમકે કવી પોતાના કાવ્યમાં જે અનેક કાલ્પનિકપદાર્થોનું વર્ણન કરે છે તેનું માનસપ્રત્યક્ષ તેઓને

જ્ઞાનલક્ષણસંનિકર્ષથી થયેલું હોય છે. અને યોગીઓને વસ્તુમાત્રનું જે માનસપ્રત્યક્ષ થાય છે તે યોગજધર્મસંનિકર્ષથી થાય છે ॥ ૩૯ ॥

યથાર્થાનુભવના ચાર પ્રકાર કહીને તે ચારેના પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એવા ચાર કરણો પૂર્વે કહ્યાં છે. તે પૈકી પ્રત્યક્ષનું વિવેચન કરીને હવે અનુમાનના વિવેચનનો આરંભ કરતાં પ્રથમ તેનું લક્ષણ કહે છેઃ—

**अनुमितिकरणमनुमानम् । परामर्शजन्यं ज्ञानमनुमितिः । व्याप्तिविशिष्टपक्षधर्मताज्ञानं परामर्शः। यथा वन्हिव्याप्यधूमवानयं पर्वत इति ज्ञानं परामर्शः । तज्जन्यं पर्वतो वन्हिमानिति ज्ञानमनुमितिः। यत्र यत्र धूमस्तत्राग्निरिति साहचर्यनियमो व्याप्तिः। व्याप्यस्य पर्वतादिवृत्तित्वं पक्षधर्मता ॥ ४० ॥**

અનુમિતિનું જે કરણ તે અનુમાન છે. પરામર્શથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે અનુમિતિ છે. પરામર્શ એટલે વ્યાપ્તિવિશિષ્ટ પક્ષધર્મતાજ્ઞાન. જેમકે, ‘ આ પર્વત વન્હિવ્યાપ્યધૂમવાન્ છે ’ એ જ્ઞાન પરામર્શ છે. અને એ જ્ઞાનથી ઉત્પન્ન થનારૂં ‘ આ પર્વત વન્હિમાન્ છે ’ એ જ્ઞાન અનુમિતિ છે. જ્યાં જ્યાં ધૂમ હોય છે ત્યાં ત્યાં અગ્ની હોય છે એવા પ્રકારનો જે સાહચર્યનિયમ તે વ્યાપ્તિ છે. અને વ્યાપ્યે પર્વતાદીકો ઉપર હોવું એ પક્ષધર્મતા છે ॥ ૪૦ ॥

अनुमानं लक्षयति । अनुमितिकरणमिति । अनुमितेर्लक्षणमाह । परामर्शेति । ननु संशयोत्तरप्रत्यक्षेऽतिव्याप्तिः । स्थाणुपुरुषसंशयानंतरं पुरुषत्वव्याप्यकरादिमानयमिति परामर्शे सति पुरुष एवेति प्रत्यक्षजननात् । न च तत्रानुमितिरेवेति वा-

च्यम् । ‘ पुरुषं साक्षात्करोमि ’ इत्यनुव्यवसायविरोधादिति चेन्न । पक्षतासहकृतपरामर्शजन्यत्वस्य विवक्षितत्वात् सिषाधयिषाविरहसहकृतसिद्ध्भाव : पक्षता । साध्यसिद्धिरनुमितिप्रतिबंधिका । सिद्धिसत्त्वेऽप्यनुमिनोमीतीच्छायामनुमितिदर्शनात्सिषाधयिषोत्तेजिका । ततश्चोत्तेजकाभावविशिष्टमण्यभावस्य दाहकरणत्ववत्सिषाधयिषाविरहसहकृतसिध्यभावस्याप्यनुमितिकरणत्वम् । परामर्शं लक्षयति । व्याप्तीति । व्याप्तिविषयकं यत्पक्षधर्मताज्ञानं सपरामर्श इत्यर्थः । परामर्शमभिनीय दर्शयति । यथेति । अनुमितिमभिनीय दर्शयति । तज्जन्यमिति । परामर्शजन्यमित्यर्थः । व्याप्तेर्लक्षणमाह । यत्रेति । यत्र धूमस्तत्राग्निरित्यभिनयः । साहचर्यनियम इति लक्षणम् । साहचर्यं सामानाधिकरण्यं तस्य नियमः । हेतुसमानाधिकरणात्यंताभावाप्रतियोगिसाध्यसामानाधिकरण्यं व्याप्तिरित्यर्थः । पक्षधर्मतास्वरूपमाह । व्याप्यस्येति ॥ ४० ॥

અહીં અનુમાનનું લક્ષણ કહ્યું છે કે **जे अनुमितिनुं करण होय छे ते अनुमान** છે. પરંતુ આ અનુમાનના લક્ષણમાં **अनुमिति** એ જે પદ છે તેનું લક્ષણ આપણને હજી સુધી જાણવામાં આવેલ નથી. માટે તે અનુમિતિનુ લક્ષણ કહ્યું છે કે **जे परामर्शजन्य ज्ञान होय छे ते अनुमिति** છે. **शंका**:- પણ આ અનુમિતિનું લક્ષણ સંશયોત્તરપ્રત્યક્ષ ઉપર અતિવ્યાપ્ત થાય છે. અંધારામાં એકાદ પદાર્થ આપણને સ્પષ્ટ ન દેખાય એટલે એ પત્થર છે કે પુરૂષ છે એવા પ્રકારનો આપણા મનમાં સંશય ઉત્પન્ન થાય છે. પરંતુ કોઈક કારણના યોગથી તેને હાથ છે એમ આપણને જણાય છે. અને જેને હાથ છે તે પુરૂષ–મનુષ્ય–હોય છે એવી વ્યાપ્તિ આપણને ખબર હોય છે. તેથી ‘પુરૂષત્વવ્યાપ્યકરાદિમાન્ આ છે’ એવા પ્રકારનો પરામર્શ ઉત્પન્ન થવાથી ‘આ પુરૂષ છે’ એવું પ્રત્યક્ષજ્ઞાન આપણને થાય છે, પ્રથમ સંશય ઉત્પન્ન થઇને નંતર પ્રત્યક્ષ થવાનું આ ઉદાહરણ છે.

એ પ્રત્યક્ષજ્ઞાન છતાં પણ પરામર્શજન્ય છે. કારણ કે 'આ પુરૂષત્વવ્યાપ્ય કરાદિમાન્ છે' એવું જે જ્ઞાન થાય છે તે પરામર્શછે,માટે અનુમિતિનું લક્ષણ આ પ્રત્યક્ષજ્ઞાન ઉપર પણ અતિવ્યાપ્ત થાય છે. જો કદાચ્ કોઈ એમ કહેશે કે 'સંશય પછી જે જ્ઞાન થયું તે અનુમિતિ જ છે, પ્રત્યક્ષ નથી. કારણ કે અંધારામાં જે કાંઈ પણ દેખાતું હતું તેને હાથ છે એમ જાણ્યા પછી, જેને હાથ હોય છે તે પુરૂષ હોય છે એવી વ્યાપ્તિ મનમાં આવતાં, એને હાથ છે માટે આ પુરૂષજ હોવો જોઇએ, એવા પ્રકારનું જે જ્ઞાન થાય છે તે અનુમિતિ જ છે' તો એ તેનું કહેવું બરોબર નથી. કારણ કે એવા સ્થ- લે 'હું પુરૂષ પ્રત્યક્ષ જોવું છું' એવાજ પ્રકારનો અનુવ્યવસાય થાય છે. ને આ અનુવ્યવસાયનો અનુમિતિની સાથે વિરોધ આવે છે. કારણ કે જો તે અનુમિતિ હત તો 'આ પુરૂષ છે એમ હું અનુમાન કરૂં છું' એ- વો અનુવ્યવસાય થયો હત. પરંતુ તે તેવો થતો નથી. માટે સંશય પછી થયેલું જ્ઞાન એ પ્રત્યક્ષજ્ઞાન જ છે અને તેના ઉપર અનુમિતિનું લક્ષણ અતિવ્યાપ્ત થાય છે એ સિદ્ધ છે. **સમાધાન**:–આ અતિવ્યાપ્તિનું નિવા- રણ અમો આ રીતે કરીએ છીએ કેઃ જે અનુમિતનું લક્ષણ **પરામર્શજ- ન્યજ્ઞાન** એટલુંજ અમે કર્યું હતું તે હવે **પક્ષતાસહકૃતપરામર્શજ- ન્યજ્ઞાન** એમ કરિએ છીએ, એટલે પક્ષતાથી સહકૃત એવો જે પરામ- ર્શ તેનાથી ઉત્પન્ન થનારૂં જે જ્ઞાન તે અનુમિતિ છે. **પક્ષતા એટલે સિષાધ યિષાવિરહસહકૃતસિધ્યભાવ.** એનો અર્થ એ છે કેઃ જે પર્વત ઉપર ધૂમ દેખાય છે તે પર્વત ઉપર વન્હિ છે એમ આપણે સિદ્ધ કરિએ છીએ; તે સ્થલે વન્હિ એ સાધ્ય છે. તે સાધ્યવન્હિ પર્વત ઉપર છે એવો જે આપણે નિશ્ચય કરિએ છીએ તે સાધ્યનીસિદ્ધિ છે. અને સાધ્યનો નિ- શ્ચય કરવા માટેની જે ઇચ્છા તે સિષાધયિષા છે. અને પૂર્વોક્ત વન્હિવિષ- યક અનુમાનમાં પર્વત એ પક્ષ છે ને પક્ષતા એ તે પક્ષ ઉપર રહેનારો ધર્મ છે. હવે અનુમિતિ ક્યારે સંભવે છે ને ક્યારે સંભવતી નથી તેનો વિચાર કરીએઃ પર્વત ઉપર વન્હિ છે એમ આપણા જાણવામાં હોય તો આપણે ત્યાં અનુમાન કરતા નથી. કારણ કે સાધ્યસિદ્ધિ એ અનુમિતિની પ્રતિબંધક છે. પરંતુ પર્વત ઉપર વન્હિ છે એમ જાણતા છતાં પણ અનુ- માનથી પર્વત ઉપર વન્હિનું અસ્તિત્ત્વ છે એમ ઠરાવવાની આપણને ઇચ્છા થઈ હોય તો આ સ્થલે સાધ્યસિદ્ધિ છતાં પછી આપણે અનુમાન કરિએ

છીએ. પરંતુ જ્યારે સાધ્યસિદ્ધિ અને સિષાધયિષા હોતી નથી ત્યારે કોઈ પણ પ્રકારનું અનુમાન સંભવતું નથી. અર્થાત્ પર્વત ઉપર વન્હિ છે એમ જાણવામાં હોય અને તે માટે અનુમાન કરૂં એવી આપણને ઇચ્છા ન હોય તે વખતે તે પર્વત ઉપરના વન્હિ માટે આપણે કોઈ વખતે પણ અનુમાન કરતા નથી. એટલે એવા વખતે તે પર્વત ઉપર પક્ષતા આવી શકતી નથી. કારણ કે **પક્ષતા** એટલે **સિષાધયિષાવિરહસહકૃતસિધ્યભાવ** છે. આ અભાવ વિશિષ્ટનો અભાવ હોવાથી તે ત્રણ પ્રકારે સંભવે છે. 'દંડવાન્ પુરૂષ' આ વિશિષ્ટનો અભાવ ત્રણ પ્રકારે સંભવે છે; જ્યારે દંડ નહી હશે, જ્યારે પુરૂષ નહી હશે, કિંવા જ્યારે દંડ અને પુરૂષ આ બન્ને પણ નહી હશે ત્યારે, એવા ત્રણ સમયે દંડવિશિષ્ટપુરૂષનો અભાવ સંભવે છે. તેમજ પૂર્વોક્ત સ્થલે જાણવું. અર્થાત્ સિષાધયિષાવિરહસહકૃતસિધ્યભાવ આ ત્રણ પ્રકારે સંભવે છેઃ ૧ જ્યારે સિષાધયિષાવિરહનો અભાવ હશે, ૨ જ્યારે સિદ્ધનો અભાવ હશે, ૩ કિંવા જ્યારે સિષાધયિષાવિરહ અને સિદ્ધિ એ બન્નેનો પણ અભાવ હશે ત્યારે ત્યાં સિષાધયિષાવિરહસહકૃતસિધ્યભાવ સંભવે છે. એટલે આ દર્શાવેલા ત્રણ સ્થલે જ પક્ષતા સંભવે છે અને અનુમાન કરવું શક્ય થાય છે. ૧ સિષાધયિષાવિરહનો અભાવ, એટલે સિષાધયિષા, જ્યાં હશે અને જ્યાં સિદ્ધિ હશે ત્યાં અનુમાન સંભવે છે. જેમકે, આપણે અગ્નિ જોતા હોઇએ છીએ, પરંતુ ધૂમ ઉપરથી તેનું અનુમાન કરવાની આપણી ઈચ્છા હોય. એવા સ્થલે આપણે અનુમાન કરિએ છીએ. ૨ જ્યાં સિદ્ધિનો અભાવ છે અને સિષાધયિષાવિરહ છે, ત્યાં પણ અનુમાન થાય છે. જેમકે, આકાશમાં મેઘ છે એ આપણને ખબર નથી અને ત્યાં તે છે કે નથી એ જાણવાની પણ આપણને ઈચ્છા જ નથી. તોપણ મેઘગર્જના સાંભળવામાં આવતાં આકાશમાં મેઘ હોવા જોઇએ એમ આપણે અનુમાન કરિએ છીએ. ૩ કિંવા, જ્યાં સિષાધયિષાવિરહનો અભાવ છે, એટલે જ્યાં સિષાધયિષા છે, અને જ્યાં સિદ્ધિનો પણ અભાવ છે ત્યાં અનુમાન સંભવે છે. જેમકે, પર્વત ઉપર વન્હિ છે કે નથી તે આપણને ખબર નથી અને તે જાણવાની આપણને ઈચ્છા હોય છે. એવા સ્થલે આપણે અનુમાન કરિએ છીએ. પરંતુ એમનાથી વ્યતિરિક્તસ્થલે, એટલે જ્યાં સિષાધયિષા નથી અને સિદ્ધિ છે, ત્યાં પક્ષતાનું લક્ષણ જ આવી શકતું નથી અને તેના લિધે

અનુમાન સંભવતું નથી. આપણે એમ જોઇએ છીએ કે અગ્નિથી આપણો હાથ દાઝે. પરંતુ કોઈ વિશિષ્ટ શક્તિનો મણી તે અગ્નિ પાસે રાખિએ તો આપણો હાથ દાઝતો નથી. અને તે જ મણી અગ્નિથી દૂર કરીએ એટલે આપણો હાથ દાઝે છે. આ સ્થલે મણી એ દાહને પ્રતિબંધક છે. અને તે મણી દૂર કરવો એ દાહને ઉત્તેજક છે. તેથી ઉત્તેજકાભાવવિશિષ્ટમણ્યભાવ એ દાહનું કારણ છે એમ આપણે માનિએ છીએ. અર્થાત્ ૧ ઉત્તેજકાભાવનો અભાવ, એટલે ઉત્તેજક, જ્યાં છે અને મણી જ્યાં છે, ત્યાં દાહ ઉત્પન્ન થશે. કારણકે મણીના શક્તિને ઉત્તેજક પ્રતિબંધ કરશે. ૨ જ્યાં ઉત્તેજકાભાવ છે અને મણીનો પણ અભાવ છે ત્યાં દાહ ઉત્પન્ન થશે. કારણકે ત્યાં ઉપકારક કોઈ નહી હશે તોપણ પ્રતિબંધક પણ કોઈ નથી. ૩ અને, જ્યાં ઉત્તેજકાભાવનો અભાવ છે, એટલે જ્યાં ઉત્તેજક છે, અને જ્યાં મણીનો અભાવ છે ત્યાં દાહ ઉત્પન્ન થશે. કારણકે ત્યાં પ્રતિબંધક નહી છતાં ઉત્તેજક છે. પરંતુ જ્યાં મણી છે અને ઉત્તેજકનો અભાવ છે, ત્યાં માત્ર દાહ ઉત્પન્ન થશે નહી. આ ઉદાહરણની પેઠે જ સિષાધયિષાવિરહસહકૃતસિધ્ધ્યભાવની સ્થિતિ છે. અહીં સાધ્યસિદ્ધિ એ અનુમિતિની પ્રતિબંધક છે. પરંતુ સાધ્યસિદ્ધિ છતાં પણ જે અનુમાન કરવાની આપણી ઇચ્છા હશે તો આપણને તે ઇચ્છાથી એટલે સિષાધયિષાથી અનુમાન કરાય છે. માટે સિષાધયિષા એ અનુમિતિની ઉત્તેજક છે. તેથી ઉત્તેજકાભાવવિશિષ્ટમણ્યભાવ જેમ દાહને કારણ હોય છે તેમજ સિષાધયિષાવિરહસહકૃતસિધ્ધ્યભાવ આ અનુમિતિને કારણ છે. માટે સિષાધયિષાવિરહસહકૃતસિધ્ધ્યભાવરૂપ જે પક્ષતા તેનાથી સહકૃત એવું જે પરામર્શજન્યજ્ઞાન તે અનુમિતિ છે. પરંતુ સંશયોત્તરપ્રત્યક્ષજ્ઞાન એ એવા પ્રકારના પક્ષતાથી સહકૃત એવા પરામર્શ થકી ઉત્પન્ન થયેલું નથી. કારણકે સંશયોત્તરપ્રત્યક્ષસ્થલે સાધ્યસિદ્ધિ હોય છે ને સિષાધયિષા હોતી નથી. કારણ કે હાથ ઉપરથી આ પુરૂષ જ છે એવું જ્ઞાન પ્રથમ જ થયેલું હોય છે, ને તેના માટે અનુમાન કરવાની પણ ત્યાં ઇચ્છા હોતી નથી. તેથી ત્યાં પૂર્વે કહેલું પક્ષતાનું લક્ષણ બિલકુલ સંભવતું જ નથી. માટે તે જ્ઞાન પક્ષતાસહકૃતપરામર્શજન્ય થતું નથી. ને તેથી સંશયોત્તરપ્રત્યક્ષજ્ઞાન એ અનુમિતિ થઈ શકતું નથી. આ પ્રમાણે અનુમિતિનું લક્ષણ સિદ્ધ થયું છે. હવે તે લક્ષણમાં **પરામર્શ** એ જે પદ આવેલું છે તેનું લક્ષણ ત્યાં જ

કહેલ છે. તે એ કે **परामर्श એટલે व्याप्तिविशिष्टपक्षधर्मताज्ञान**. હવે **व्याप्तिविशिष्टपक्षधर्मताज्ञान** એ સમાસ કેવી રીતે છોડાવવો તે માટે વિચાર કરવો જોઇએ. **व्याप्तिविशिष्टे पक्षधर्मता तज्ज्ञानम्** એવા વિગ્રહથી આ સપ્તમીતત્પુરૂષસમાસ છે એમ આપણે માનિએ તો તે યોગ્ય થશે નહી. કારણ કે ધૂમ એ વન્હિવ્યાપ્ય હોવાથી તે વ્યાપ્તિવિશિષ્ટ છે. અને તે પર્વત એ પક્ષ ઉપર હોય છે તેથી તેના વિષે પક્ષધર્મતા રહે છે. ને તેનું જ્ઞાન એટલે પરામર્શ એવો તે વિગ્રહથી અર્થ પ્રાપ્ત થાય છે. પરંતુ વ્યતિરેકિહેતુ જે વખતે હોય છે તે વખતના અનુમાનના સ્થલે એવો અર્થ લેતા ચાલતું નથી. કારણ કે 'જીવચ્છરીર સાત્મક હોય છે, કારણ કે તે પ્રાણાદિમત્ હોય છે.' આ સ્થલે જ્યાં સાત્મકત્વાભાવ હોય ત્યાં પ્રાણાદિમત્ત્વાભાવ હોય એવી વ્યાપ્તિ હોય છે. ને તેથી સાત્મકત્વાભાવ એ વ્યાપ્તિવિશિષ્ટ છે. પરંતુ એ સાત્મકાભાવ પ્રકૃતસ્થલના પક્ષ ઉપર એટલે જીવચ્છરીર ઉપર રહેતો નથી. કારણ કે જીવતાં પ્રાણિઓના શરીરમાં આત્મા હોય જ છે. તેથી અહીં જે વ્યાપ્તિવિશિષ્ટ છે તેના વિષે પક્ષધર્મતા રહેતી નથી. એમ છતાં પણ અહીં અનુમિતિ સંભવે છે. માટે સપ્તમી તત્પુરૂષ માનવો ઉચિત નથી. તો અહીં કર્મધારયસમાસ માનવો જોઇએ. ને **व्याप्तिविशिष्टं पक्षधर्मताःज्ञानम्** એવો વિગ્રહ કરવો જોઇએ. એટલે એનો અર્થ એવો થાય છે કે પરામર્શ ને વ્યાપ્તિજ્ઞાનથી વિશિષ્ટ એવું પક્ષધર્મતાજ્ઞાન આવશ્યક હોવું જોઇએ. તત્પુરૂષસમાસની પેઠે જ, કર્મધારયસમાસ લઇને અર્થ કર્યા છતાં પણ, વ્યાપ્તિજ્ઞાન અને પક્ષધર્મતાજ્ઞાન એમની અપેક્ષાતો છે જ. પરંતુ પૂર્વના વિગ્રહમાં **व्याप्तिविशिष्टे** કિંવા કેટલાએકના કહેવા પ્રમાણે **व्याप्तिविशिष्टस्य** એમ હોવાથી જે વ્યાપ્તિવિશિષ્ટ હોય તે જ પક્ષ ઉપર રહેવો આવશ્યક હતું. પરંતુ હવે **व्याप्तिविशिष्टम्** ઇત્યાદિ વિગ્રહવાક્ય હોવાથી હેતુ અને સાધ્ય એમનામાં પ્રત્યક્ષ કિંવા પરંપરાથી અર્થાત્ અભાવદ્વારા વ્યાપ્તિ હોય એટલે થયું. ને જે વ્યાપ્તિવિશિષ્ટ છે તેજ પક્ષ ઉપર હોવાની હવે આવશ્યકતા નથી. આ ઉપરથી એવું નિષ્પન્ન થયું કે હેતુ પક્ષ ઉપર છે એવું જ્ઞાન હોવું જોઇએ ને તે હેતુ અને સાધ્ય એમનામાં પ્રત્યક્ષ કિંવા અભાવદ્વારા વ્યાપ્તિ છે એવું જ્ઞાન હોવું જોઇએ, અને એ બે જ્ઞાનમાં વૈશિષ્ટ્ય સંબંધ હોવો જોઇએ એટલે તે પરામર્શ થાય છે. એવો અર્થ કરિએ એટલે વ્યતિરેકિલિંગઉપરથી થનારી

અનુમિતિ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. જ્યારે વ્યતિરેકિલિંગ હોય છે ત્યારે **वन्ह्यभावव्यापकीभूताभावप्रतियोगिधूमवान्** એવા પ્રકારનો વ્યતિરેકપરામર્શ ઉત્પન્ન થાય છે. એનો અર્થ એ છે કેઃ જ્યાં વન્હ્યભાવ હોય છે ત્યાં ધૂમાભાવ હોય છે આ વ્યતિરેકવ્યાપ્તિમાં વન્હ્યભાવ એ વ્યાપ્ય અને ધૂમાભાવ એ વ્યાપક છે. તેથી વન્હ્યભાવનો વ્યાપક જે અભાવ એટલે ધૂમાભાવ, તેનો પ્રતિયોગિ જે ધૂમ તે પર્વત ઉપર છે એવા પ્રકારનું પરામર્શજ્ઞાન વ્યતિરેકિલિંગ હશે ત્યારે ઉત્પન્ન થાય છે. **व्याप्तिविषयकं पक्षधर्मताज्ञानम्** એનો પણ એજ અર્થ છે. **व्याप्तिविषयकं ज्ञानम्** એટલે વ્યાપ્તિ એ જે જ્ઞાનનો વિષય છે તે જ્ઞાન, અર્થાત્ વ્યાપ્તિ વિષેનું જ્ઞાન. પરંતુ પરામર્શ એટલે કેવલ વ્યાપ્તિ વિષેનું જ્ઞાન નહી, તો તેનીજ સાથે પક્ષધર્મતાનું જ્ઞાન પણ હોવું જોઇએ. ઉદાહરણાર્થે, આ પર્વત વન્હિવ્યાપ્યધૂમવાન્ છે એવું જે જ્ઞાન તે પરામર્શ છે. તે પરામર્શથી પર્વત વન્હિમાન્ છે એવું જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે અનુમિતિ છે. મૂલમાં 'આ પર્વત વન્હિવ્યાપ્ય ધૂમવાન્ છે,' 'આ પર્વત વન્હિમાન છે' આ જે વાક્ય આપેલાં છે તે અનુક્રમથી પરામર્શ અને અનુમિતિના અભિનય છે. અભિનય એટલે ઉદાહરણ લઇને સ્પષ્ટ કરવું. પરામર્શ એટલે વ્યાપ્તિવિશિષ્ટપક્ષધર્મતાજ્ઞાન. વ્યાપ્તિ એટલે જ્યાં ધૂમ હોય છે ત્યાં અગ્નિ હોય છે એવો જે સાહચર્ય નિયમ તે વ્યાપ્તિ છે. 'જ્યાં ધૂમ હોય છે ત્યાં અગ્નિ હોય છે' એ વ્યાપ્તિનો ફક્ત અભિનય છે અર્થાત્ એ એક ઉદાહરણ છે. એ વ્યાપ્તિનું લક્ષણ નથી. વ્યાપ્તિનું વાસ્તવિક લક્ષણ કહીએ તો **साहचर्यनियम** એટલુંજ છે. સાહચર્ય એટલે સામાનાધિકરણ્ય અને તે સાહચર્યનો જે નિયમ તે વ્યાપ્તિ, અર્થાત્ હેતુ અને સાધ્ય આ બન્ને પણ નિયમથી જ્યારે એક સ્થલે હોય છે ત્યારે તેમનામાં વ્યાપ્તિ છે એમ આપણે કહીએ છીએ. તેથી સાહચર્ય નિયમ સાધ્યનો અભાવ જ્યાં રહેછે ત્યાં હેતુએ ન રહેવું એ હેતુ અને સાધ્ય એમનાં માંહેલી વ્યાપ્તિ છે. ઉદાહરણાર્થે, અગ્નિનો અભાવ હ્રદ ઉપર રહેછે; એવા સ્થલે ધૂમે ન રહેતાં ઇતર સર્વ સ્થલે ધૂમ અને અગ્નિ એમનું સાહચર્ય હોવું એને વ્યાપ્તિ કહેછે. પરંતુ આ લક્ષણ ઉપર એવો દોષ આવે છે કે '**सर्वं ज्ञेयं प्रमेयत्वात्**' એવા સ્થલે જ્ઞેયત્વ એ સાધ્ય છે, અને સર્વ વસ્તુ જ્ઞેય હોવાથી સાધ્યનો અભાવ જ્યાં રહે એવું કોઇપણ

સ્થલ ઉપલબ્ધ નથી. માટે આ લક્ષણ કિંવા જેમાં સાધ્યાભાવનો નિર્દેશ કરેલો છે એવાં બીજાં પણ લક્ષણો ગ્રાહ્ય નથી. જેના ઉપર પૂર્વોક્ત દોષ નહી આવે એવું તો આ એક ભિન્ન **हेतुसमानाधिकरणात्यंताभावाप्रतियोगिसाध्यसामानाधिकरण्य** લક્ષણ છે. એનો અર્થ સ્પષ્ટ કરવા સારૂં ઉદાહરણાર્થે **पर्वतो वन्हिमान् धूमात्** એ અનુમાન લઇએ. એ માંહેલો હેતુ જે ધૂમ તેના વિષે અનેક અત્યંતાભાવ રહેછે; જેમકે, ધૂમ ઉપર ઘટનો, પટનો વિગેરે અત્યંતાભાવ રહેછે. આ અત્યંતાભાવના ઘટ, પટ વિગેરે આ પ્રતિયોગિ છે એટલે ઘટપટાદિકોના અત્યંતાભાવ ધૂમ ઉપર રહેછે. પરંતુ એ માંહેલું સાધ્ય જે વન્હિ તે માત્ર એવું છે કે તેનો અત્યંતાભાવ હેતુ ઉપર કોઈ વખતે પણ મળવાનો નથી. ધૂમ ઉપર ઘટનો અત્યંતાભાવ હોઈ શકે, એટલે જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં ત્યાં નિત્ય ઘટ હોય જ છે એમ નથી. પરંતુ ધૂમ ઉપર વન્હિનો અત્યંતાભાવ કોઈ વખતે પણ હોઈ શકે નહી, એટલે જ્યાં જ્યાં ધૂમ હોય છે ત્યાં ત્યાં વન્હિ હોય જ છે. તેથી જેનો અત્યંતાભાવ હેતૂ ઉપર કોઈ વખતે પણ રહેતો નથી એવું જે સાધ્ય તે અને હેતુ એમનું સામાનાધિકરણ્ય તે વ્યાપ્તિ છે એ આ લક્ષણનો અર્થ છે ॥ ૪૦ ॥

**अनुमानं द्विविधं स्वार्थं परार्थं च । स्वार्थं स्वानुमितिहेतुः । तथा हि स्वयमेव भूयोदर्शनेन यत्र धूमस्तत्राग्निरिति महानसादौ व्याप्तिं गृहीत्वा पर्वतसमीपं गत्वा तद्गते चाग्नौ संदिहानः पर्वते धूमं पश्यन्व्याप्तिं स्मरति यत्र धुमस्तत्राग्निरिति । तदनंतरं वन्हिव्याप्यधूमवानयं पर्वत इति ज्ञानमुत्पद्यते । अयमेव लिंगपरामर्श इत्युच्यते । तस्मात्पर्वतो वन्हिमानिति ज्ञानमनुमितिरुत्पद्यते । तदे-**

तत्स्वार्थानुमानम् । यत्तु स्वयं धूमादग्निमनुमाय परं प्रति बोधयितुंपञ्चावयववाक्यं प्रयुंक्ते तत्परार्थानुमानम् । यथा पर्वतो वन्हिमान्धूमवत्त्वात् । यो यो धूमवान्स स वन्हिमान् । यथा महानसः । तथा चायम् । तस्मात्तथेति । अनेन प्रतिपादिताल्लिंगात्परोऽप्यग्निं प्रतिपद्यते ॥ ४१ ॥

અનુમાન બે પ્રકારનું છે; એક સ્વાર્થ-પોતા માટે-અને બીજું પરાર્થ-બીજા માટે. પોતાને અનુમિતિજ્ઞાન થવા સારૂ આપણે જે અનુમાન કરિએ છીએ તે સ્વાર્થાનુમાન છે. ઉદાહરણાર્થે, જ્યાં ધૂમ હોય છે ત્યાં આગ્ન હોય છે એમ મહાનસ-રસોડું-આદિ સ્થલે જોઇને ધૂમ અને અગ્નિ એમનામાં વ્યાપ્તિ છે એવો મનુષ્યને સ્વતઃજ ગ્રહ થાય છે. નંતર તે કોઈ એક પર્વત પાસે જાય છે. અને તે પર્વત ઉપર અગ્નિ છે કે નહી એ માટે તેને સંદેહ ઉત્પન્ન થાય છે, પરંતુ એટલામાં પર્વત ઉપર ધૂમ છે એમ તે જુએ છે. અને જ્યાં ધૂમ હોય છે ત્યાં અગ્નિ હોય છે આ વ્યાપ્તિનું તેને સ્મરણ થાય છે. તદનંતર આ પર્વત વન્હિવ્યાપ્ય ધૂમવાન્ છે એવું જ્ઞાન ઉત્પન્ન થાય છે. એનેજ લિંગપરામર્શ કહેછે. આ લિંગપરામર્શથી પર્વત વન્હિમાન્ છે એવું અનુમિતિરૂપજ્ઞાન ઉત્પન્ન થાય છે, એ જે અનુમાન તે સ્વાર્થાનુમાન છે. પરંતુ આપણે પોતે ધૂમ ઉપરથી અગ્નિવિષયક અનુમાન કરી નંતર બીજાને સમજાવવા સારૂ જ્યારે કોઈ પંચાવયવયુક્તવાકયનો પ્રયોગ કરિએ ત્યારે તે પરાર્થાનુમાન છે. પંચાવયવવાકય આ છે: આ પર્વત વન્હિમાન્ હોવો જોઈએ કારણ કે તે ધૂમવાન્ છે. જે જે ધૂમવાન્ હોય છે તે તે વન્હિમાન્ હોય છે; જેમ મહાનસ-રસોડું આ પર્વત તેઓ, એટલે ધૂમવાન્ છે. તેથી આ તેવો, એટલે

વન્હિમાન્ હોવો જોઇએ. એવી રીતે પ્રતિપાદન કરેલા લિંગ ઉપરથી પર્વત ઉપર અગ્નિ છે એમ બીજાને પણ જાણવામાં આવે છે. માટે એ પરાર્થાનુમાન છે ॥ ૪૧ ॥

अनुमानविभागमाह । अनुमानमिति । स्वार्थानुमानं दर्शयति । स्वयमेवेति । भूयोदर्शनेनेति । धूमाग्न्योर्व्याप्तिग्रहेसाध्यसाधनयोर्भूयःसहचारदर्शनेनेत्यर्थः । ननु पार्थिवत्वलोहलेख्यत्वादौ शतशः सहचारदर्शनेऽपि वज्रादौ व्यभिचारोपलब्धेर्भूयोदर्शनेन कथं व्याप्तिग्रह इति चेन्न । व्यभिचारज्ञानविरहसहकृतसहचारज्ञानस्य व्याप्तिग्राहकत्वात् । व्यभिचारज्ञानं निश्चयः शंका च । तद्विरहः क्वचित्तर्कात्क्वचित्स्वतःसिद्ध एव । धूमाग्निव्याप्तिग्रहे कार्यकारणभावभंगप्रसंगलक्षणस्तर्को व्यभिचारशंकानिवर्त्तकः । ननु सकलवन्हिधूमयोरसंनिकर्षात्कथं व्याप्तिग्रह इति चेन्न । धूमत्ववन्हित्वरूपसामान्यलक्षणप्रत्यासत्त्या सकलधूमवन्हिज्ञानसंभवात् तस्मादिति। लिंगपरामर्शादित्यर्थः । परार्थानुमानमाह । यत्त्विति । यच्छब्दस्य तत्परार्थानुमानमिति तच्छब्देनान्वयः । पंचावयववाक्यमुदाहरति । यथेति ॥ ४१ ॥

शंकाઃ—જ્યાં ધૂમ હોય છે ત્યાં અગ્નિ હોય છે એવું અનેક વખતે મહાનસાદિક સ્થલે જોઇએ એટલે આ ભૂયોદર્શનથી—વારંવાર જોવાથી—વ્યાપ્તિગ્રહણ થાય છે એમ આપે કહ્યું પરંતુ આપણે એકાદો માટીનો ઘટ કિંવા લાકડાનો કટકો લીધો અને લોઢાના ખીલાથી તેને ઘસીએ તો તે ઘસાય છે. એવી રીતે પાર્થિવત્ત્વ અને લોહલેખ્યત્વ એમના માહેલું સાહચર્ય આપણે હજારો વખત જોએલું હોય તો પણ તેટલા ઉપરથી વ્યાપ્તિનું ગ્રહણ કરાતું નથી. કારણ કે જે જે પાર્થિવ હોય છે તે તે લોહલેખ્ય હોય છે. એ નિયમનો વ્યભિચાર વજ્રાદિકના—હીરા વિગેરેના—વિષે જોવામાં આવે છે કારણ કે બીજા પાર્થિવ પદાર્થ લોઢા કરતાં મૃદુ હોવાથી તેઓ લોઢેથી ઘસાય છે. પરંતુ હીરો એ લોઢા કરતાં પણ કઠણ હોવાથી તે લોહલેખ્ય

નથી, તેથી કેવલ ભૂયોદર્શનથી વ્યાપ્તિનું ગ્રહણ કેમ થઈ શકશે ? **સમાધાનઃ-** આ શંકાના નિવારણ માટે અમો એમ કહિએ છીએ કે કેવલ સહચાર જ્ઞાનથીજ વ્યાપ્તિનું ગ્રહણ થાય છે એમ નથી; તો વ્યભિચારજ્ઞાનવિરહ-સહકૃતસહચારજ્ઞાનના યોગથી વ્યાપ્તિનું ગ્રહણ થાય છે. એટલે વ્યભિચાર નથી એમ ખબર છતાં સહચાર છે, એમ જ્યારે જ્ઞાન હશે ત્યારેજ વ્યાપ્તિનું ગ્રહણ થઈ શકે છે. હમણા જે વ્યભિચારજ્ઞાન કહ્યું તે કોઈ વખતે નિશ્ચાયાત્મક હશે કિંવા કોઈ વખતે સંશયાત્મક હશે. તે નિશ્ચયા-ત્મક હોય તો ઠિકજ છે. પરંતુ તે જો સંશયાત્મક હશે તો તે સંશયનું નિવારણ કરવું આવશ્યક છે. કારણ કે વ્યભિચારસંશય પણ વ્યાપ્તિ ગ્રહને પ્રતિબંધક થાય છે. તે સંશયનું નિવારણ કોઈ વખતે તર્કથી કરાય છે કિંવા કોઈ વખતે તે પોતાની મેળેજ થાય છે. અર્થાત્ સંશયનું નિવારણ કરવા માટે કોઈ વખતે તર્કની અપેક્ષા હોય છે અને કોઈ કોઈ વખતે તર્ક વિના પણ તેનું નિવારણ થાય છે. હવે એ તર્ક એટલે શું એનો આપણે વિચાર કરિએ. ધૂમ અને અગ્નિ એમનામાં વ્યાપ્તિ છે કે નહી એ આ-પણે ઠરાવીએ છીએ એવી આપણે કલ્પના કરીએ. જ્યાં ધૂમ હોય છે ત્યાં અગ્નિ હોય છે એવું સહચારદર્શન આપણને ઘણા વખતે થયું. હવે જ્યાં ધૂમ હોય છે ત્યાં વન્હિ નહોય એવો વ્યભિચાર કોઈ સ્થલે છે કે કેમ એ આપણે જોવાનું છે. એવો વ્યભિચાર હોયજ છે એવું નિશ્ચયાત્મકજ્ઞાન આ-પણને નથી. પરંતુ ધૂમ અને અગ્નિ એમનાં તમામ સ્થલો આપણે જોએલાં નથી. તેથી કદાચિત્ એકાદ સ્થલે ધૂમ છતાં પણ વન્હિ નથી એવો વ્ય-ભિચાર હોઈ શકે. એમ વ્યભિચાર માટે આપણને સંશય આવે છે, પણ આ સંશયનું નિવારણ એવી રીતે થાય છેઃ જ્યાં ધૂમ છે ત્યાં અગ્નિ ક-દાચિત્ નહી હોય એવો આપણને સંશય છે ને તે ખરો છે એમ આપણે ક્ષણમાત્ર માનીએ. પરંતુ ધૂમ અને અગ્નિ એમનામાં કાર્યકારણભાવસંબંધ છે, એમ આપણને ખબર છે. કારણકે અગ્નિથી ધૂમ ઉત્પન્ન થાય છે. ને કાર્ય જો ઉત્પન્ન થયેલું છે તો ત્યાં તેનું કારણ હોવુંજ જોઇએ. પરંતુ જ્યાં ધૂમ છે ત્યાં વન્હિ નથી એમ આપણે ક્ષણમાત્ર માનેલું છે. તેથી ધૂમ એ વન્હિથી ઉત્પન્ન થયેલો નહી હોવો જોઇએ. કારણ કે વન્હિ એ ધૂમનો કારણ હત તો જ્યાં ધૂમ છે ત્યાં વન્હિ હત. આ ઉપરથી પૂર્વોક્ત કલ્પના ખરી માનીએ તો ધૂમ અને અગ્નિ એમનામાં કાર્યકારણભાવસંબંધ નથી. એમ

માનવાનો અનિષ્ટ પ્રસંગ આવશે, ને એવા અનિષ્ટ પ્રસંગનેજ તર્ક કહે છે. પરંતુ ધૂમ અને અગ્નિ એમનામાં કાર્યકારણભાવસંબંધ છે એ નિશ્ચિત છે. તેથી જ્યાં ધૂમ છે ત્યાં અગ્નિ હોવોજ જોઇએ એમ પૂર્વોક્ત તર્કના સાહાય્યથી સિદ્ધ થાય છે. અને તેના લિધે સંશયની વ્યાવૃત્તિ થઇને ધૂમ અને અગ્નિ એમનાં માંહેલી વ્યાપ્તિ કાયમ ઠરે છે. **शंकाः**—વ્યાપ્તિગ્રહણના સંબંધની એક શંકાનું આપે નિવારણ કર્યું પરંતુ તે સંબંધની બીજી શંકા એ છે કે : મહાનસ માંહેલો વન્હિ અને ધૂમ એ આપણા પાસે હોવાથી તેમના સાહચર્યનું આપણાથી ગ્રહણ કરાય. પરંતુ ઈતર સર્વવન્હિ અને ધૂમ આપણા સંનિધ નહી હોવાથી તેના સાહચર્યનું આપણને પ્રત્યક્ષજ્ઞાન થવું શક્ય નથી. તેથી સર્વવન્હિ અને ધૂમ એમની વ્યાપ્તિનું આપણાથી કેમ ગ્રહણ થશે ? **समाधानः**—સર્વવન્હિ અને ધૂમ એમનું પ્રત્યક્ષ આપણને લૌકિકસંનિકર્ષથી થશે નહી એ ખરૂં છે, તથાપી સામાન્યપ્રત્યાસત્તિ કરીને જે એક અલૌકિકસંભિકર્ષ છે તેના યોગથી સર્વ વન્હિ અને ધૂમ એમનું જ્ઞાન આપણને થઈ શકે છે. કારણ કે **सामान्यप्रत्यासत्ति** એટલે **इंद्रियसंबद्धविशेष्यकज्ञानप्रकारिभूतप्रत्यासत्ति** છે. ધૂમ આપણા ચક્ષુની સાથે સંબદ્ધ થયાં છતાં આપણને ધૂમ એ વિશેષ્યનું જ્ઞાન થાય છે. ને તે જ્ઞાનમાં ધૂમત્વ એ પ્રકાર હોય છે. આ ધૂમત્વરૂપ સંનિકર્ષથી સર્વધૂમના વિષેનું જ્ઞાન થાય છે. સારાંશ એજ કે, ધૂમત્વનું જ્ઞાન થયું એટલે સર્વ ધૂમનું જ્ઞાન થાય છે અને વન્હિત્વનું જ્ઞાન થયું એટલે સર્વ વન્હિનું જ્ઞાન થાય છે. ને એ રીતે વ્યાપ્તિગ્રહણને કોઇપણ હરકત આવતી નથી. ॥ ૪૧ ॥

પરાર્થાનુમાનમાં પંચાવયવવાક્યનો ઉપયોગ કરેલો હોય છે એમ પૂર્વે કહ્યું છે. તે માંહેલાં પાંચ અવયવ કયા તેના નામ સ્પષ્ટિકરણ પૂર્વક કહે છેઃ—

**प्रतिज्ञाहेतूदाहरणोपनयनिगमनानि पंचावयवाः । पर्वतो वन्हिमानिति प्रतिज्ञा । धूमवत्वादिति हेतुः । यो यो धूमवान्स सोऽग्निमान्यथा महानस**

**इत्युदाहरणम् । तथा चायमित्युपनयः । तस्मात्तथेति निगमनम् ॥ ४२ ॥**

પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન આ પાંચ અવયવ છે. 'આ પર્વત વન્હિમાન્ હોવો જોઇએ' એ પ્રતિજ્ઞા છે. 'કારણ કે તે ધૂમવાન છે' આ હેતુ છે. 'જે જે ધૂમવાન્ હોય છે તે તે વન્હિમાન્ હોય છે, જેમ મહાનસ;' એ ઉદાહરણ છે. 'આ પર્વત તેવો, એટલે ધૂમવાન છે,' એ ઉપનય છે. 'માટે આ તેવો, એટલે વન્હિમાન્ હોવો જોઇએ' એ નિગમન છે. ॥ ૪૨ ॥

**अवयवस्वरूपमाह । प्रतिज्ञेति । उदाहृतवाक्ये प्रतिज्ञादिविभागमाह । पर्वतो वन्हिमानिति । साध्यवत्तया पक्षवचनं प्रतिज्ञा । पंचम्यंतं लिंगप्रतिपादकं वचनं हेतुः । व्याप्तिप्रतिपादकमुदाहरणम् । पक्षधर्मताज्ञानार्थमुपनयः । अबाधितत्वादिकं निगमनप्रयोजनम् ॥ ४२ ॥**

પક્ષ ઉપર સાધ્ય છે એમ જેમાં કહેલું હોય છે તે **प्रतिज्ञा** છે. પર્વત એ પક્ષ છે અને વન્હિ એ સાધ્ય છે. માટે 'આ પર્વત વન્હિમાન્ છે' એ **प्रतिज्ञा** છે. જેમાં અનુમાનનુંલિંગ કહેલું હોય છે અને જેની પંચમી વિભક્તિ હોય છે તે **हेतु** છે. જેમાં વ્યાપ્તિનું પ્રતિપાદન કરેલું હોય છે તે **उदाहरण** છે. વ્યાપ્તિવિશિષ્ટ લિંગનું જેમાં પ્રતિપાદન કરેલું હોય છે તે **उपनय** છે. અને તે લિંગ ઉપરથી જેતું જ્ઞાન થાય છે એવું જે સાધ્ય તે પક્ષ ઉપર છે એમ જેમાં પ્રતિપાદન કરેલું હોય છે તે **निगमन** છે. પક્ષ કયો છે એ જ્ઞાન **प्रतिज्ञा** ઉપરથી થાય છે. લિંગજ્ઞાન એ **हेतु** વચન ઉપરથી થાય છે. **उदाहरण** વાક્ય ઉપરથી વ્યાપ્તિજ્ઞાન થાય છે. **उपनय** વાક્ય ઉપરથી પક્ષ ધર્મતાનું જ્ઞાન થાય છે. અને આપણે કરેલા અનુમાનને કોઇપણ પ્રકારે બાધ આવતો નથી એ **निगमन** વાક્ય ઉપરથી સિદ્ધ થાય છે ॥ ૪૨ ॥

**स्वार्थानुमितिपरार्थानुमित्योर्लिंगपरामर्श एव करणम् । तस्माल्लिंगपरामर्शोऽनुमानम् ॥ ४३ ॥**

સ્વાર્થાનુમિતિ અને પરાર્થાનુમિતિ એ બન્નેનું પણ લિંગપરામર્શ એજ કરણ છે. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે લિંગપરામર્શ એજ અનુમાન છે ॥ ૪૩ ॥

अनुमितिकरणमाह । स्वार्थेति । ननु व्याप्तिस्मृतिपक्षधर्मताज्ञानाभ्यामेवानुमितिसंभवे व्याप्तिविशिष्टलिंगपरामर्शः किमर्थमंगीकर्तव्य इति चेन्न । वन्हिव्याप्यधूमवानयमिति शाब्दपरामर्शस्थले परामर्शस्यावश्यकतया लाघवेन सर्वत्र परामर्शस्यैव करणत्वात् । लिंगं न करणम् । अतीतादौ व्यभिचारात् । व्यापारवत्कारणं करणमिति मते परामर्शद्वारा व्याप्तिज्ञानं करणम् । तज्जन्यत्वे सति तज्जन्यजनको व्यापारः । अनुमानमुपसंहरति । तस्मादिति ॥ ४३ ॥

વ્યાપ્તિના બલથી ધૂમ એ અગ્નિવિષયક અનુમાન કરવાને કારણભૂત હોય છે માટે ધૂમ એ લિંગ છે. એ ધૂમ વ્યાપ્તિવિશિષ્ટ છતાં પક્ષ ઉપર છે એવું જે જ્ઞાન થાય છે તેનેજ પરામર્શ કિંવા લિંગપરામર્શ કહે છે. અને એનેજ તૃતીયલિંગપરામર્શ એમ પણ કહેવાની પદ્ધતી છે. એને તૃતીયલિંગપરામર્શ કહેવાનું કારણ એ છે કેઃ વન્હિવિષયકઅનુમાનમાં ધૂમ એ લિંગ છે. આ ધૂમરૂપી લિંગનું વ્યાપ્તિગ્રહણસમયે મહાનસાદિસ્થલે જે જ્ઞાન થાય છે તે પ્રથમજ્ઞાન છે. નંતર પર્વતાદિક પક્ષ ઉપર જે ધૂમજ્ઞાન થાય છે તે દ્વિતીય છે અને તદનંતર પૂર્વની વ્યાપ્તિ સ્મરિને ફરિથી તેજ પર્વત ઉપર ધૂમનું જ્ઞાન ' આ વન્હિવ્યાપ્ય ધૂમવાન્ છે ' એવા પ્રકારનું થાય છે તે તૃતીય છે. માટે આ પરામર્શજ્ઞાનને તૃતીયલિંગપરામર્શજ્ઞાન કહેછે. અહીં લિંગપરામર્શ એ અનુમિતિનું કરણ છે એમ કહ્યું છે. પરંતુ એના ઉપર મીમાંસક એવી શંકા કરે છે કેઃ પર્વત ઉપર ધૂમ

છે એમ આપણે જોઇએ ને ધૂમ અને અગ્નિ એમનામાં જે વ્યાપ્તિ છે તેનું સ્મરણ થયું એટલે તેટલાજ ઉપરથી 'આ પર્વત અગ્નિમાન્ છે' એવું જ્ઞાન ઉત્પન્ન થાય છે. અર્થાત્ વ્યાપ્તિસ્મૃતિ અને પક્ષધર્મતાજ્ઞાન એ બન્નેના યોગથી જ અનુમિતિનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. એમ છતાં તમો વળી એક ભિન્ન વિશિષ્ટપરામર્શ અનુમિતિનું કરણ શા સારૂ માનો છે? વિશિષ્ટજ્ઞાનની કલ્પના કરવી એટલે ગૌરવ છે. તમારો પરામર્શ કાંઈ ભિન્નપદાર્થ નથી, તો તે કેવલ વ્યાપ્તિવિશિષ્ટપક્ષધર્મતાજ્ઞાન છે. અને તે માંહેલાં જ વ્યાપ્તિસ્મૃતિ તથા પક્ષધર્મતાજ્ઞાન એ અનુમિતિના કરણ છે એમ અમો માનિએ છીએ. તો પછી તે વ્યાપ્તિજ્ઞાનથી વિશિષ્ટ એવું પક્ષ-ધર્મતાજ્ઞાન એટલે પરામર્શ એજ અનુમિતિનું કરણ છે એમ માનવાનું પ્ર-યોજન શું? એ મીમાંસકોની શંકા અયોગ્ય છે કારણ કે: અનુમાન બે પ્રકારના છે, એક સ્વાર્થ અને બીજું પરાર્થ. તે પૈકી પર્વત ઉપર ધૂમ જોઇને ધૂમ અને અગ્નિ એમની વ્યાપ્તિનું સ્મરણ થાય એટલે પર્વત ઉપર વન્હિ છે એમ સ્વાર્થ જેટલું અનુમાન કદાચિત્ આ રીતે સંભવે. પરંતુ એ અનુમાન બીજાને સમજાવવા વખતે શાબ્દપરામર્શનો ઉપયોગ કરવો આવશ્યક હોય છે. અર્થાત્ જે ધૂમની અને વન્હિની વ્યાપ્તિ છે તે ધૂમ આ પર્વત ઉપર છે એવા પ્રકારના વિશિષ્ટપરામર્શનો જ પરાર્થાનુમાનના વખતે ઉપયોગ કરવો પડે છે. પરાર્થાનુમાનમાં અનુમિતિનું એક કરણ અને સ્વાર્થાનુમાનમાં બીજું કરણ માનવું એના કરતાં બન્ને સ્થલે એકજ વિશિષ્ટ પરામર્શ એ કરણ માનવામાં લાઘવ છે. વળી વ્યાપ્તિસ્મૃતિ અને પક્ષધ-ર્મતાજ્ઞાન આ અનુમિતિના બે કરણો છે એમ માનવા કરતાં વિશિષ્ટપરા-મર્શ એ એકજ કરણ માનવામાં લાઘવ છે. તેમજ વ્યાપ્તિસ્મૃતિ અને પ-ક્ષધર્મતાજ્ઞાન એ અનુમિતિના સ્વતંત્ર કરણો માનિએ તો ચૈત્રને વ્યાપ્તિ-જ્ઞાન થયું હોય તો પણ મૈત્રને પક્ષધર્મતાજ્ઞાન થવાથી અનુમિતિ થવા લાગશે. ને ધૂમ એ વન્હિવ્યાપ્ય છે અને પર્વત આલોકવાન્ છે એવાં સ્થલે પણ અનુમિતિ થવા લાગશે. માટે વિશિષ્ટપરામર્શ એજ અનુ-મિતિનું કરણ છે એમ માનવું જોઇએ લિંગ એજ અનુમિતિનું કરણ એમ પ્રાચીનોનું મત છે. પરંતુ તે યોગ્ય નથી. કારણ કે લિંગ એ અનુમિતિનું કરણ માનિએ તો જ્યારે અનુમિતિનું કરણ એટલે લિંગ હશે ત્યારે જ અનુમિતિ ઉત્પન્ન થશે. ને એવી રીતથી પૂર્વે નષ્ટ થઈ ગયેલા

કિંવા આગળ ઉત્પન્ન થનારા લિંગ ઉપરથી આપણને અનુમિતિ જ્ઞાન થશે નહી. કારણ કે અનુમિતિનું કરણ હમણાં જ્યારે આપણે અનુમિતિ કરિએ છીએ ત્યારે અસ્તિત્વમાં નથી. પણ અનુમિતિ તો ઉત્પન્ન થાયછે એમ આપણે જોઇએ છીએ. કારણ કે કાલે જો પર્વત ઉપર ધૂમ હતો તો કાલે ત્યાં અગ્નિ પણ હોવો જ જોઇએ, કિંવા કાલે જો પર્વત ઉપર ધૂમ દેખાય તો કાલે પણ ત્યાં અગ્નિ હોવો જ જોઇએ એવું અનુમાન આપણે આજ કરી શકિએ છીએ. તેથી જ્યાં અનુમિતિ થશે ત્યાં કરણ પણ હોવું જ જોઇએ એ જે સહચાર તેને અહીં અનુમિતિ થતાં છતાં પણ કરણ નથી એ વ્યભિચાર્ય જણાઈ આવે છે. માટે કેવલલિંગ અનુમાનનું કરણ નથી, તો તે વ્યાપ્તિવિશિષ્ટલિંગ પક્ષ ઉપર છે એવા પ્રકારનું જ્ઞાન, એટલે પરામર્શ એ અનુમિતિનું કરણ છે. પરામર્શ એ જે અનુમિતિનું કરણ માન્યું છે તે **फलायोगव्यवच्छिन्नं कारणं करणम्** આ કરણના લક્ષણના અનુરોધથી માન્યુ છે. કારણ કે પરામર્શથી તરતજ અનુમિતિ એ ફલ ઉત્પન્ન થાય છે. પરંતુ **व्यापारवत्कारणं करणम्** એવું કરણલક્ષણ વિષયક મત છે તેને અનુસરિને જોતાં વ્યાપ્તિજ્ઞાન એ કરણ છે. કારણ કે તેને પરામર્શ એ વ્યાપાર છે. **तज्जन्यत्वे सति तज्जन्यजनको व्यापारः** એ વ્યાપારનું લક્ષણ પરામર્શ ઉપર આવે છે. તે એમ કેઃ **व्याप्तिज्ञानजन्यत्वे सति व्याप्तिज्ञानजन्यं फलं यदनुमितिरूपं तज्जनकः परामर्शः व्यापारः** પરામર્શ એ વ્યાપ્તિજ્ઞાનજન્ય છે. કારણ કે ધૂમ અને વન્હિ એમના માંહેલી વ્યાપ્તિનું જ્ઞાન હોવા વિના 'આ પર્વત વન્હિવ્યાપ્ય ધૂમવાન્ છે' એમ કોઈ વખતે પણ કહી શકાશે નહી. પરામર્શ એ વ્યાપ્તિજ્ઞાનજન્ય છતાં વળી વ્યાપ્તિજ્ઞાનથી ઉત્પન્ન થનારી જે અનુમિતિ તેનો પણ જનક છે. કારણ કે 'આ પર્વત વન્હિવ્યાપ્ય ધૂમવાન્ છે' એ પરામર્શજ્ઞાનથીજ 'એ વન્હિમાન્ છે' એવું અનુમિતિજ્ઞાન ઉત્પન્ન થાય છે. માટે પરામર્શ એ વ્યાપાર છે એને વ્યાપ્તિજ્ઞાન એ કરણ છે. આ લક્ષણ પ્રમાણે પરામર્શ એ કરણ થઈ શકતું નથી. કારણ કે તેને બીજો કોઈ વ્યાપાર નથી. પરંતુ મૂલમાં પરામર્શ એજ કરણ છે એમ સ્પષ્ટ કહેલું છે. તે ઉપરથી **फलायोगव्यवच्छिन्नं कारणं करणम्** એજ કરણનું લક્ષણશ્રીમન્મહામહોપાધ્યાય અન્નંભટ્ટને સંમત હતું એમ દેખાય છે. પણ પ્રત્યક્ષપ્રકરણમાં ઇંદ્રિય એ કરણ અને સંનિકર્ષ એ તેનો વ્યાપાર એમ માન્યું છે. તે ઉપરથી **व्या-**

पारवत्कारणं करणम् એ લક્ષણ સંમત હશે એમ દેખાય છે. એ પ્રમાણે પૂર્વોક્ત બે સ્થલોમાં વિરોધ છે. ॥ ૪૩ ॥

लिंगं त्रिविधम् । अन्वयव्यतिरेकि केवलान्वयि केवलव्यतिरेकि चेति । अन्वयेन व्यतिरेकेण च व्याप्तिमदन्वयव्यतिरेकि । यथा वन्हौ साध्ये धूमवत्वम् । यत्र धूमस्तत्राग्निर्यथा महानस इत्यन्वयव्याप्तिः । यत्र वन्हिर्नास्ति तत्र धूमोऽपि नास्ति यथा महाह्रद इति व्यरेकव्याप्तिः। अन्वयमात्रव्याप्तिकं केवलान्वयि। यथा घटोऽभिधेयः प्रमेयत्वात्पटवत् । अत्र प्रमेयत्वाभिधेयत्वयोर्व्यतिरेकव्याप्तिर्नास्ति । सर्वस्य प्रमेयत्वादभिधेयत्वाच्च । व्यतिरेकमात्रव्याप्तिकं केवलव्यतिरेकि । यथा पृथिवीतरेभ्यो भिद्यते गंधवत्वात् । यदितरेभ्यो न भिद्यते न तद्गंधवत् । यथा जलम् । न चेयं तथा। तस्मान्न तथेति । अत्र यद्गंधवत्तदितरभिन्नमित्यन्वयदृष्टांतो नास्ति । पृथिवीमात्रस्य पक्षत्वात् ॥ ४४ ॥

લિંગ ત્રણ પ્રકારનું છે; અન્વયવ્યતિરેકિ, કેવલાન્વયિ, અને કેવલવ્યતિરેકિ. અન્વયથી અને વ્યતિરેકથી એમ બન્ને પ્રકારથી જેની વ્યાપ્તિ સંભવે છે તે અન્વયવ્યતિરેકિલિંગ છે. ઉદાહરણાર્થ, વન્હિ એ સાધ્ય છતાં ધૂમવત્ત્વ એ અન્વયવ્યતિરેકિલિંગ છે. 'જ્યાં ધૂમ હોય છે ત્યાં વન્હિ હોય છે,

જેમ મહાનસમાં;' આ અન્વયવ્યાપ્તિ છે. અને 'જ્યાં વન્હિ નથી ત્યાં ધૂમ પણ હોતો નથી, જેમ મહાહ્રદમાં;' આ વ્યતિરેકવ્યાપ્તિ છે. જેના વિષે અન્વયવ્યાપ્તિ માત્ર સંભવે છે તે કેવલાન્વયિલિંગ છે. ઉદાહરણાર્થે, 'ઘટ અભિધેય છે, કારણ કે તે પ્રમેય છે: જે પ્રમેય હોય છે તે અભિધેય હોય છે, જેમ પટ;' આ સ્થલે પ્રમેયત્વ અને અભિધેયત્વ એમનામાં વ્યતિરેકવ્યાપ્તિ નથી. કારણ કે સર્વપદાર્થ પ્રમેય અને અભિધેય છે. જેના વિષે વ્યતિરેકવ્યાપ્તિ માત્ર સંભવે છે એવું જે લિંગ તે કેવલવ્યતિરેકિ છે. ઉદાહરણાર્થે, પૃથિવી ઈતર દ્રવ્યોથી ભિન્ન છે. કારણ કે તેને ગંધ છે. જે ઈતર દ્રવ્યોથી ભિન્ન હોતું નથી તેને ગંધ હોતો નથી; જેમ જલને નથી. પૃથિવી તેવી નથી; એટલે ગંધાભાવવતિ નથી, તો ગંધવતિ છે. માટે તે તેવી નથી, એટલે ઈતરભેદાભાવવતી નથી, તો ઈતરભેદવતી છે. આ ઉદાહરણમાં જે ગંધવત્ હોય છે તે ઈતર ભિન્ન હોય છે એવી અન્વયવ્યાપ્તિ કરિએ તો તેને દૃષ્ટાંત મળતો નથી. કારણ કે સર્વપૃથ્વી એજ અહીં પક્ષ માનેલો છે. ॥ ૪૪ ॥

लिंगं विभजते । लिंगमिति अन्वयव्यतिरेकि लक्षयति । अन्वयेति । हेतुसाध्ययोर्व्याप्तिरन्वयव्याप्तिः । तदभावयोर्व्याप्तिर्व्यतिरेकव्याप्तिः । केवलान्वयिनो लक्षणमाह । अन्वयेति । केवलान्वयिसाध्यकं केवलान्वयि । अत्यंताभावाप्रतियोगित्वं केवलान्वयित्वम् । ईश्वरप्रमाविषयत्वं सर्वपदाभिधेयत्वं च सर्वत्रास्तीति व्यतिरेकाभावः । व्यतिरेकिणमुदाहरति । पृथिवीति । नन्वितरभेदः प्रसिद्धो वा न वा । आद्ये यत्र प्रसिद्धस्तत्र हेतुसत्त्वेऽन्वयित्वम् । असत्त्वेऽसाधारण्यम् । द्वितीये साध्यज्ञानाभावात्कथं तद्विशिष्टानुमितिः । विशेषणज्ञानाभावे विशिष्टज्ञानानुदयात् । प्रतियोगिज्ञानाभावाव्द्यतिरेकव्याप्तिज्ञानमपि न स्या-

**दिति चेन्न । जलादित्रयोदशान्योन्याभावानां त्रयोदशसु प्रत्येकं प्रसिद्धानां मेलनं पृथिव्यां साध्यते । तत्र त्रयोदशत्वावच्छिन्न-भेदस्यैकाधिकरणवृत्तित्वाभावान्नान्वयित्वासाधारण्ये । प्रत्येका-धिकरणप्रसिध्या साध्यविशिष्टानुमितिर्व्यतिरेकव्याप्तिनिरूपणं चेति ॥ ४४ ॥**

હેતુ અને સાધ્ય એમનામાં જે વ્યાપ્તિ હોય છે તે અન્વયવ્યાપ્તિ છે. સાધ્યાભાવ અને હેત્ત્વભાવ એમનામાં જે વ્યાપ્તિ હોય છે તે વ્યતિરેક-વ્યાપ્તિ છે. કારણ કે વ્યતિરેક એટલે અભાવ. કેવલાન્વયિહેતુનું **अन्वय मात्र व्याप्तिक** એવું લક્ષણ કર્યું છે. તેમાં જે **मात्र** પદ યોજ્યું છે તેનું પ્રયોજન એજ છે કે તેના યોગથી કેવલાન્વયિહેતુને વ્યતિરેકવ્યાપ્તિ હોતી નથી એમ સુચવવાનું છે. **शंका**:-પરંતુ એવું લક્ષણ કરવાથી એક દોષ ઉત્પન્ન થાય છે. તે એ કે: માત્ર પદથી વ્યતિરેકવ્યાપ્તિનો વ્યવચ્છેદ જો કરવાનો છે તો પ્રથમ એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે વ્યતિરકવ્યાપ્તિની ત્યાં સિદ્ધિ છે કે અસિદ્ધિ છે? જો ત્યાં વ્યતિરેકવ્યાપ્તિ હશે તો એ કેવલાન્વયિનું લક્ષણ છે એમ કહેવું ને ત્યાં વ્યતિરેકવ્યાપ્તિ છે એમ માનવું એ વ્યાઘાત છે. જો ત્યાં વ્યતિરેકવ્યાપ્તિ નહી હશે તો ત્યાં વ્યતિરેકવ્યાપ્તિ નથી એમ કહેવું ને તેનો વ્યવચ્છેદ કરવા માટે **मात्र** પદ યોજવું એ પણ વ્યાઘાત છે. આ વ્યાઘાતરૂપીદોષ પૂર્વોક્ત લક્ષણ ઉપર ઉત્પન્ન થાય છે. **समाधान**:-હાં. એથીજ કેવલાન્વયિનું બીજું લક્ષણ કરિએ છીએ. તે એ કે: **केवलान्वयिसाध्यक जे लिंग होय छे ते केवलान्वयिलिंग छे.** આ લક્ષણ માંહેલા **केवलान्वयि** એનો અર્થ **अत्यंताभावाप्रतियोगि** છે. જેનો અત્યંતાભાવ કોઈ વખતે પણ હોતો નથી તે અત્યંતાભાવાપ્રતિયોગિ છે. આકાશ, કાલ, ઈશ્વર, પ્રમેયત્વ, અભિધેયત્વ ઇત્યાદિ પદાર્થ એવાં છે કે તે સર્વકાળ સર્વત્ર અસ્તિત્ત્વમાં હોય છે. તેથી તેઓ અત્યંતાભાવાપ્રતિયોગિ છે. એવા પ્રકારનું એટલે અત્યંતાભાવાપ્રતિયોગિસાધ્ય જે લિંગનું હોય છે તે કેવલાન્વયિલિંગ છે. આ નવીન લક્ષણ ઉપરથી એ ફલિત થાય છે કે કેવલાન્વયિઅનુમાનમાં સાધ્ય કેવલાન્વયિ હોય એટલે થયું, પછી તેનો હેતુ કેવલાન્વયિ, એટલે અત્યંતાભાવાપ્રતિયોગિ હોવોજ જોઇએ એમ કાંઈ

નથી; સાધ્ય કેવલાન્વયિ જોઇએ, હેતુ વ્યતિરેકિ હોય તો પણ ચાલે; સાધ્યનો અભાવ કોઇપણ સ્થલે રહેતો હોવો ન જોઇએ, હેતુનો અભાવ પ્રસિદ્ધ હોય તોપણ ચાલે. 'ઘટ અભિધેય છે, કારણ કે તે પ્રમેય છે;' એ કેવલાન્વયિલિંગનું ઉદાહરણ છે. આ સ્થલે પ્રમેયત્વ અને અભિધેયત્વ એમનામાં વ્યતિરેકવ્યાપ્તિ નથી. કારણ કે જ્યાં અભિધેયત્વ નથી ત્યાં પ્રમેયત્વ નથી એ વ્યતિરેકવ્યાપ્તિ ખરી માનવાને કાંઈ સાધન નથી. કારણ કે જ્યાં અભિધેયત્વ અને પ્રમેયત્વ નથી એવો એકે પદાર્થ નથી. કારણ કે સર્વપદાર્થ આપણે જાણીએ છીએ અને તે સર્વને આપણે નામો પણ આપિએ છીએ. **શંકા**–જે પદાર્થ આપણને ખબર નથી અને જેમના નામની પણ આપણને ખબર નથી એવા પદાર્થ ઘણા છે. તેથી પ્રમેયત્વાભાવ અને અભિધેયત્વાભાવ એ કેટલાક સ્થલે ઉપલબ્ધ છે. માટે પૂર્વોક્ત ઉદાહરણ કેવલાન્વયિલિંગને બરોબર લાગુ પડતું નથી. **સમાધાનઃ**–કેટલાએક આપણને ખબર ન હોય તો પણ તે ઇશ્વરને ખબર છે. અર્થાત્ પ્રત્યેક વસ્તુ ઇશ્વરપ્રમાનો વિષય છે. ને એવી રીતે કાં નહો પણ સર્વત્ર તો પ્રમેયત્વ છે જ. કેટલીએક વસ્તુનું અભિધાન આપણને ખબર ન હોવાથી ત્યાં અગર જોકે અભિધેયત્વાભાવ આવે છે એમ ભાસે છે તોપણ તે યોગ્ય નથી. કારણ કે **સર્વ** એ પદથી જેનું ગ્રહણ થતું નથી એવી એકે વસ્તુ નથી. માટે સર્વપદાભિધેયત્વ એ તો સર્વત્ર છે જ. એમ હોવાથી વ્યતિરેકવ્યાપ્તિનો અભાવ જે આપણને જોઇએ છે તે હવે સિદ્ધ થયો.

**જેની વ્યતિરેકથી માત્ર વ્યાપ્તિ સંભવે છે તે કેવલવ્યતિરેકિલિંગ છે** એ લક્ષણનો અર્થ એ છે કેઃ–અહીં **માત્ર** શબ્દથી અન્વયવ્યાપ્તિનો નિરાસ કર્યો છે એમ માનવાનું કારણ નથી. તો વ્યતિરેકવ્યાપ્તિનું માત્ર નિશ્ચયથી જ્ઞાન આપણને થયેલું છે, એટલો અર્થ માનિએ એટલે બસ્સ છે. કારણ કે **માત્ર** પદથી અન્વયવ્યાપ્તિનો વ્યવચ્છેદ કરવો એમ માનિએ તો ફરીથી પૂર્વની પેઠે વ્યાઘાત દોષ ઉત્પન્ન થશે. માટે વ્યતિરેકવ્યાપ્તિ છે એટલુંજ ખાત્રીથી ખબર હોય એટલે થયું. પછી તે જ હેતુની અન્વયવ્યાપ્તિ હો વા ન હો. એવો કેવલવ્યતિરેકિના લક્ષણનો અર્થ સમજવો. કેવલવ્યતિરેકિનું ઉદાહરણ આ પ્રમાણે છેઃ પૃથિવી ઇતરભિન્ન છે, કારણ

કે તેને ગંધ છે. અહીં 'ઇતરભિન્ન' એનો અર્થ એમ છે: અહીં એવી કલ્પના છે કે જગતમાહેલી સર્વ વસ્તુના બે વિભાગ કરેલા છે; એક પૃથિવી, અને બીજો પૃથિવીવિના બીજી ઈતર સર્વવસ્તુ. એ પૃથિવીથી ઇતર સર્વ વસ્તુમાં કોણુ કોણુ આવે છે તે આપણે હવે ઠરાવિએ. જગતમાં એકંદર દ્રવ્યાદિક સાત પદાર્થ છે. તે પૈકી દ્રવ્યના વિભાગ નવ છે. તે પૈકી પૃ-થિવી જુદી કાઢિએ એટલે બાકીમાં આઠ દ્રવ્યો અને ગુણાદિક છ પદાર્થ મળીને એકંદર ચઉદ વસ્તુઓ શેષ રહી. આ ચઉદ વસ્તુઓ પૃથિવીથી ઈતર છે. અને પૃથ્વિ એ આ ઈતરથી ભિન્ન છે. માટે તેને ઈતરભિન્ન એમ કહ્યું છે. ને તેથી ઈતરભેદ એ પૃથિવી ઉપર રહે છે. ભેદ એટલે અહીં અન્યોન્યાભાવ છે. અર્થાત્ પૃથિવી ઉપર ઈતરનો અભાવ છે અને ઈતર ઉપર પૃથ્વિનો અભાવ છે એમ અર્થ સમજવો. **शंका**:—'પૃથિવી ગંધવત્ત્વથી ઈતરભિન્ન છે.' એ માંહેલું લિંગ કેવલવ્યતિરેકિ છે એમ આપે દર્શાવ્યું છે. પણુ ઈતરભેદ, એટલે પૃથિવીથી ઈતર જે વસ્તુ તેમનો અ-ન્યોન્યાભાવ, એ પૃથિવીથી અન્ય સ્થલે પ્રસિદ્ધ છે કે નથી? પૃથ્વીતરભેદ પૃથ્વીથી અન્યસ્થલે પ્રસિદ્ધ છે એમ કહેશો તો જ્યાં તે પ્રસિદ્ધ છે તે સ્થલે ગંધ એ હેતુ છે કે નથી? જો ગંધ છે એમ કહેશો તો ત્યાં અ-ન્વયવ્યાપ્તિ સંભવશે ને એ અનુમાન નિત્યના ઈતર અનુમાનની પેઠે અ-ન્વયવ્યતિરેકિ થશે. ત્યાં ગંધ નથી એમ કહેશો તો અસાધારણુ એ હેત્વા-ભાસનો દોષ ત્યાં ઉત્પન્ન થશે. કારણુ કે સર્વ સપક્ષ અને વિપક્ષ એમનાથી વ્યાવૃત્ત થઇને જે હેતુ પક્ષ ઉપર માત્ર રહે છે તે અસાધારણુહેતુ કહેવાય છે. અહીં ગંધ એ હેતુ સપક્ષ ઉપર રહેતો નથી એમ તમે માન્યું છે. અને પૃથિવીથી ઈતર જે વિપક્ષ તેમના ઉપર તો ગંધ રહેતો જ નથી એ પ્રસિદ્ધ જ છે. તેથી ગંધ પૃથિવી એ પક્ષ ઉપર માત્ર રહે છે. એમ હોવાથી અસાધારણ્યનો દોષ આવે છે. તમો ચાહેતે પક્ષ સ્વીકારશો તો પણુ દોષ તો આવશેજ માટે ઈતરભેદ પૃથ્વીતરસ્થલે પ્રસિદ્ધ છે એમ ત-મારાથી કહેવાશે નહી. ઈતરભેદ પૃથ્વીતરસ્થલે પ્રસિદ્ધ નથી એમ જો ક-હેશો તો પણુ તે દોષયુક્ત છે કારણુ કે 'પૃથ્વી ઈતરભેદવતી છે' એ જે અનુમિતિજ્ઞાન થાય છે તે વિશિષ્ટજ્ઞાન છે. એટલે અહીં પૃથ્વી એ વિશેષ્ય છે, અને ઈતરભેદવતી એ તેનું વિશેષણુ છે; ઈતરભેદ એ વિશેષણુથી વિશિષ્ટ

એવી પૃથ્વીનું જે જ્ઞાન તેને જ આપણે અનુમિતિ કહીએ છીએ. વિશિષ્ટજ્ઞાન થવા માટે વિશેષણજ્ઞાન પ્રથમ થયેલું હોવું જોઇએ. પ્રકૃતસ્થલનું વિશેષણ જે ઇતરભેદ તે પૃથ્વીતરસ્થલે પ્રસિદ્ધ નથી, એટલે પૃથ્વીતરસ્થલે તેનું આપણને જ્ઞાન નથી એમ તમોએ સ્વીકાર્યું છે. તેથી ઇતરભેદ એ વિશેષણનું જ્ઞાન ન હોવાથી 'પૃથ્વી ઇતરભેદવતી છે' આ વિશિષ્ટઅનુમિતિનું તમોને જ્ઞાન થશે નહી. વળી ઇતરભેદ પ્રસિદ્ધ નથી એમ માનવાથી બીજો પણ એક દોષ આવે છે. તે એ કે: આપણને ઘટ ખબર હશે તો ઘટાભાવનું જ્ઞાન થઈ શકે. જે વસ્તુ જાણવામાં નથી તેનો અભાવ ક્યાંથી જાણવામાં હોય! સારાંશ, જે અભાવનો પ્રતિયોગિ ખબર હોય છે તે જ અભાવ આપણાથી જાણી શકાય છે. તે વીના બીજાનું ગ્રહણ આપણાથી થઈ શકતું નથી. ઇતરભેદ જાણવામાં નથી એમ તમોએ સ્વીકારેલું હોવાથી ઇતરભેદનો અભાવ પણ તમારા જાણવામાં આવવાનો નથી. પૂર્વોક્ત વ્યતિરેકિ અનુમાનમાં 'જ્યાં ઇતરભેદાભાવ હોય છે ત્યાં ગંધાભાવ હોય છે' એવી વ્યતિરેકવ્યાપ્તિ યોજવી પડે છે. પણ ઇતરભેદરૂપી પ્રતિયોગિ પ્રસિદ્ધ નહી હોવાથી તમોને ઇતરભેદાભાવનું જ્ઞાન નથી એ સિદ્ધ થયેલ છે. તેથી એ વ્યતિરેકવ્યાપ્તિનું પણ જ્ઞાન થશે નહી. એમ હોવાથી ઇતરભેદ પ્રસિદ્ધ નથી એ પક્ષ પણ દોષયુક્ત છે. **સમાધાનઃ**—ઇતરભેદ એનો પૂર્વે જેવો અર્થ કર્યો છે તેવો કરવાથી આ દોષ ઉત્પન્ન થાય છે તેથી અમો એમ કહીએ છીએ કે પૂર્વના અર્થ પ્રમાણે ઇતરભેદ એ અમારૂં સાધ્ય નથી. **શંકા:**—તો તમારૂં સાધ્ય કયું? **સમાધાન:**—જલ બીજાં થકી ભિન્ન હોવાથી જલનો અન્યોન્યાભાવ તેજ, વાયુ, આકાશ ઇત્યાદિ સ્થલે રહે છે. તેમજ તેજનો અન્યોન્યાભાવ જલ, વાયુ, આકાશ ઇત્યાદિ સ્થલે રહે છે. એવા પ્રકારના જે આ જલાદિકના તેર અન્યોન્યાભાવ તેર સ્થલ સંભવે છે તે સર્વ મળીને એકજ સમયે પૃથ્વી ઉપર રહે છે એમ અમોને સિદ્ધ કરવાનું છે. એટલે તેર અન્યોન્યાભાવોનું એકાધિકરણવૃત્તિત્વ, અર્થાત્ જલાદિભેદકૂટ, એ અમારૂં સાધ્ય છે. **શંકા:**—એ સાધ્ય પક્ષથી ઇતર સ્થલે પ્રસિદ્ધ છે કે નથી? **સમાધાન:**—જલાદિકોના તેર અન્યોન્યાભાવ જ્યાં એકજ અધિકરણ ઉપર રહે છે એવો કોઈ પણ ધર્મી પ્રસિદ્ધ નથી. એવો ધર્મી પ્રસિદ્ધ હત તો ત્યાં હેતુ રહે છે કે નહી એવો

પક્ષ ઉર્દ્ભવ્યો હત, અને હેતુ રહેતો હત તો અન્વયિત્વ અને નહી રહેતો હત તો અસાધારણ્ય એ દોષ ઉત્પન્ન થાત. પરંતુ એવો ધર્મી જ્યારે પ્રસિદ્ધજ નથી તો પછી અન્વયિત્વ અને અસાધારણ્ય આ દોષ ક્યાંથી ઉત્પન્ન થશે ? **શંકાઃ**—તેઓ ધર્મી પ્રસિદ્ધ નથી એમ કહો છો તો વિશિષ્ટાનુમિતિ થશે નહી અને વ્યતિરેકવ્યાપ્તિનું જ્ઞાન પણ થશે નહી આ પૂર્વોક્ત દોષ પ્રાપ્ત થશે. **સમાધાનઃ**—તેનું નિવારણ અમો એવી રીતે કરીએ છીએ કે જલાદિકોના તેર અન્યોન્યાભાવ એકત્ર ક્યાં રહે છે એ અગર જો કે પ્રસિદ્ધ નહી હશે તો પણ જલાદિત્રયોદશભેદકૂટ એ અમોને ખબર છે. તેજ, વાયુ, આકાશ ઇત્યાદિકના ઉપર રહેનારો જલનો અભાવ, જલ, વાયુ, આકાશ ઇત્યાદિક ઉપર રહેનારો તેજનો અભાવ અને એજ પ્રમાણે બીજાઓના અભાવ એ સર્વે પોતપોતાના તે તે અધિકરણમાં રહે છે એ અમોને ખબર છે. ને તે સર્વ અન્યોન્યાભાવોનો સમુદાય એ અમારૂં સાધ્ય માનેલું છે. પ્રત્યેક અન્યોન્યાભાવ ખબર હોવાથી તેરે અન્યોન્યાભાવ અમોને ખબર છે, અને તેરે ખબર હોવાથી તેરેનો સમુદાય પણ અમોને ખબર છે એમ કહેવાને હરકત નથી. અને આ રીતે સાધ્યનું જ્ઞાન સંભવતું હોવાથી સાધ્યવિશિષ્ટઅનુમિતિ અને વ્યતિરેકવ્યાપ્તિ એ બન્ને પણ સંભવે છે. **શંકાઃ**—ગુરો ! અહીં તેર અન્યોન્યાભાવ સંભવે છે એમ આપે કહ્યું છે પરંતુ વાસ્તવિક રીતે જોતાં છ પદાર્થ અને આઠ દ્રવ્યો મળીને ચઉદ થતાં હોવાથી ચઉદ અન્યોન્યાભાવ સંભવે છે એમ કહેવું જોઇતું હતું. **સમાધાનઃ**—હાં ! અહીં પૂર્વપક્ષ મીમાંસકનો છે. મીમાંસક કેવલવ્યતિરેકિઅનુમાન સ્વીકારતા નથી, તો તેના બદલે અર્થાપત્તિ એ ભિન્ન પ્રમાણ માને છે. તેથી તેઓએ કેવલવ્યતિરેકિઅનુમાન ઉપર દોષ આપેલા છે. ને તેનું ખંડન કરવાનું હતું. મીમાંસક અભાવનો અંગિકાર કરતાં નથી. ' ભૂતલ ઉપર ઘટાભાવ છે ' એવા સ્થલે અધિકરણસ્વરૂપ જ તે છે, અભાવ કરિને કોઈ ભિન્ન પદાર્થ નથી; એમ મીમાંસકોનું મત છે. તેમણે ઉપસ્થિત કરેલાં પૂર્વપક્ષનું ત્યાં ખંડન કરવાનું હોવાથી તેમના જ મતાનુરૂપ અભાવને તે પ્રસંગપુરતો પડતો મુકીને આઠ દ્રવ્યો અને અભાવ વિના બાકીના પાંચ પદાર્થ એમના મળીને તેર અન્યોન્યાભાવ થાય છે એવા ઉદ્દેશથી તેર સંભવે છે એમ કહેલું છે. અથવા જલાદિત્રયોદશ

એનો અર્થ એમ કરવો કેઃ જલ છે આદિ જે ત્રયોદશનાં, એટલે જલ અને બાકીના તેર મળીને ચઉદ-એવો આ તદ્ગુણસંવિજ્ઞાનબહુવ્રીહિ સમજવો. એટલે આ રીતે ચઉદ અન્યોન્યાભાવ પ્રાપ્ત થાય છે. એજ પ્રકારે મૂલમાં જ્યાં જ્યાં કેવલ **त्रयोदश** એમ કહ્યું છે ત્યાં ત્યાં જલાદિત્રયોદશ એમ સમજવું. એટલે તદ્ગુણસંવિજ્ઞાનબહુવ્રીહિથી સર્વત્ર ચઉદ અન્યોન્યાભાવ પ્રાપ્ત થશે. ॥ ૪૪ ॥

**संदिग्धसाध्यवान्पक्षः । यथा धूमवत्त्वे हेतौ पर्वतः । निश्चितसाध्यवान्सपक्षः । यथा तत्रैव महानसः । निश्चितसाध्याभाववान्विपक्षः । यथा तत्रैव महाह्रदः ॥ ४५ ॥**

**જેના ઉપર સાધ્ય છે કે નહી એ માટે સંદેહ હોય છે તે પક્ષ છે; ઉદાહરણાર્થે, ધૂમઉપરથી વહ્નિનું અનુમાન કરવાનું હોય ત્યારે પર્વત એ પક્ષ છે. જેના ઉપર સાધ્ય રહે છે એમ નિશ્ચયથી ખબર હોય છે તે સપક્ષ છે; ઉદાહરણાર્થે, તેજ અનુમાનમાં મહાનસ એ સપક્ષ છે. અને જેના ઉપર સાધ્યનો અભાવ રહે છે એમ નિશ્ચયથી ખબર હોય છે તે વિપક્ષ છે; ઉદાહરણાર્થે, તે જ અનુમાનમાં મહાહ્રદ એ વિપક્ષ છે.॥૪૫॥**

**पक्षलक्षणमाह । संदिग्धेति । ननुश्रवणानंतरभाविमननस्थलेऽव्याप्तिः । तत्र वेदवाक्यैरात्मनो निश्चितत्वेन संदेहाभावात् । किंच प्रत्यक्षेऽपि वन्हौ यत्रेच्छयानुमितिस्तत्राप्यव्याप्तिरिति चेन्न । उक्तपक्षताश्रयत्वस्य पक्षलक्षणत्वात् । सपक्षलक्षणमाह । निश्चितेति । विपक्षलक्षणमाह । निश्चितेति ॥ ४५ ॥**

જેના ઉપર સાધ્ય છે કે નહી એ માટે સંદેહ હોય છે તે પક્ષ છે એમ પ્રાચીનોના મતને અનુસરિને પક્ષનું લક્ષણ કહ્યું છે. પરંતુ તે ઉપર બે પ્રકારની અવ્યાપ્તિ આવે છે. તે પૈકી પ્રથમ એ છે કેઃ **आत्मा वा**

**आत्मा वा अरे श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः** એવી એક શ્રુતિ છે. આ શ્રુતિમાં આત્માનું શ્રવણ કરવું, મનન કરવું, વિગેરે કહ્યું છે. એ પૈકી આત્માનું શ્રવણ કરવું એટલે વેદમાં આત્માના સ્વરૂપ માટે જે કાંઈ કહ્યું હોય તેનું શ્રવણ કરવું; અને તે વિષે મનન કરવું એટલે શ્રુતિએ આત્માના સ્વરૂપવિષયક કહેલી વાતો બરોબર ઘટે છે કે નહી એના માટે અનુમાનાદિકના સાહાય્યથી વિચાર કરવો એવો એ વૈદિક વાક્યનો અર્થ છે. પરંતુ વેદવાક્ય એ આપ્તવાક્ય હોવાથી તે પ્રમાણભૂત છે. તેથી તે વેદવાક્યે આત્મા અમુક એક પ્રકારનો, ઉદાહરણાર્થ, નિત્ય છે એમ કહ્યું તો તે તેવો હોવોજ જોઇએ. અર્થાત્ આત્માના નિત્યત્વ વિષે આપણને શ્રવણ નંતર સંદેહ રહેવાનું બિલકુલ કારણ નથી. પણ શ્રવણનંતર આત્માનું મનન કરવું એમ શ્રુતિએ કહેલું છે. તેથી તે મનનમાં ક્વચિત્ 'આત્મા નિત્ય છે' એ અનુમાનથી સિદ્ધ કરી જોવાનો પ્રસંગ આવે તો ત્યાં અનુમાન સંભવશે નહી. કારણ કે હમણા આપણે કરેલા પક્ષના લક્ષણ પ્રમાણે સાધ્યસંદેહ હશે ત્યારે જ અનુમાન પ્રવૃત્ત થશે, તે વિના થશે નહી. અને આત્માના નિત્યત્વ વિષે તો શબ્દપ્રમાણના આધારથી સંદેહ બિલકુલ રહેલો નથી. તો પછી ત્યાં અનુમાન સંભવશેજ નહી. પણ તેમ કહી શકાય નહી. કારણ કે 'મનન કરવું' એમ જે શ્રુતિએ વિધિવાક્ય કહ્યું છે તે અનુમાન સંભવતું નહત તો ન કહ્યું હત. એ ઉપરથી સંદેહ નહિ છતાં પણ અનુમાન સંભવે છે એ સિદ્ધ થયું. પરંતુ એવા અનુમાન માંહેલા પક્ષને વિષે **संदिग्धसाध्यवत्त्व** એ પક્ષનું લક્ષણ આવી શકતું નથી. માટે ત્યાં અવ્યાપ્તિદોષ ઉત્પન્ન થયો. દીપિકા માંહેલાં શબ્દ ઉપરથી આત્માજ સાધ્ય રાખવો એવો અભિપ્રાય જણાય છે. પણ પૂર્વોક્ત ઉદાહરણમાં નિત્યત્વ એ સાધ્ય રાખેલ છે. માટે આત્મા એ સાધ્ય કરવા સારૂં એવું ઉદાહરણ લેવું કેઃ **इदं सर्वं यदयमात्मा.** અહીં આત્મા સાધ્ય છે ને શ્રવણના યોગથી તે સાધ્ય વિષે સંદેહ રહેલો નથી. તો પણ 'આ સર્વ આત્માજ છે' એ આપણને અનુમાનથી સિદ્ધ કરતા આવે છે. એટલે સંદેહ નહી છતાં પણ અનુમાન થાય છે. શ્રવણના યોગથી આત્મા વિષે સંદેહ નથી એટલે આત્મસંબંધી ધર્મ વિષે પણ સંદેહ રહેતો નથી એવા અર્થના અભિપ્રાયથી પેહેલું ઉદાહરણ આપેલું છે અને બીજું યથાશ્રુત

અર્થ લઇને આપેલું છે એમ જાણવું. આ અવ્યાપ્તિ શબ્દપ્રમાણથી સંદેહનિવૃત્તિ થયેલી હોવાથી ઉત્પન્ન થઈ છે. પરંતુ ક્યારેક પ્રત્યક્ષપ્રમાણથી સંદેહનિવૃત્તિ થવાથી પણ એવી અવ્યાપ્તિ ઉત્પન્ન થઈ શકે છે. ઉદાહરણાર્થે, પર્વત ઉપર વન્હિ છે એ પ્રત્યક્ષ આપણે જોતા હોઇએ તો પણ અનુમાનથી વન્હિ સિદ્ધ કરવો એવી આપણુને ઇચ્છા ઉત્પન્ન થાય તો અહીં વન્હિ વિષે બિલકુલ સંદેહ નથી, તો પણ આપણુને તે માટે અનુમાન કરતા આવે છે. એવા અનુમાન માંહેલા પક્ષના વિષે પણ **संदिग्धसाध्यवत्त्व** એ પક્ષનું લક્ષણ આવી શકતું નથી. માટે અહીં પણ અવ્યાપ્તિ દોષ ઉત્પન્ન થાય છે. આ બન્ને અવ્યાપ્તિનું નિવારણ કરવા સારૂ અમો એ પક્ષનું લક્ષણ પડતું મુકિએ છીએ ને બીજું કરિએ. તે એ કે **सिषाधयिषाविरहसहकृतसिद्धभावः पक्षता** એવું પક્ષતાનું લક્ષણ પૂર્વે અમે કરેલું છે. તે પક્ષતા જ્યાં રહેતી હોય તે પક્ષ છે. એવું લક્ષણ કરિએ એટલે અવ્યાપ્તિઓનું નિવારણ થશે. જ્યાં સાધ્ય છે એવું ખાત્રીથી ખબર હોય છે તે સપક્ષ છે. પર્વત ઉપર વન્હિ છે કે નહી એ માટે સંશય હોય છે. પરંતુ મહાનસમાં જ્યાં ધૂમ હોય છે ત્યાં વન્હિ હોય છે એ આપણુને ખાત્રીથી ખબર હોય છે; માટે મહાનસ એ સપક્ષ છે. અને સાધ્યનો અભાવ જ્યાં રહે છે એવું આપણુને ખાત્રીથી ખબર હોય છે તે વિપક્ષ છે. મહાહ્રદમાં વન્હિ કોઈ વખતે પણ હોવાનો નથી એ આપણુને પાકી ખબર છે; માટે મહાહ્રદ એ વિપક્ષ છે. ॥ ૪૫ ॥

હેતુ બે પ્રકારનો હોય છે; એક સદ્ધેતુ અને બીજો અસદ્ધેતુ. તે પૈકી સદ્ધેતુનુ વિવરણ અહીં સુધી કર્યું. પરંતુ કેવલ સદ્ધેતુનુંજ જ્ઞાન થવું ઉપયોગી નથી. તો અસદ્ધેતુનું પણ જ્ઞાન થવું જોઇએ. એટલે અસદ્ધેતુનો પરિહાર કરિને સદ્ધેતુના સ્વીકારથી અનુમિતિજ્ઞાન પ્રાપ્ત કરવું શક્ય થાય છે. એટલા માટે અસદ્ધેતુનું અત્રે નિરૂપણ કરે છેઃ—

**सव्यभिचारविरुद्धसत्प्रतिपक्षासिद्धबाधिताः पंच हेत्वाभासाः । सव्यभिचारोऽनैकांतिकः । स त्रिविधः । साधारणासाधारणानुपसंहारिभेदात् ।**

तत्र साध्याभाववद्वृत्तिःसाधारणोऽनैकांतिकः यथा पर्वतो वन्हिमान्प्रमेयत्वादिति । प्रमेयत्वस्य वन्ह्य भाववति ह्रदे विद्यमानत्वात् । सर्वसपक्षविपक्षव्यावृत्तोऽसाधारणः । यथा शब्दो नित्यः शब्दत्वादिति । शब्दत्वं सर्वेभ्यो नित्येभ्योऽनित्येभ्यश्च व्यावृत्तं शब्दमात्रवृत्ति । अन्वयव्यतिरेकदृष्टांतरहितोऽनुपसंहारी । यथा सर्वमनित्यं प्रमेयत्वादिति । अत्र सर्वस्यापिपक्षत्वाद्दृष्टांतो नास्ति । साध्याभावव्याप्तो हेतुर्विरुद्धः । यथा शब्दो नित्यः कृतकत्वादिति । कृतकत्वं हि नित्यत्वाभावेनानित्यत्वेन व्याप्तम् । यस्य साध्याभावसाधकं हेत्वंतरं विद्यते स सत्प्रतिपक्षः । यथा शब्दो नित्यः श्रावणत्वाच्छब्दत्ववदिति । शब्दोऽनित्यः कार्यत्वाद्धटवदिति । असिद्धस्त्रिविधः । आश्रयासिद्धः स्वरूपासिद्धो व्याप्यत्वासिद्धश्चेति । आश्रयासिद्धो यथा गगनारविंदं सुरभ्यरविंदत्वात्सरोजारविंदवत् । अत्र गगनारविंदमाश्रयः । स च नास्त्येव । स्वरूपासिद्धो यथा शब्दो गुणश्चाक्षुषत्वात् । अत्र चाक्षुषत्वं शब्दे नास्ति । शब्दस्य श्रावणत्वात् । सोपाधिको हेतुर्व्या-

प्यत्वासिद्धः । साध्यव्यापकत्वे सति साधनाव्यापक उपाधिः । साध्यसमानाधिकरणात्यंताभावाप्रतियोगित्वं साध्यव्यापकत्वम् । साधनवन्निष्ठात्यंताभावप्रतियोगित्वं साधनाव्यापकत्वम् । पर्वतो धूमवान्वन्हिमत्त्वादित्यत्रार्द्रेंधनसंयोग उपाधिः । तथाहि । यत्र धूमस्तत्रार्द्रेंधनसंयोग इति साध्यव्यापकता । यत्र वन्हिस्तत्रार्द्रेंधनसंयोगो नास्त्ययोगोलक आर्द्रेंधनसंयोगाभावादिति साधनाव्यापकता । एवं साध्यव्यापकत्वे सति साधनाव्यापकत्वादार्द्रेंधनसंयोग उपाधिः । सोपाधिकत्वाद्वन्हिमत्त्व व्याप्यत्वासिद्धम् । यस्य साध्याभावः प्रमाणांतरेण निश्चितः स बाधितः । यथा वन्हिरनुष्णो द्रव्यत्वादिति । अत्रानुष्णत्वं साध्यं तदभाव उष्णत्वं स्पार्शनप्रत्यक्षेण गृह्यत इति बाधितत्वम् ॥ ४६ ॥

સવ્યભિચાર, વિરૂદ્ધ, સત્પ્રતિપક્ષ, અસિદ્ધ અને બાધિત આ પાંચ હેત્વાભાસ છે. એ પૈકી જે અનૈકાંતિક હોય છે તે સવ્યભિચાર છે. તે સાધારણ, અસાધારણ અને અનુપસંહારિ, એવા ત્રણ પ્રકારનો છે. આ ત્રણ પૈકી સાધ્યનો અભાવ જ્યાં રહે છે ત્યાં રહેનારો જે હેતુ તે સાધારણ છે. ઉદાહરણાર્થ, 'પર્વત વન્હિમાન્ છે કારણ કે તેના ઉપર પ્રમેયત્વ છે;' આ અનુમાન માંહેલો પ્રમેયત્વ એ હેતુ સાધારણ છે. કારણ

કે આ અનુમાન માંહેલું સાધ્ય જે વન્હિ તેનો અભાવ હ્રદને વિષે છે, અને ત્યાં પ્રમેયત્વ એ હેતુ છે. કારણ કે હ્રદ એ જાણવાને યોગ્ય એવો પદાર્થ-પ્રમેય-છે. સર્વ સપક્ષ અને વિપક્ષ એમનાથી વ્યાવૃત્ત થયેલો જે હેતુ હોય છે તે અસાધારણ છે. ઉદાહરણાર્થ, 'શબ્દ નિત્ય છે, કારણ કે તેના વિષે શબ્દત્વ રહે છે;' આ સ્થલે નિત્યત્વ એ સાધ્ય છે. માટે સર્વ નિત્ય વસ્તુ સપક્ષ છે, અને સર્વ અનિત્ય વસ્તુ વિપક્ષ છે. શબ્દત્વ એ હેતુ એવો છે કે તે નિત્ય કિંવા અનિત્ય એ પૈકી કોઈ પણ વસ્તુના વિષે રહેતો નથી, તે તો ફક્ત શબ્દના વિષે માત્ર રહે છે. માટે સર્વ સપક્ષ અને વિપક્ષ એમનાથી વ્યાવૃત્ત થનારો શબ્દત્વ એ હેતુ અસાધારણ છે. જેના અન્વયવ્યાપ્તિને અને વ્યતિરેકવ્યાપ્તિને દૃષ્ટાંત મળી શકતો નથી એવો જે હેતુ તે અનુપસંહારિ છે. ઉદાહરણાર્થ, 'સર્વ અનિત્ય છે, કારણ કે તે પ્રમેય છે;' અહીં સર્વ યચ્ચયાવત્ વસ્તૂનો પક્ષમાં અંતર્ભાવ થયેલો હોવાથી દૃષ્ટાંત આપવાને કાંઈ પણ રહ્યુંજ નથી. માટે અહીંનો હેતુ અનુપસંહારિ છે. જે હેતુ સાધ્યાભાવવ્યાપ્ત હોય છે તે વિરૂદ્ધ છે. ઉદાહરણાર્થ, 'શબ્દ નિત્ય છે, કારણ કે તે કૃતક-કૃત્રિમ-છે;' અહીં નિત્યત્વ એ સાધ્ય છે અને તેનો અભાવ એટલે અનિત્યત્વ એનાથી અહીંનો કૃતકત્વ એ હેતુ વ્યાપ્ત છે. કારણ કે જ્યાં જ્યાં કૃતકત્વ હોય છે ત્યાં ત્યાં અનિત્યત્વ હોય છે એમ આપણે જોઇએ છીએ. જે કૃતક હોય છે તે નિત્ય હોતું નથી. માટે અહીં વિરૂદ્ધ એ હેત્વાભાસ છે. જે હેતુના સાધ્યના અભાવનો સાધક એવો બીજો હેતુ હોય છે તે સત્પ્રતિપક્ષ છે. ઉદાહરણાર્થ, 'શબ્દ નિત્ય છે, કારણ કે તે શ્રાવણ-શ્રવણેંદ્રિયથી ગ્રહણ કરવા યોગ્ય-છે, જેમ શબ્દત્વ;' અને 'શબ્દ અનિત્ય છે, કારણ કે તે કાર્ય-ઉત્પન્ન થયેલો; કૃતક-છે, જેમ ઘટ;' આ બે અનુમાન પૈકી પ્રથમ અનુમાનમાં શ્રાવણત્વ એ હેતુથી નિત્યત્વ એ સાધ્ય સિદ્ધ થાય છે. પરંતુ આ અનુમાન માંહેલાં નિત્યત્વ એ સાધ્યનો

અભાવ એટલે અનિત્યત્વ એ સિદ્ધ કરી આપનારો કાર્યત્વ એ હેતુ પુર્વોક્ત દ્વિતીયઅનુમાનમાં છે. માટે શ્રાવણત્વ એ સત્પ્રતિપક્ષ હેતુ છે. અસિદ્ધ ત્રણ પ્રકારનો છે. તે પ્રકાર આ છે: આશ્રયાસિદ્ધ, સ્વરૂપાસિદ્ધ અને વ્યાપ્યત્વાસિદ્ધ. એ પૈકી આશ્રયાસિદ્ધનુ ઉદાહરણ એ છે: 'ગગનારવિંદ-આકાશ માહેલું કમલ-સુરભિ છે, કારણ કે તેના ઉપર અરવિંદત્વ એ ધર્મ રહે છે; જ્યાં અરવિંદત્વ હોય છે ત્યાં સુરભિત્વ હોય છે, જેમ સરોવરમાં ઉત્પન્ન થયેલાં અરવિંદના વિષે હોય છે.' આ સ્થલે ગગનારવિંદ એ આશ્રય છે અને તેના ઉપર સુરભિત્વ રહે છે એ સિદ્ધ કરવાનું છે. પરંતુ તે આશ્રય જ પ્રસિદ્ધ નથી. કારણ કે અરવિંદ-કમળ-અગર જો કે પ્રસિદ્ધ છે તો પણ આકાશ માંહેનું અરવિંદ એ પ્રસિદ્ધ નથી. માટે ગગનારવિંદ એ આશ્રય જ નથી. તેથી અહીં આશ્રયાસિદ્ધ એ હેત્વાભાસ છે. સ્વરૂપાસિદ્ધનું ઉદાહરણ એ છે: 'શબ્દ નિત્ય છે, કારણ કે તે ચાક્ષુષ-ચક્ષુરિંદ્રિયથી ગ્રહણ કરવા યોગ્ય-છે;' આ સ્થલે ચાક્ષુષત્વ એ હેતુ સ્વરૂપાસિદ્ધ છે. કારણ કે શબ્દ એ પક્ષના વિષે ચાક્ષુષત્વ એ હેતુનો સ્વરૂપતઃજ અભાવ છે. કારણ કે શબ્દ એ ચક્ષુરિંદ્રિયગ્રાહ્ય નથી, શ્રોત્રેંદ્રિયગ્રાહ્ય છે. જે હેતુ સોપાધિક હોય છે તે વ્યાપ્યત્વાસિદ્ધ છે. સાધ્યવ્યાપક છતાં જે સાધનાવ્યાપક હોય છે તે ઉપાધિ છે. સાધ્યવ્યાપકત્વ એટલે સાધ્યસમાનાધિકરણાત્યંતાભાવાપ્રતિયોગત્વ; અને સાધનાવ્યાપકત્વ એટલે સાધનવન્નિષ્ઠાત્યંતાભાવપ્રતિયોગિત્વ છે. 'તે પર્વત ધુમવાન્ છે, કારણ કે તે વન્હિમાન્ છે;' આ સ્થલે આર્દ્રેંધન-લિલુંબળતણ-સંયોગ એ ઉપાધિ છે. કારણ કે આર્દ્રેંધનસંયોગ સાધ્યવ્યાપક હોઇને સાધનાવ્યાપક છે. જ્યાં ધુમ હોય છે ત્યાં આર્દ્રેંધનસંયોગ હોય છે, માટે તે સાધ્યવ્યાપક છે. અને જ્યાં વન્હિ હોય છે ત્યાં આર્દ્રેંધનસંયોગ હોતો નથી; જેમ કે તપાવેલા લોઢાના ગોળામાં વન્હિ હોય છે, પરંતુ આર્દ્રેંધનસંયોગ હોતો નથી. તેથી આર્દ્રેંધનસંયોગ એ સાધના-

વ્યાપક છે એ સિદ્ધ થાય છે. આ રીતે આર્દ્રેંધનસંયોગ એ સાધ્યવ્યાપક અને સાધનાવ્યાપક હોવાથી તે ઉપાધિ છે એમ ઠરે છે. અને અહીંને વન્હિમત્ત્વ એ હેતુ સોપાધિક એટલે આર્દ્રેંધનસંયોગ એ ઉપાધિથી સહિત હોવાથી તે વ્યાપ્યત્વાસિદ્ધ છે. જેના સાધ્યને અભાવ બીજાં પ્રમાણોથી નિશ્ચિત થયેલો હોય છે તે બાધિત છે. ઉદાહરણાર્થ, 'વન્હિ અનુષ્ણ છે, કારણ કે તે દ્રવ્ય છે;' આ સ્થલે અનુષ્ણત્વ એ સાધ્ય છે અને તેનો અભાવ એટલે ઉષ્ણત્વ એ વન્હિને વિષે છે એનું જ્ઞાન સ્પર્શજન્ય પ્રત્યક્ષથી આપણને થયેલું હોય છે. માટે દ્રવ્યત્વ એ હેતુ બાધિત છે ॥ ૪૬ ॥

एवं सद्धेतुं निरूप्यासद्धेतुं निरूपयति । सव्यभिचारेति । अनुमितिप्रतिबंधकयथार्थज्ञानविषयत्वं हेत्वाभासत्वम् । सव्यभिचारं विभजते । स त्रिविध इति । साधारणं लक्षयति । तत्रेति । उदाहरति । यथेति । असाधारणं लक्षयति । सर्वेति । अनुपसंहारिणो लक्षणमाह । अन्वयेति । विरुद्धं लक्षयति । साध्येति । सत्प्रतिपक्षं लक्षयति । यस्येति । असिद्धं विभजते । असिद्ध इति । आश्रयासिद्धमुदाहरति । गगनेति । स्वरूपासिद्धमुदाहरति । शब्देति । व्याप्यत्वासिद्धस्य लक्षणमाह । सोपाधिक इति । उपाधिलक्षणमाह । साध्येति । उपाधिश्चतुर्विधः । केवलसाध्यव्यापकः पक्षधर्मावच्छिन्नसाध्यव्यापकः साधनावच्छिन्नसाध्यव्यापक उदासीनधर्मावच्छिन्नसाध्यव्यापकश्चेति । आद्य आर्द्रेंधनसंयोगः । द्वितीयो यथा । वायुः प्रत्यक्षः प्रत्यक्षस्पर्शाश्रयत्वादिति । अत्र बहिर्द्रव्यत्वावच्छिन्नप्रत्यक्षत्वव्यापकमुद्भूतरूपवत्त्वम् । तृतीयो यथा । प्रध्वंसो विनाशी जन्यत्वादिति । अत्र जन्यत्वावच्छिन्नानित्यत्वव्यापकं भावत्वम् । चतुर्थो यथा । प्रागभावो विनाशी

प्रमेयत्वादिति । अत्र जन्यत्वावच्छिन्नानित्यत्वव्यापकं भावत्वम् । बाधितस्य लक्षणमाह । यस्येति । अत्र बाधस्य ग्राह्याभावनिश्चयत्वेन सत्प्रतिपक्षस्य विरोधिज्ञानसामग्रीत्वेन साक्षादनुमितिप्रतिबंधकत्वम् । इतरेषां तु परामर्शप्रतिबंधकत्वम् । तत्रापि साधारणस्याव्यभिचाराभावतया विरुद्धस्य सामानाधिकरण्याभावतया व्याप्यत्वासिद्धस्य विशिष्टव्याप्त्यभावतयासाधारणानुपसंहारिणोर्व्याप्तिसंशयाधायकत्वेन च व्याप्तिज्ञानप्रतिबंधकत्वम् । आश्रयासिद्धस्वरूपासिद्ध्योः पक्षधर्मताज्ञानप्रतिबंधकत्वम् । उपाधिस्तु व्यभिचारज्ञानद्वारा व्याप्तिज्ञानप्रतिबंधकः । सिद्धसाधनं तु पक्षताविघटतयाश्रयासिद्धेऽन्तर्भवतीति प्राचः । निग्रहस्थानांतरमिति नवीनाः ॥ ४६ ॥

અસદ્ધેતુનું હેત્વાભાસ એ અન્ય નામ છે. હેતુ જેવો જેનો આભાસ થાય છે, એટલે જે હેતુ જેવો ભાસે છે, પરંતુ વાસ્તવિક જે સદ્ધેતુ હોતો નથી તે હેત્વાભાસ છે. કિંવા, આભાસ એટલે મિથ્યાજ્ઞાન, દોષ, વિગેરે. હેતુના વિષે રહેનારો જે આભાસ એટલે દોષ તે હેત્વાભાસ, એટલે હેતુદોષ. એમ હોવાથી હેત્વાભાસના દુષ્ટહેતુ અને હેતુદોષ એવા બે અર્થ થાય છે. સવ્યભિચાર, વિરૂદ્ધ, સત્પ્રતિપક્ષ, અસિદ્ધ અને બાધિત એ દુષ્ટહેતુ છે અને વ્યભિચાર, વિરોધ, પ્રતિપક્ષ, અસિદ્ધિ અને બાધ એ હેતુદોષ છે. મૂલમાં દુષ્ટહેતુ ક્યાં તે કહ્યું છે. પરંતુ દોષ એટલે શું એ સમજ્યા વિના દુષ્ટહેતુનું યથાર્થજ્ઞાન થતું નથી માટે દોષનું લક્ષણ દીપિકામાં કહ્યું છે. તે એ છેઃ **अनुमितिप्रतिबंधकयथार्थज्ञानविषय जे होय छे ते हेत्वाभास** એટલે દોષ છે. એનો અર્થ ઉદાહરણથી સ્પષ્ટ કરવા સારૂ 'હ્રદ વન્હિમાન્ છે, કારણ કે તે ધૂમવાન્ છે' એ ઉદાહરણ લઇએ. પણ અહીં હ્રદ વન્હ્યભાવવાન્ છે એવું આપણને જ્ઞાન છે. અને એ જે જ્ઞાન આપણને છે તે યથાર્થ છે. આ યથાર્થજ્ઞાનના યોગથી આપણા પ્રસ્તુતના અનુમિતિને પ્રતિબંધ થાય છે. કારણ કે હ્રદ વન્હ્યભાવવાન્ છે

એમ આપણને ખબર છતાં 'હ્રદ વન્હિમાન્ છે' એવું અનુમાન કદાપિ કરી શકાશે નહી. માટે વન્હ્યભાવવાન્ હ્રદ છે એવું જે આપણું જ્ઞાન તે અનુમિતિપ્રતિબંધકયથાર્થજ્ઞાન છે. ઘટજ્ઞાનનો ઘટ એ વિષય હોય છે, ને પટજ્ઞાનનો ઘટ એ વિષય હોય છે; તેમ વન્હ્યભાવવાન્ હ્રદ છે એ જ્ઞાનનો વન્હ્યભાવવાન્ હ્રદ એ વિષય છે માટે વન્હ્યભાવવાન્ હ્રદ એ અહીં હેત્વાભાસ એટલે દોષ છે. અને આ દોષથી વિશિષ્ટ જે હેતુ તે દુષ્ટહેતુ છે. પૂર્વોક્ત લક્ષણમાં **અનુમિતિ** એવું જે પદ છે તેનો અજહલ્લક્ષણાથી અનુમિતિ અને તેનું કરણ એટલો અર્થ લેવો. એટલે પ્રત્યક્ષઅનુમિતિ કિંવા તેનું કરણ, એટલે પરામર્શ, એ પૈકી કોઇ પણ એકને પ્રતિબંધ કરનારા યથાર્થજ્ઞાનનો જે વિષય હોય છે તે હેત્વાભાસ, એટલે દોષ, છે એવો તે લક્ષણનો અર્થ થશે. એટલે તેના યોગથી આ હેત્વાભાસના–હેતુ દોષના–લક્ષણમાં વ્યભિચારાદિક દોષોનો સમાવેશ જે થવો જોઈએ છે તે થશે. વ્યભિચાર એ દોષ પ્રત્યક્ષઅનુમિતિપ્રતિબંધક નથી. તો વ્યભિચારના યોગથી વ્યાપ્તિજ્ઞાન સંભવતું નથી, ને વ્યાપ્તિજ્ઞાન ન હોવાથી પરામર્શ સંભવતો નથી, અને પરામર્શ ન હોવાથી અનુમિતિ સંભવતી નથી. આ પ્રમાણે વ્યભિચાર એ પરંપરાથી અનુમિતિ પ્રતિબંધક છે. તો પણ તે સાક્ષાત્ અનુમિતિપ્રતિબંધક ન હોવાથી પેહેલું હેત્વાભાસનું લક્ષણ તેના ઉપર આવતું ન્હોતું પરંતુ હવે અનુમિતિનો અર્થ અનુમિતિ અને તત્કરણ એવો કરવાથી વ્યભિચારાદિક દોષ સાક્ષાત્ અનુમિતિના પ્રતિબંધક નથી તો પણ તેના ઉપર હેત્વાભાસના લક્ષણની અવ્યાપ્તિ આવી શકતી નથી. હવે સદહું હેત્વાભાસના લક્ષણમાં **યથાર્થ** એ જે પદ યોજ્યું છે તેનો શું ઉપયોગ છે તે જોઇએ. 'પર્વત વન્હિમાન્ છે' એવી આપણે અનુમિતિ કરિએ છીએ. એટલામાં આપણને એવો ભ્રમ થયો કે પર્વત ઉપર વન્હિ નથી. 'પર્વત ઉપર વન્હિ નથી' એ જ્ઞાન 'પર્વત વન્હિમાન્ છે' એ અનુમિતિને પ્રતિબંધક થાય છે. વન્હ્યભાવનું જ્ઞાન અનુમિતિપ્રતિબંધક હોવાથી તે જ્ઞાનનો વિષય જે વન્હ્યભાવ તેના ઉપર દોષનું લક્ષણ આવે છે. ને એમ થયું એટલે એ દોષ વડે સામાનાધિકરણ્યસંબંધથી યુક્ત થનારો પ્રકૃત અનુમાન માંહેલો ધૂમરૂપ હેતુ દુષ્ટ થશે. પરંતુ વન્હિવિષયક અનુમાનમાં ધૂમ એ હેતુ કોઈ પણ સ્થલે દુષ્ટ માનેલો નથી. માટે એ

અનિષ્ટ પ્રસંગ ટાળવા સારૂ **યથાર્થ** એ પદ યોજવાની જરૂર છે. તેથી અનુમિતિને પ્રતિબંધ કરનારૂ જે જ્ઞાન હોય છે તે ભ્રમાત્મક એટલે અયથાર્થ હોતું ન જોઇએ, તો તે યથાર્થજ હોતું જોઇએ. માટે સદહું લક્ષણમાં **યથાર્થ** એ પદ યોજ્યું છે. આ પ્રમાણે હેતુદોષનું લક્ષણ છે. ને એ હેતુદોષ જેમાં હોય છે તે દુષ્ટહેતુ કિંવા હેત્વાભાસ છે.

આ હેત્વાભાસ પૈકી સવ્યભિચાર એ અનૈકાંતિક છે. સવ્યભિચાર એટલે જેમાં વ્યભિચાર એ દોષ હોય છે તે. સપક્ષસત્ત્વ અને વિપક્ષવ્યાવૃત્તિ એ જે નિયમ તેનો અભાવ જ્યાં હોય ત્યાં વ્યભિચાર એ દોષ ઉત્પન્ન થાય છે. દંડવાન્ પુરૂષ એના અભાવ પ્રમાણેજ એ વિશિષ્ટઅભાવ હોવાથી તે ત્રણ પ્રકારે સંભવે છે. જ્યારે વિપક્ષવ્યાવૃત્તિ હોતી નથી ત્યારે, જ્યારે સપક્ષસત્ત્વ હોતું નથી ત્યારે, અને જ્યારે સપક્ષસત્ત્વ તથા વિપક્ષવ્યાવૃત્તિ આ બન્ને પણ હોતા નથી ત્યારે, એવા ત્રણ પ્રસંગે સવ્યભિચારહેત્વાભાસ ઉત્પન્ન થઇ શકે છે. અર્થાત્ જ્યારે હેતુ વિપક્ષ ઉપર હોય છે ત્યારે સાધારણહેત્વાભાસ થાય છે. જ્યારે હેતુ સપક્ષ ઉપર હોતો નથી ત્યારે અસાધારણહેત્વાભાસ થાય છે. અને જ્યારે હેતુ સપક્ષ ઉપર હોતો નથી તથા વિપક્ષ ઉપર પણ હોતો નથી ત્યારે અનુપસંહારિહેત્વાભાસ થાય છે. અનુપસંહારિમાં વસ્તુમાત્ર પક્ષ થયેલ હોવાથી સપક્ષ અને વિપક્ષ એજ મુદ્દલમાં સંભવતા નથી તો પછી હેતુનું ત્યાં સત્ત્વ કિંવા ત્યાંથી તેની વ્યાવૃત્તિ એ ક્યાંથીજ સંભવે? આ સવ્યભિચારનેજ અનૈકાંતિક એ પ્રાચીનોની સંજ્ઞા છે. અનૈકાંતિકનો અર્થ એ છે: 'શબ્દ નિત્ય છે, કારણ કે તે સ્પર્શવાન્ છે;' એવું એક ઉદાહરણ આપણે લઇએ તો અહીં નિત્યત્વ એ એક અંત–બાજુ–પક્ષ–અને અનિત્યત્વ એ બાજો અંત છે. જે હેતુ નિત્ય એકજ અંતરાહવર્તમાન હોય છે તે ઐકાંતિક છે. અને જે તેવો હોતો નથી તે અનૈકાંતિક છે. પૂર્વોક્ત સ્પર્શવત્ત્વ એ હેતુ નિત્યના વિષે છે અને અનિત્યના વિષે પણ છે. માટે તે હેતુ અનૈકાંતિક છે. સાધારણ અનૈકાંતિક અને વિરૂદ્ધ એમાં સાધ્યાભાવના વિષે હેતુ રહે છે. 'પર્વત વન્હિમાન્ છે, કારણ કે તે પ્રમેય છે;' અહીં સાધ્યાભાવ જ્યાં છે એવા ત્હદના વિષે પ્રમેયત્વ એ હેતુ રહે છે. અને 'શબ્દ નિત્ય છે, કારણ કે તે કૃતક છે;' અહીં પણ સાધ્યાભાવ જ્યાં છે એવા ઘટાદિકના

વિષે કૃતકત્વ એ હેતુ રહે છે. એમ હોવાથી એ બેમાં ઘણું સામ્ય છે. પરંતુ એ બેમાં ફરક પણ છે તે એવો કે સાધારણઅનૈકાંતિક માંહેલો પ્રમેયત્વ એ હેતુ સપક્ષ ઉપર પણ રહે છે. કારણ કે મહાનસ, અયોગોલક વિગેરે પ્રમેય છે. પરંતુ વિરૂદ્ધ માંહેલો કૃતકત્વ એ હેતુ સપક્ષ ઉપર કદાપી રહેતો નથી. કારણ કે આકાશાદિ કોઈ પણ નિત્યવસ્તુ કૃતક નથી. ને એમ હોવાથીજ **सपक्षविपक्षवृत्तित्व** એવું કેટલાએક સાધારણનું લક્ષણ કરે છે. અસાધારણઅનૈકાંતિક અને વિરૂદ્ધ એમનામાં ફરક છે તે એવો છે કે, અસાધારણહેતુ વિપક્ષ ઉપર રહેતો નથી, પરંતુ વિરૂદ્ધહેતુ વિપક્ષ ઉપર રહે છે.

સત્પ્રતિપક્ષ એટલે જેને પ્રતિપક્ષ છે તે. પ્રતિપક્ષ એટલે સાધ્યાભાવસાધક એવો જે બીજો હેતુ હોય છે તે. 'શબ્દ નિત્ય છે, કારણ કે તે શ્રાવણ છે;' અહીંનો શ્રાવણત્વ એ આપણો પેહેલો હેતુ છે એવી આપણે કલ્પના કરિએ. હવે અહીંના સાધ્યના અભાવનો સાધક એવો જે બીજો હેતુ હશે તે પેહેલાની સાથે સમબલ હોવો જોઇએ. તોજ તે પ્રતિપક્ષ થઈ શકે. પેહેલાં કરતાં બીજો અધિકબલ હશે તો બીજાથી પેહેલાંનો બાધ થશે. અને તે સત્પ્રતિપક્ષનું ઉદાહરણ ન થતાં બાધિત એ હેત્વાભાસનું ઉદાહરણ થઈ પડશે. અને પેહેલાં કરતાં બીજો ન્યૂનબલ હશે તો બીજાનો પેહેલાંના યોગથી બાધ થઇને પેહેલું ખરૂં અનુમાન ઠરશે. વિરૂદ્ધ અને સત્પ્રતિપક્ષ એમનામાં ભેદ છે તે એકે વિરૂદ્ધમાં એકજ હેતુ હોય છે અને સત્પ્રતિપક્ષમાં બે હેતુ હોય છે.

અસિદ્ધ એ હેત્વાભાસમાં અસિદ્ધિ એ દોષ હોય છે. અસિદ્ધિ એટલે સિદ્ધિનો અભાવ. અને સિદ્ધિ એટલે **व्याप्तस्य पक्षधर्मताप्रतीतिः** એનો અર્થ એ છે: વ્યાપ્ત એટલે વ્યાપ્તિવિશિષ્ટ જે હેતુ તે પક્ષ ઉપર છે એવા વિષેનું જ્ઞાન, અર્થાત્ વ્યાપ્તિવિશિષ્ટપક્ષધર્મતાજ્ઞાન, એટલે પરામર્શ. અસિદ્ધિ એટલે પરામર્શપ્રતિબંધકજ્ઞાનવિષયધર્મ. અર્થાત્ જેના યોગથી પરામર્શગ્રહણને પ્રતિબંધ થાય છે તે અસિદ્ધિ છે એવો અર્થ થયો. હવે **व्याप्तिविषयकं हेतोः पक्षधर्मताज्ञानम्** એ પરામર્શના લક્ષણ પ્રમાણે જોતાં વ્યાપ્તિ, હેતુ અને પક્ષ એ પૈકી કોઈના પણ જ્ઞાનને પ્રતિબંધ થાય તો ત્યાં પરામર્શને પ્રતિબંધ થવાનોજ, અને ત્યાં અસિદ્ધિ એ દોષ ઉત્પન્ન

થશે. માટે જ્યારે વ્યાપ્તિજ્ઞાનને પ્રતિબંધ થાય છે ત્યારે વ્યાપ્યત્વાસિદ્ધ, હેતુજ્ઞાનને પ્રતિબંધ થાય છે ત્યારે સ્વરૂપાસિદ્ધ અને પક્ષજ્ઞાનને પ્રતિબંધ થાય છે ત્યારે આશ્રયાસિદ્ધ એમ ત્રણ ભિન્ન ભિન્ન હેત્વાભાસ ઉત્પન્ન થાય છે. તે પૈકી આશ્રયાસિદ્ધને વિષે જે આશ્રયાસિદ્ધિદોષ હોય છે તેનું **पक्षे पक्षतावच्छेदकाविरहः** એ લક્ષણ છે. 'ગગનારવિંદ સુરભિ છે, કારણ કે તેના ઉપર અરવિંદત્વ રહે છે;' અહીં અરવિંદ એ પક્ષ છે. અને ગગનીયત્વ એ પક્ષતાવચ્છેદક છે. પણ એ ગગનીયત્વ પક્ષ ઉપર રહેતું નથી. એટલે અરવિંદ એ વસ્તુ અગર જો કે છે તો પણ આકાશ માંહેલું અરવિંદ એ વસ્તુ તો છેજ નહી. એમ હોવાથી અરવિંદત્વ એ હેતુ આશ્રયાસિદ્ધ છે. આશ્રય એટલે પક્ષ. સ્વરૂપાસિદ્ધ માંહેલો દોષ જે સ્વરૂપાસિદ્ધિ તેનું લક્ષણ **पक्षे हेत्वभावः** એ છે. 'શબ્દ ગુણ છે, કારણ કે તે ચાક્ષુષ છે.' અહીં શબ્દ એ પક્ષ ઉપર ચાક્ષુષત્વ એ હેતુ રહેતો નથી. માટે તે હેતુ સ્વરૂપાસિદ્ધ છે.

અસિદ્ધના ત્રણ ભેદ પૈકી વ્યાપ્યત્વાસિદ્ધ એ ત્રીજો છે. વ્યાપ્યત્વાસિદ્ધિ એટલે વ્યાપ્તિનો અભાવ. એ અભાવ બે રીતે સંભવે છે. કારણ કે વ્યાપ્તિ એટલે વ્યભિચારવિરહવિશિષ્ટસહચારજ્ઞાન છે. સહચારજ્ઞાન ન હોય, કિંવા વ્યભિચારજ્ઞાન હોય એટલે વ્યાપ્તિનો અભાવ પ્રાપ્ત થાય છે. હવે સહચાર બિલકુલ છે નહી અને વ્યભિચાર માત્ર છે એવા પ્રકારના આ ત્રીજા સ્થલે પણ વ્યાપ્તિ સંભવે નહીં એ ખરૂં છે. પણ હેત્વાભાસ એટલે તે હેતુજેવો કાંઇપણ ભાસવો જોઇએ. પરંતુ જેનો સાધ્ય સાથે સહચાર બિલકુલ છે જ નહી ને વ્યભિચાર માત્ર પ્રસિદ્ધ છે તે હેતુ જેવો ક્યાંથી ભાસે! એમ હોવાથી પ્રકૃતાનુપયોગિત્વના લિધે એ તૃતીય પ્રકારનો વિચાર કરવાનું જ કાંઈ કારણ નથી. હેતુ અને સાધ્ય એમનામાં સહચાર છે એમ માનવાને કાંઈ પણ પ્રમાણ નહી હોય તો ત્યાં વ્યાપ્ત્યાભાવના લીધે વ્યાપ્યત્વસિદ્ધહેત્વાભાસ ઉત્પન્ન થાય છે તે એક; અને જ્યાં ઉપાધિ હોય છે ત્યાં હેતુ અને સાધ્ય એમના વ્યભિચારનું જ્ઞાન આપણને થાયછે, તેથી ત્યાં વ્યાપ્ત્યાભાવ ઉત્પન્ન થાય છે, ને તેના લીધે જે વ્યાપ્યત્વાસિદ્ધહેત્વાભાસ થાય છે તે બીજો. એને જ સોપાધિક કહે છે. પરંતુ મૂલ કર્તાએ—શ્રી અન્નંભટ્ટે-વ્યાપ્યત્વાસિદ્ધ એટલે સોપાધિક એટલુંજ લક્ષણ કર્યું

છે તે ઉપરથી વ્યાપ્યત્વાસિદ્ધના અત્રે દર્શાવેલા બે પ્રકાર પૈકી પહેલો તે મને સંમત નહી હશે એમ દેખાય છે. સોપાધિકહેતુ એટલે જેને ઉપાધિ છે એવો હેતુ. જે સાધ્યવ્યાપક છતાં સાધનાવ્યાપક હોય છે તે ઉપાધિ. સાધ્યસમાનાધિકરણાત્યંતાભાવાપ્રતિયોગિ જે હોય છે તે સાધ્યવ્યાપક છે. ઉદાહરણાર્થે, 'પર્વત ધૂમવાન્ છે, કારણ કે તે વન્હિમાન્ છે;' અહીં આર્દ્રેંધનસંયોગ એ સાધ્યવ્યાપક છે. કારણ કે અહીંનો સાધ્ય જે ધૂમ તે જે જે અધિકરણ ઉપર રહેછે તે તે સ્થલે રહેનારા જે ઘટપટાદિક વસ્તના અત્યંતાભાવ તે પૈકી કોઈ પણ અત્યંતાભાવનો આર્દ્રેંધનસંયોગ એ પ્રતિયોગિ નથી, એટલે ધૂમ એ સાધ્ય જે જે સ્થલે હોય છે તે તે પૈકી કોઈ પણ સ્થલે આર્દ્રેંધનસંયોગનો અત્યંતાભાવ રહેતો નથી, અર્થાત્ જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં આર્દ્રેંધનસંયોગ હોય જ છે. સાધનાવ્યાપક એટલે સાધનવન્નિષ્ઠાત્યંતાભાવપ્રતિયોગિ જે હોય છે તે. પૂર્વોક્ત અનુમાનમાં આર્દ્રેંધનસંયોગ એ સાધનાવ્યાપક છે. કારણ કે અહીંનું સાધન એટલે વન્હિ એ જ્યાં રહેછે ત્યાં રહેનારા જે ઘટપટાદિકના અત્યંતાભાવ તે માંહેલા એક અત્યંતાભાવનો આર્દ્રેંધનસંયોગ એ પ્રતિયોગિ છે, એટલે વન્હિ જ્યાં રહેછે ત્યાં આર્દ્રેંધનસંયોગનો અભાવ રહેછે, અર્થાત્ જ્યાં જ્યાં વન્હિ હોય છે ત્યાં ત્યાં આર્દ્રેંધનસંયોગ હોયજ છે એમ નથી. કારણ કે લોઢાના તપાવેલા ગોળામાં વન્હિ હોય છે પણ ત્યાં આર્દ્રેંધનસંયોગ હોતો નથી. તેથી આર્દ્રેંધનસંયોગ એ સાધ્યવ્યાપક છતાં સાધનાવ્યાપક હોવાથી ઉપાધિ છે એ સિદ્ધ થયું. આર્દ્રેંધનસંયોગ એ ઉપાધિ વન્હિમત્ત્વ એ હેતુને હોવાથી વન્હિમત્ત્વ એ હેતુ વ્યાપ્યત્વાસિદ્ધ છે. ઉપાધિ ચાર પ્રકારનો છે; કેવલ સાધ્યવ્યાપક, પક્ષધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક, સાધનાવચ્છિન્નસાધ્યવ્યાપક અને ઉદાસીનધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક. અહીં ઉદાસીનધર્મ એટલે પક્ષધર્મ અને સાધનધર્મ એમનાથી ભિન્નધર્મ એમ અર્થ સમજવો. પહેલાં પ્રકારના ઉપાધિનું આર્દ્રેંધનસંયોગ એ ઉદાહરણ આપેલું છે. બીજા ઉપાધિનું ઉદાહરણ આ પ્રમાણે છેઃ 'વાયુ પ્રત્યક્ષ છે, કારણ કે તે પ્રત્યક્ષસ્પર્શાશ્રય છે.' અહીં ઉદ્દ્ભૂતરૂપવત્ત્વ એ ઉપાધિ છે. **શંકાઃ**—ઉદ્દ્ભૂતરૂપવત્ત્વ એ ઉપાધિ થઈ શકતો નથી. કારણ કે ઉદ્દ્ભૂતરૂપવત્ત્વ એ સાધ્યવ્યાપક નથી. કારણ કે અહીં પ્રત્યક્ષત્વ એ સાધ્ય છે, અને જ્યાં પ્રત્યક્ષત્વ છે ત્યાં ઉ-

દ્ભૂતરૂપવત્ત્વ છે એવો નિયમ નથી. કારણ કે આત્માનું પ્રત્યક્ષ થાય **છે,** પણ ત્યાં રૂપ બિલકુલ રહેતું નથી. આ પ્રમાણે ઉદ્ભુતરૂપવત્ત્વ એના ઉપર ઉપાધિના લક્ષણની અવ્યાપ્તિ આવે છે. **समाधानः**—એ અવ્યાપ્તિનું નિ-વારણ કરવા સારૂં ઉપાધિના લક્ષણ માંહેલા સાધ્ય એ શબ્દને પક્ષધર્માવ-ચ્છિન્ન એવું અમો વિશેષણ આપીએ છીએ. ને સાધ્ય જે ધર્મથી વિશિષ્ટ હશે તેજ ધર્મથી સાધન પણ વિશિષ્ટ હોવું જોઇએ. તેથી હવે ઉપાધિનું **पक्षधर्मावच्छिन्नसाध्यव्यापकत्वे सति पक्षधर्मावच्छिन्नसाधनाव्यापकत्वम्** આ પ્રમાણે લક્ષણ થયું. જે પ્રત્યક્ષ હોય છે તે ઉદ્ભૂતરૂપ હોય છે આ વ્યાપ્તિને આત્માને વિષે બાધ આવે છે. પરંતુ બહિર્દ્રવ્યોના વિષે તે વ્યાપ્તિ ખરી ઠરે છે. કારણ કે બહિર્દ્રવ્યનું જ્યાં પ્રત્યક્ષ થાય છે ત્યાં ઉદ્ભૂતરૂપવત્ત્વ હોય છે એમ આપણે ઘટાદિકના વિષે જોઇએ છીએ. એ-ટલે ઉદ્ભૂતરૂપવત્ત્વ એ બહિર્દ્રવ્યત્વાવચ્છિન્નપ્રત્યક્ષત્વનું વ્યાપક છે. પરંતુ બહિર્દ્રવ્યત્વ એ પક્ષધર્મ છે. કારણ કે અહીંનો પક્ષ જે વાયુ તે બહિર્દ્રવ્ય હોવાથી તેના ઉપર બહિર્દ્રવ્યત્વ એ ધર્મ રહે છે. તેથી **पक्षधर्मावच्छिन्नसाध्यव्यापकत्वे सति पक्षधर्मावच्छिन्नसाधनाव्यापकत्वम्** એ ઉપાધિનું લક્ષણ હવે ઉદ્ભૂતરૂપવત્ત્વ ઉપર ઘટી શકે છે. ને એમ હોવાથીજ આ બીજા પ્રકારના ઉપાધિને પક્ષધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક એ નામ આપેલું છે. ત્રીજા પ્રકારની ઉપાધિનું ઉદાહરણ આ પ્રમાણે છે: 'પ્રધ્વંસ વિનાશી છે, કારણ કે તે જન્ય છે.' અહીં ભાવત્વ એ ઉપાધિ છે. પ્રધ્વંસ એ જન્ય છે, પરંતુ તેને વિનાશ નથી. અને પ્રાગભાવ એ જન્ય નથી, પરંતુ તેને વિનાશ છે. પૂર્વોક્ત સ્થલે ભાવત્વ એ ઉપાધિ છે. કારણ કે જે જે જન્ય છે તે તે નાશ પામે જ છે એવી વ્યાપ્તિ ખરી ઠરતી નથી. કારણ કે ઘટનો પ્રધ્વંસાભાવ ઘટ ફુટતાં જો કે ઉત્પન્ન થાય છે તો પણ ઉત્પન્ન થયા પછી કોઈ વખતે પણ નાશ પામતો નથી. તેથી પૂર્વોક્ત વ્યાપ્તિ અભાવને વિષે સિદ્ધ થતી નથી. પણ ભાવત્વ એ ઉપાધિ લગાડતાં માત્ર તે ખરી થાય છે. એટલે ભાવરૂપવસ્તુ છતાં જો તે ઉત્પન્ન થયેલી હશે તો તે વિનાશી હોય છે એવો નિયમ છે. માટે ભાવત્વ એ ઉપાધિ છે. **शंकाः**—ભાવત્વ એ ઉપાધિ કેમ થાય? ઉપાધિ તો સાધ્યવ્યાપક હોવો જોઇએ. ભાવત્વ એ તેવો નથી. કારણ કે અહીંનું સાધ્ય જે વિનાશિત્વ

તેનું ભાવત્વ એ વ્યાપક નથી. કારણ કે જ્યાં જ્યાં વિનાશિત્વ હોય છે ત્યાં ત્યાં ભાવત્વ હોય છે એ વ્યાપ્તિ ખરી નથી. કારણ કે પ્રાગભાવ એ વિનાશિ છે, તો પણ ત્યાં ભાવત્વ નથી. **સમાધાનઃ**—એ જે પ્રાગભાવને વિષે પૂર્વોક્ત વ્યાપ્તિને વ્યભિચાર આવે છે તેનું નિવારણ કરવા સારૂ જન્યત્વાવચ્છિન્ન એ સાધ્યને વિશેષણ યોજવું. પ્રાગભાવ જન્ય નહી હોવાથી હવે તેના ઉપરનો વ્યભિચાર દૂર થયો. ને જે જન્ય છતાં વિનાશિ હોય છે તે ભાવ હોય છે એ વ્યાપ્તિ હવે ખરી ઠરે છે. એટલે જન્યત્વાવચ્છિન્નવિનાશિત્વનું ભાવત્વ એ વ્યાપક છે એમ થયું. આ પ્રમાણે ભાવત્વ ઉપર સાધ્યવ્યાપકત્વ પ્રાપ્ત થવાથી તેના ઉપરની અવ્યાપ્તિ દૂર થઈ. હવે, અહીંનો ભાવત્વ એ ઉપાધિ જન્યત્વાવચ્છિન્નસાધ્યવ્યાપક છે, ને જન્યત્વ એ અહીં સાધન છે, માટે આ ત્રીજા પ્રકારના ઉપાધિને સાધનાવચ્છિન્નસાધ્યવ્યાપક એવું નામ આપેલું છે. અહીં **સાધનાવચ્છિન્નસાધ્યવ્યાપકત્વે સતિ સાધનાવચ્છિન્નસાધનાવ્યાપકત્વમ** એવું પૂર્ણ લક્ષણ જાણવું. ચોથા પ્રકારના ઉપાધિનું ઉદાહરણ આ પ્રમાણે છેઃ 'પ્રાગભાવ વિનાશિ છે, કારણ કે તે પ્રમેય છે.' અહીં ભાવત્વ એ ઉપાધિ છે. જો, 'ભાવત્વ એ ઉપાધિ કેમ થાય? કારણ કે જ્યાં વિનાશિત્વ છે ત્યાં ભાવત્વ છે, એને બાધ આવતો હોવાથી સાધ્યવ્યાપકતા સંભવતી નથી' એમ કોઈ શંકા કરે તો અહીં પણ પૂર્વની પેઠે જન્યત્વાવચ્છિન્ન એ વિશેષણ આપીને તે શંકાનું પૂર્વવત્ સમાધાન કરવું. માત્ર પૂર્વે જન્યત્વ એ સાધન હતું. તેમ તે અહીં નથી. અહીં જન્યત્વ પક્ષધર્મ નથી અને સાધનધર્મ પણ નથી. તો તે બન્નેથી ભિન્ન એટલે ઉદાસીન છે. માટે આ ચોથા ઉપાધિને ઉદાસીનધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક એવું નામ આપેલું છે. અહીં જે ઉપાધિના ચાર પ્રકાર માન્યા છે તેની ઉપપત્તિ આ પ્રમાણે છેઃ વ્યાપ્યત્વાસિદ્ધિ એટલે વ્યાપ્તિનો અભાવ એમ હોવાથી સોપાધિકવ્યાપ્યત્વાસિદ્ધિમાં હેતુ અને સાધ્ય એમનામાં કોઈ વખતે પણ વ્યાપ્તિ હોતી નથી ને તેના લિધે હેતુ ઉપરથી સાધ્યની સિદ્ધિ કોઈ વખતે પણ થતી નથી. તે થવાને તે હેતુને કયો ઉપાધિ લગાડવો જોઇએ એ જોવું જરૂરનું છે. ને ઉપાધિ કહ્યો એટલે તે સાધ્યવ્યાપક હોવોજ જોઇએ. એટલે સાધ્ય અને ઉપાધિ એમને વ્યાપ્તિ હોવી જોઇએ. હવે, એ વ્યાપ્તિ કોઈ વખતે સાધ્ય જેમનું

તેમ હોઇને સંભવે છે. તેથી એવા સ્થલે ઉપાધિ કેવલસાધ્યવ્યાપક જ હોય છે. પણ કોઈ વખતે સાધ્ય ઉપાધિ કરતાં અધિક વ્યાપક હોવાથી તે ઉપાધિવ્યાપ્ય હોતું નથી. તેથી ઉપાધિ એ સાધ્યવ્યાપક થઈ શકતો નથી. એવાં સ્થલે સાધ્ય ઉપાધિનું વ્યાપ્ય થાય એટલી સાધ્યની મર્યાદા આકું-ચિત કરવા સારૂં તેને કેટલાએક વિશેષણો લગાડવા પડે છે. હવે તે જે વિશેષણો લગાડવાના તે કોઈ વખતે પક્ષધર્મ હશે, કોઈ વખતે સાધનધર્મ હશે કિંવા કોઇ વખતે આ બન્નેથી ભિન્ન એવા ઉદાસીનધર્મ હશે; એવી રીતે પક્ષધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક, સાધનાવચ્છિન્નસાધ્યવ્યાપક અને ઉદા-સીનધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક એવા ઉપાધિના ત્રણ ભેદ કલ્પેલા છે. અને કેવલસાધ્યવ્યાપક એ એક મળીને એકંદર ઉપાધિના ચાર પ્રકાર થયા છે.

જેના યોગથી અનુમિતિ કિંવા તેનું કરણ એમને પ્રતિબંધ થાયછે એવા યથાર્થજ્ઞાનનો જે વિષય તે હેત્વાભાસ એમ હેત્વાભાસનું લક્ષણ પૂર્વે કહ્યું છે. તે પ્રમાણે કયા કયા હેત્વાભાસ કોના કોના પ્રતિબંધક હોય છે તેનો હવે વિચાર કરિએ: બાધિત એ હેત્વાભાસમાં ગ્રાહ્યાભાવનિશ્ચય હોય છે. ગ્રાહ્ય એટલે સાધ્ય. જે સાધ્ય સિદ્ધ કરવાનું છે તે જ પક્ષ ઉ-પર નથી એવો આપણને બાધિતમાં નિશ્ચય હોવાથી તે સાધ્ય પક્ષ ઉપર છે એવી અનુમિતિ જ થતી નથી. માટે બાધિત એ સાક્ષાત્ અનુમિતિને પ્રતિબંધ કરે છે. સત્પ્રતિપક્ષમાં વિરોધિજ્ઞાન સામગ્રી હોય છે, એટલે આપણે પક્ષ ઉપર જે સાધ્ય સિદ્ધ કરવાના છીએ તેના વિરૂદ્ધજ્ઞાન, એટ-લે સાધ્યનો અભાવ, સિદ્ધ કરનારૂં બીજું સાધન તેજ પક્ષ ઉપર હોય છે. અર્થાત્ એક હેતુથી જે સાધ્ય સિદ્ધ થાય છે તેને જ બીજા હેતુથી વિ-રોધ આવે છે. અને તેના લીધે સાધ્યસિદ્ધિ માટે સંશય ઉત્પન્ન થઇને અનુમિતિ સંભવતી નથી. માટે સત્પ્રતિપક્ષ એ પણ સાક્ષાત્ અનુમિતિને જ પ્રતિબંધક હોય છે. બાધિત અને સત્પ્રતિપક્ષ એ વિના બાકીના સર્વ હે-ત્વાભાસ પરામર્શપ્રતિબંધક હોય છે. પરામર્શપ્રતિબંધકમાં પણ બે પ્રકાર છે. તે પૈકી કેટલાએક વ્યાપ્તિજ્ઞાનપ્રતિબંધક છે ને બીજા પક્ષધર્મતાજ્ઞાનપ્રતિ-બંધક છે. સાધારણ, વિરૂદ્ધ, વ્યાપ્યત્વાસિદ્ધ, અસાધારણ અને અનુપસં-હારિ આ વ્યાપ્તિજ્ઞાનપ્રતિબંધક છે. અને આશ્રયાસિદ્ધ તથા સ્વરૂપાસિદ્ધ આ પક્ષધર્મતાજ્ઞાનપ્રતિબંધક છે. સાધારણમાં વ્યાપ્તિજ્ઞાનને પ્રતિબંધ થાય છે તે

આ પ્રમાણે: વ્યાપ્તિજ્ઞાનને અવ્યભિચારસહકૃતસહચાર જોઇએ. પરંતુ સાધારણમાં અવ્યભિચાર હોતો નથી, તો વ્યભિચાર હોય છે. કારણ કે 'પર્વત વન્હિમાન્ છે, કારણ કે તે પ્રમેય છે;' આ સ્થલે જ્યાં પ્રમેયત્વ છે ત્યાં વન્હિ છે એમ નથી. કારણ કે હ્દ પ્રમેય છતાં ત્યાં વન્હિ નથી તેથી સાધારણમાં વ્યભિચારવિરહનો અભાવ હોવાથી તે વ્યાપ્તિપ્રતિબંધક થાય છે. વિરૂદ્ધમાં વ્યાપ્તિજ્ઞાનને પ્રતિબંધ થાય છે તે આ પ્રમાણે: વ્યાપ્તિ એટલે હેતુ અને સાધ્ય એમનું સામાનાધિકરણ્ય છે. પરંતુ તે વિરૂદ્ધમાં બિલકુલ હોતું જ નથી ઉદાહરણાર્થ, 'શબ્દ નિત્ય છે, કારણ કે તે કૃતક છે;' અહીં કૃતકત્વ અને નિત્યત્વ આ એક અધિકરણ ઉપર કોઈ વખતે પણ રહેતા નથી. તો જ્યાં નિત્યત્વનો અભાવ હશે ત્યાં કૃતકત્વ રહેછે. માટે સામાનાધિકરણ્ય નહી હોવાથી વિરૂદ્ધમાં વ્યાપ્તિગ્રહ થઈ શકતો નથી. વ્યાપ્યત્વાસિદ્ધમાં વ્યાપ્તિજ્ઞાનને પ્રતિબંધ થાય છે તે આ પ્રમાણે: 'પર્વત ધૂમવાન્ છે, કારણ કે તે વન્હિમાન્ છે;' આ સ્થલે જ્યાં વન્હિ છે ત્યાં ધૂમ છે એવી વ્યાપ્તિ ઘટતી નથી. કારણ કે અયોગોલકમાં વન્હિ છતાં ત્યાં ધૂમ નથી. માટે પર્વત ધૂમવાન્ છે એ વન્હિમત્ત્વ આ હેતુ ઉપરથી સિદ્ધ થતું નથી. માટે વ્યાપ્યત્વાસિદ્ધ એ વ્યાપ્તિજ્ઞાનપ્રતિબંધક છે. અસાધારણમાં વ્યાપ્તિજ્ઞાનને પ્રતિબંધ થાય છે તે આ પ્રમાણે: 'શબ્દ નિત્ય છે, કારણ કે તે શબ્દત્વવાન્ છે;' અહીં શબ્દત્વ એ હેતુ સપક્ષ એટલે આકાશાદિક નિત્ય વસ્તુ અને વિપક્ષ એટલે ઘટાદિક અનિત્યવસ્તુ એમનાથી વ્યાવૃત્ત થઇને કેવલ શબ્દ ઉપર રહેછે. શબ્દત્વ એ હેતુ સપક્ષ ઉપર રહેતો નથી. માટે હેતુ અને સાધ્ય એમનામાં સહચાર છે એવું જ્ઞાન થઈ શકતું નથી. અને સહચાર જ્ઞાન નહી હોવાથી તેમનામાં વ્યાપ્તિ હશે કે નહી એ માટે સંશય ઉત્પન્ન થાય છે. ને નિશ્ચયાત્મક વ્યાપ્તિજ્ઞાન થતું નથી માટે અસાધારણ એ વ્યાપ્તિપ્રતિબંધક છે. અનુપસંહારિમાં વ્યાપ્તિજ્ઞાનને પ્રતિબંધ થાય છે તે આ પ્રમાણે: સર્વ અનિત્ય છે, કારણ કે સર્વ પ્રમેય છે;' અહીં સર્વ વસ્તુ એજ પક્ષ કરેલો હોવાથી પ્રમેયત્વ એમનો સહચાર છે કે નથી એ જોવા માટે સ્થલ જ રહેતું નથી. તેના લિધે અહીં વ્યાપ્તિ હશે કે નહી એ માટે સંશય ઉત્પન્ન થાય છે ને નિશ્ચયાત્મક વ્યાપ્તિજ્ઞાન થતું નથી. માટે અનુપસંહારિ એ પણ વ્યાપ્તિજ્ઞાનપ્રતિબંધક છે. હવે બાકી રહેલાં આશ્ર-

યાસિદ્ધ અને સ્વરૂપાસિદ્ધ એ બે હેત્વાભાસમાં પક્ષધર્મતાજ્ઞાનને પ્રતિબંધ થાય છે તે આ પ્રમાણેઃ પક્ષધર્મતાજ્ઞાન એટલે પક્ષ ઉપર હેતુ છે એવા પ્રકારનું જ્ઞાન. એ જ્ઞાન આશ્રયાસિદ્ધમાં સંભવતું નથી. કારણ કે 'ગગનારવિંદ સુરભિ છે, કારણકે તેના ઉપર અરવિંદત્વ રહે છે;' અહીંનો હેતુ અરવિંદત્વ એ ગગનારવિંદ આ પક્ષ ઉપર રહેતો નથી. કારણ કે ગગનારવિંદ એ પક્ષ જો અસ્તિત્વમાંજ નથી તો તે પક્ષ ઉપર હેતુ રહે છે એ વિશિષ્ટજ્ઞાન ક્યાંથી થશે? માટે આશ્રયાસિદ્ધ એ પક્ષધર્મતાજ્ઞાનપ્રતિબંધક છે. અને આશ્રયાસિદ્ધનીજ પેઠે સ્વરૂપાસિદ્ધમાં પણ હેતુ પક્ષ ઉપર છે એવું જ્ઞાન સંભવતું નથી. કારણ કે પક્ષ ઉપર હેતુનો અભાવ હોવો એજ સ્વરૂપાસિદ્ધનું લક્ષણ છે. તેથી સ્વરૂપાસિદ્ધમાં હેતુ પક્ષ ઉપર છે એવું જ્ઞાન થતું નથી. માટે સ્વરૂપાસિદ્ધ એ પણ પક્ષધર્મતાજ્ઞાનપ્રતિબંધક છે.

**શંકાઃ**—હેત્વાભાસ પાંચ છે એમ જે કહ્યું તે યોગ્ય નથી. કારણકે હેતુને ઉપાધિ હશે એટલે ત્યાં વ્યાપ્તિનિશ્ચય સંભવતો નથી. માટે ઉપાધિજ્ઞાન એ વ્યાપ્તિનિશ્ચયપ્રતિબંધક હોવાથી ઉપાધિ ઉપર હેત્વાભાસનું લક્ષણ આવે છે તેથી ઉપાધિ એ જુદો હેત્વાભાસ હોવાથી હેત્વાભાસ પાંચજ છે એમ કહેવું યોગ્ય નથી. **સમાધાનઃ**—ઉપાધિ એ પ્રત્યક્ષ વ્યાપ્તિજ્ઞાનપ્રતિબંધક નથી. તો ઉપાધિ હોવાથી હેતુ અને સાધ્ય એમનામાં વ્યભિચાર છે એટલુંજ જ્ઞાન થાય છે. ને આ વ્યભિચારજ્ઞાનદ્વારા પરંપરાથી ઉપાધિ એ વ્યાપ્તિજ્ઞાનપ્રતિબંધક થાય છે. સારાંશ, અનુમિતિ કિંવા તત્કરણ એમનો ઉપાધિ એ સાક્ષાત્ પ્રતિબંધક નથી. માટે ઉપાધિ એ જુદો હેતુદોષ મનાયજ નહી. **શંકાઃ**—ઉપાધિ એ ભિન્ન હેત્વાભાસ છે એમ માનવું ન ઘટે તો ભલે. પણ સિદ્ધસાધન એ એક જુદો હેત્વાભાસ છે એમ કાં ન માનવું? 'ઘટ અનિત્ય છે, કારણ કે તે કાર્ય છે;' એ સિદ્ધસાધનનું ઉદાહરણ છે. કારણ કે ઘટ અનિત્ય છે એ વાત સિદ્ધ છતાં પણ તેનું અહીં અનુમાનથી સાધન કરેલું છે. એ સિદ્ધસાધન જુદોજ એક હેત્વાભાસ છે એમ માનવું જોઇએ. કારણ કે એના ઉપર પણ હેત્વાભાસનું લક્ષણ ઘટે છે. જે વાત સિદ્ધ હોય છે તેના સંબંધથી અનુમિતિ સંભવતી નથી, તો જ્યાં સંદેહ હશે ત્યાંજ અનુમાન પ્રવૃત્ત થાય છે, એવો (પ્રાચીનોનો) નિયમ છે. માટે આ રીતે સિદ્ધસાધન એ સાક્ષાત્ અનુ-

મિતિપ્રતિબંધક હોવાથી તે હેત્વાભાસ છે એમ માનવું ઘટે છે. **સમાધાનઃ**—સિદ્ધસાધન એ હેત્વાભાસ છે એ વાત ખરી છે પણ તે પાંચથી જુદો માનવાનું કાંઇ કારણ નથી. કારણ કે તેનો આશ્રયાસિદ્ધમાંજ અંતર્ભાવ છે. **શંકાઃ**—પણ અહીંનો આશ્રય જે ઘટ તે સિદ્ધ છતાં એ આશ્રયાસિદ્ધનું ઉદાહરણ કેમ થઇ શકશે ? **સમાધાનઃ**—એમ શંકા કરવી ઘટતી નથી. કારણ કે અનુમાનમાં જે કોઈ આશ્રય એટલે પક્ષ હોય છે તે કેવલ સ્વરૂપથી હોતો નથી, તો સંદિગ્ધસાધ્યવત્ત્વરૂપથી હોય છે. અર્થાત્ સાધ્યનું અસ્તિત્વ એના ઉપર છે કે નથી એવો જેના માટે સંદેહ હોય છે તે પક્ષ છે. ઘટ ઉપરના અનિત્યત્વ વિષે તો બિલકુલ સંદેહ છેજ નહી. કારણ કે ત્યાંહનું અનિત્યત્વ તો નિશ્ચિત જ છે. એમ હોવાથી અગર જો કે સ્વરૂપતોઘટ અસ્તિત્વમાં છે તોપણ તેના ઉપરનું અનિત્યત્વ એ સાધ્ય વિષે સંદેહ નહી હોવાથી તે પક્ષ એટલે આશ્રય થઈ શકતો નથી. ને તે આશ્રય નહોવાથી તે આશ્રયાસિદ્ધનું જ ઉદાહરણ છે એ સિદ્ધ છે. સિદ્ધસાધન એ હેત્વાભાસ છે એમ જે અત્ર પ્રતિપાદન કર્યું છે તે પ્રાચીનોના મતને અનુસરીને કરેલું છે. નવીનોના મત પ્રમાણે તે તો એક નિગ્રહસ્થાન છે. નિગ્રહસ્થાન એટલે પરાજયહેતુ. જે વાદીના બોલવામાં નિગ્રહસ્થાન જડે તેનો વાદમાં પરાજય થયો એમ ઠરે છે માટે નિગ્રહસ્થાનને પરાજયહેતુ કહે છે. તેથી સિદ્ધસાધન એ એક નિગ્રહનું સ્થાન છે એમ નવીનો માને છે. તેઓ તેને હેત્વાભાસ માનતા નથી. કારણ કે સિદ્ધિ હશે તોપણ સિષાધયિષા હોવાના યોગથી ત્યાં અનુમિતિ સંભવતી હોવાથી અનુમિતિ પ્રતિબંધકત્વ એ જે હેત્વાભાસનું લક્ષણ સિદ્ધસાધન ઉપર ઘટાવ્યું હતું તે નવીનોના મતે ત્યાં બિલકુલ આવી શકતું જ નથી. ॥ ૪૫ ॥

**उपमितिकरणमुपमानम् । संज्ञासंज्ञिसंबंधज्ञानमुपमितिः । तत्करणं सादृश्यज्ञानम् । अतिदेशवाक्यार्थस्मरणमवांतरव्यापारः । तथाहि । गवयशब्दवाच्यमजानन्कुतश्चिदारण्यकपुरुषाद्गोसदृशो गवय इति श्रुत्वा वनं गतो वाक्यार्थं स्मरन्गोसदृश-**

पिंडं पश्यति । तदनंतरमसौ गवयशब्दवाच्य इत्युपमितिरुत्पद्यते ॥ ४७ ॥

ઉપમિતિનું જે કરણ તે ઉપમાન છે. સંજ્ઞા અને સંજ્ઞી એમના સંબંધનું જે જ્ઞાન તે ઉપમિતિ છે. તે ઉપમિતિજ્ઞાનનું કરણ સાદૃશ્યજ્ઞાન છે; અને અતિદેશવાક્ય માંહેલા અર્થનું સ્મરણ એ અવાંતર વ્યાપાર છે. ઉદાહરણાર્થ, 'ગવય' એ શબ્દનો અર્થ શું છે એ જેને ખબર નથી એવો કોઈ એક મનુષ્ય આપણે લઈએ. હવે અરણ્યમાં રહેનારા કોઈ એક પુરૂષથી 'ગવય એ ગોસદૃશ-ગાય જેવો-હોય છે' એમ સાંભળીને તે વનમાં જાય છે, ત્યાં ગાય જેવો કોઈ પ્રાણી તેના નજરે પડે છે, અને 'ગવય એ ગોસદૃશ હોય છે' એ વાક્ય માંહેલા અર્થનું તેને સ્મરણ થાય છે. અને તદનંતર ગવય વાચ્ય જે તે આ હોવો જોઇએ એવા પ્રકારનું ઉપમિતિજ્ઞાન તેને ઉત્પન્ન થાય છે. ॥ ૪૭ ॥

उपमानं लक्षयति । उपमितीति ॥ ४७ ॥

ઉપમાન એટલે ઉપમિતિનું કરણ, એ ઉપમાનનું લક્ષણ છે. ગવય એ શબ્દ એ સંજ્ઞા છે. અને એ સંજ્ઞા ધારણ કરનાર ગવય પ્રાણી એ સંજ્ઞી છે. તેમનો સંબંધ, એટલે ગવય એ શબ્દ ઉચ્ચાર્યો છતાં ગોસદૃશ પ્રાણી વિશેષની ઉપસ્થિતિ કરી આપનારી જે શક્તિ, તેનું જ્ઞાન એ ઉપમિતિ છે. તે ઉપમિતિનું કરણ સાદૃશ્યજ્ઞાન એ છે. પરંતુ કરણ એટલે વ્યાપારવત્ અસાધારણકારણ. એમ હોવાથી અહીં વ્યાપાર કયો તે જાણવું આવશ્યક છે. માટે અતિદેશવાક્યાર્થસ્મરણ એ વ્યાપાર છે એમ કહ્યું છે. પરંતુ કરણજન્ય છતાં કરણજન્યજનક જે હોય છે તે વ્યાપાર છે. એટલે અતિદેશવાક્યાર્થસ્મરણ એ જો વ્યાપાર હશે તો તે સાદૃશ્યજ્ઞાનજન્ય હોવો જોઇએ એ સ્પષ્ટ છે. પરંતુ મૂળમાં **वाक्यार्थं स्मरन्गोसदृशं पिंडं पश्यति** એમ છે. માટે ત્યાં **स्मरन्** એનો અર્થ **स्मरिष्यन्** એવો '**वर्तमानसामीप्ये वर्तमानवद्वा**' આ સૂત્રના આધારથી પ્રાચીનનૈયાયિકો લેય છે.

તેથી પેહેલાં સાદૃશ્યજ્ઞાન ઉત્પન્ન થઇને નંતર તે સાદૃશ્યજ્ઞાનરૂપી કરણથી અતિદેશવાક્યાર્થસ્મરણ એ બ્યાપાર ઉત્પન્ન થાય છે એવો ઈષ્ટ અર્થ નિકળી શકે છે. અતિદેશવાક્ય એટલે એક પદાર્થના જે ધર્મ હોય છે તેજ બીજા ઉપર છે એમ જેમાં કહેલું હોય છે તે. यथा गौस्तथा गवयः એ અતિદેશ વાક્ય છે. વૈશેષિકો ઉપમાન એ ભિન્ન પ્રમાણ માનતા નથી. તેનો અનુમાનમાંજ સમાવેશ થાય છે એમ તેઓ કહેછે. ॥ ૪૭ ॥

પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એવાં ચાર પ્રમાણો પૂર્વે કહ્યાં. તે પૈકી પેહેલાં ત્રણેનું વિવેચન પૂર્ણ કરીને હવે શબ્દ એ ચોથા પ્રમાણના વિવેચનનો આરંભ કરે છેઃ—

**आप्तवाक्यं शब्दः । आप्तस्तु यथार्थवक्ता । वाक्यं पदसमूहः । यथा गामानयेति । शक्तं पदम् । अस्मात्पदादयमर्थो बोद्धव्य इतीश्वरसंकेतः शक्तिः ॥ ४८ ॥**

આપ્તે ઉચ્ચારેલું જે વાક્ય તે શબ્દસ્વરૂપી પ્રમાણ છે. જે ખરૂં બોલે છે તે આપ્ત છે. વાક્ય એટલે પદોનો સમૂહ. ઉદાહરણાર્થે, 'ગાયને લઈ આવ.' એ વાક્ય છે. જે શક્ત હોય છે, એટલે જેનામાં શક્તિ હોય છે, તે પદ છે. અમુક પદથી અમુક અર્થ બોધિત થવો એવો જે ઈશ્વરનો સંકેત તે શક્તિ છે ॥ ૪૮ ॥

शब्दं लक्षयति। आप्तेति । पदलक्षणमाह । शक्तमिति । अर्थस्मृत्यनुकूलः पदपदार्थसंबंधः शक्तिः । सा च पदार्थांतरमिति मीमांसकाः । तन्निरासार्थमाह । अस्मादिति । डित्थादीनामिव घटादीनामपि संकेत एव शक्तिः । न तु पदार्थांतरमित्यर्थः ॥ गवादिशब्दानां जातावेव शक्तिः । विशेषणतया जातेः प्रथममुपस्थितत्वात् । व्यक्तिलाभस्त्वाक्षेपादिनेति केचित् । तन्न । गामान-

नयेत्यादौ वृद्धव्यवहारात्सर्वत्रानयनादेर्व्यक्तावेव संभवेन जाति-
विशिष्टव्यक्तावेव शक्तिकल्पनात् । शक्तिग्रहस्तु वृद्धव्यवहारेण ।
व्युत्पित्सुर्बालो गामानयेत्युत्तमवृद्धवाक्यश्रवणानंतरं मध्यमवृद्धस्य
प्रवृत्तिमुपलभ्य गवानयनं दृष्ट्वा मध्यमवृद्धप्रवृत्तिजनकज्ञानस्या-
न्वयव्यतिरेकाभ्यां वाक्यजन्यत्वं निश्चित्याश्वमानय गां बधानेति
वाक्यांतर आवापोद्वापाभ्यां गोपदस्य गोत्वविशिष्टे शक्तिरश्वश-
ब्दस्याश्वत्वविशिष्टे शक्तिरिति व्युत्पद्यते । ननु सर्वत्र कार्यपर-
त्वाद्व्यवहारस्य कार्यवाक्य एव व्युत्पत्तिर्न सिद्धपर इति चेन्न ।
काश्यां त्रिभुवनतिलको भूपतिरित्यादौ सिद्धेऽपि व्यवहाराद्वि-
कसितपद्मे मधुकर इत्यादौ प्रसिद्धपदसमभिव्यवहारात्सिद्धेऽपि
मधुकरादिपदे व्युत्पत्तिदर्शनाच्च । लक्षणापि शब्दवृत्तिः । शक्य
संबंधो लक्षणा । गंगायां घोष इत्यत्र गंगापदवाच्यप्रवाहसंबंधा-
देव तीरोपस्थितौ तीरेऽपि शक्तिर्न कल्प्यते । सैंधवादौ लवणा-
श्वयोः परस्परसंबंधाभावान्नानाशक्तिकल्पनम् । लक्षणा त्रिविधा ।
जहल्लक्षणा अजहल्लक्षणा जहदजहल्लक्षणा चेति । यत्र वाच्यार्थस्या-
न्वयाभावस्तत्र जहदिति । यथा मंचाः क्रोशंतीति । यत्र वाच्यार्थ
स्याप्यन्वयस्तत्राजहदिति । यथा छत्रिणो गच्छंतीति । यत्र वाच्यै-
कदेशत्यागेनैकदेशान्वयस्तत्र जहदजहदिति । यथा तत्त्वमसीति ।
गौण्यपि लक्षणैव । लक्ष्यमाणगुणसंबंधरूपा । अग्निर्माणवक इति ।
व्यंजनापि शक्तिलक्षणांतर्भूता शब्दशक्तिमूलार्थशक्तिमूला च । अ-
नुमानादिनान्यथासिद्धा । तात्पर्यानुपपत्तिर्लक्षणाबीजम् । तत्प्र-
तीतीच्छयोच्चरितत्वं तात्पर्यम् । तात्पर्यज्ञानं च वाक्यार्थज्ञाने
हेतुः । नानार्थानुरोधात्तु प्रकरणादिकं तात्पर्यग्राहकम् । द्वारमि-
त्यादौ पिधेहीति शब्दाध्याहारः । नन्वर्थज्ञानार्थत्वाच्छब्दस्या-

**र्थमविज्ञाय शब्दाध्याहारासंभवादर्थाध्याहार एव युक्त इति चेन्न। पदविशेषजन्यपदार्थोपस्थितेः शाब्दज्ञानहेतुत्वात्। अन्यथा घटः कर्मत्वमानयनं कृतिरित्यत्रापि शाब्दज्ञानप्रसंगात्। पंकजादिपदेषु योगरूढिः। अवयवशक्तिर्योगः समुदायशक्ती रूढिः। नियतपद्मत्वज्ञानार्थं समुदायशक्तिः। अन्यथा कुमुदेऽपि प्रयोगप्रसंगः। इतरान्विते शक्तिरिति प्राभाकराः। अन्वयस्य वाक्यार्थतया भानसंभवादन्वयांशेऽपि शक्तिर्न कल्पनीयेति गौतमीयाः ॥४८॥**

અત્ર શબ્દપ્રમાણના વિવેચનનો પ્રારંભ કરેલો હોવાથી પ્રથમ **શબ્દ** એ લક્ષ્યનું લક્ષણ કહ્યું છે. તે એ કે **જે આપ્તવાક્ય હોય છે તે શબ્દ છે.** આ લક્ષણમાં **આપ્ત** અને **વાક્ય** આ બે પદો આવ્યા છે. તે માંહેલા **આપ્ત** એટલે **યથાર્થવક્તા** એમ કહીને **વાક્ય** એટલે **પદસમૂહ** એમ કહ્યું છે. તેમાં **પદ** એ જે નવો શબ્દ આવ્યો છે તેનો અર્થ જાણવા સારૂ **જે શક્ત,** એટલે શક્તિયુક્ત **હોય છે તે પદ છે** એમ પદનું લક્ષણ કહ્યું છે. પણ શક્તિ તે શું? તો, અર્થસ્મૃત્યનુકૂલ એવો જે પદ અને પદાર્થ એમનો સંબંધ તે શક્તિ છે. ઘ, ટ, આ વર્ણથી ઘટીત એવું જે ઘટ એ પદ છે. અને મૃત્તિકાનિર્મિત્ત કંબુગ્રીવાદિમાન્ જે તે ઘટ એ પદાર્થછે. ઘટ પદ ઉચ્ચારતાં કંબુગ્રીવાદિમાન્ વસ્તુવિશેષ એ અર્થ જે આપણા મનમાં આવે છે તે જેના યોગથી આવે છે તે જે પદ અને પદાર્થ એમના માંહેલો સંબંધ તેને શક્તિ કહે છે. આ શક્તિ એ એક ભિન્ન પદાર્થ છે એમ મીમાંસકો માને છે. પરંતુ નૈયાયિકોના મત પ્રમાણે શક્તિ એ સપ્તપદાર્થથી અતિરિક્ત પદાર્થ નથી. માટે મીમાંસકોના મતનું ખંડન કરવા સારૂ મૂલમાં એમ કહ્યું છે કે અમુક પદથી અમુક અર્થનો બોધ થવો એવો જે ઇશ્વરનો સંકેત, એટલે ઇશ્વરની ઇચ્છા, હોય છે તેજ શક્તિ છે. પોતાના પુત્રનું ડિત્થ નામ રાખીશ એવો કોઈ પીતાએ સંકેત કરીને તે પ્રમાણે તેનું નામ પાડ્યું એટલે જ્યારે જ્યારે ડિત્થ એ પદ ઉચ્ચારવામાં આવે ત્યારે જે પ્રમાણે એક પુરૂષવિશેષ આપણા મનમાં આવે છે, એ-

રહે જે પ્રમાણે ડિત્થાદિકના વિષે સંકેત એજ શક્તિ છે એમ આપણે જોઇએ છીએ, તેજ પ્રમાણે ઘટાદિકના વિષે પણ સંકેત શક્તિ કેમ ન હોવી જોઇએ ? અર્થાત્ ત્યાં પણ શક્તિ એટલે સંકેત જ છે. એમ હોવાથી જ શક્તિ એ ભિન્ન પદાર્થ છે એમ માનવાનું કાંઈ કારણ નથી. આ ઉપરથી શક્તિ એ ભિન્ન પદાર્થ નથી એ સિદ્ધ થયું.

**શંકા:**—એ શબ્દની શક્તિ જાતિ ઉપર રહેછે કે વ્યક્તિ ઉપર રહે છે. **સમાધાન:**—જાતિ ઉપર શક્તિ રહેછે એમ મીમાંસકો માનેછે. પરંતુ શક્તિ એ જાતિવિશિષ્ટવ્યક્તિ ઉપર રહેછે એવો નૈયાયિકોનો સિદ્ધાંત છે. મીમાંસકો એમ કહેછે કે: ગવાદિ શબ્દની શક્તિ જાતિ ઉપર જ રહેછે એમ માનવું યોગ્ય છે. કારણ કે ગો એ પદ ઉચ્ચારતાં ગોત્વજાતિવિશિષ્ટગોવ્યક્તિ એવો તેનો અર્થ આપણે સમજીએ છીએ. અહીં ગોવ્યક્તિ એ વિશેષ્ય છે અને ગોત્વજાતિ એ તેનું વિશેષણ છે. જાતિવિશિષ્ટવ્યક્તિ ઉપર જેઓ શક્તિની કલ્પના કરે છે તેમનું મત યોગ્ય નથી, તેનું કારણ એ છે કે વિશેષણજ્ઞાનવિના વિશિષ્ટજ્ઞાન થઇ શકતું નથી, માટે અહીં વિશેષણીભૂત જે જાતિ તેનું જ્ઞાન થયા વિના જાતિવિશિષ્ટવ્યક્તિનું જ્ઞાન થવું શક્ય નથી. તેથી જાતિવિશિષ્ટ વ્યક્તિનું જ્ઞાન થવા માટે પ્રથમ તે જાતિના જ્ઞાનનીજ અપેક્ષા છે. માટે પ્રથમ તે ઉપસ્થિત થનારી જાતિઉપર શક્તિ રહેછે એમ માન્યા વિના છુટકો નથી. જાતિઉપર શક્તિ માનીને અને વળી જાતિવિશિષ્ટવ્યક્તિ ઉપર માનવા કરતાં ફક્ત જાતિઉપરજ માનવામાં લાઘવ છે. કદાચ્ જો કોઈ અહીં એવી શંકા કરશે કે: તોપછી વ્યક્તિનો બોધ શાથી થશે ? તો અમો કહીએ છીએ કે વ્યક્તિબોધ આક્ષેપથી થાય છે. આક્ષેપ એટલે અર્થાપત્તિપ્રમાણ, કિંવા જે અર્થાપત્તિ માનતા નથી તેમના મતે કેવલ અનુમાનથી જ વ્યક્તિબોધ થાય છે. 'ગોત્વ એ જાતિ આશ્રય વિના અનુપપન્ન છે, માટે તેને કોઈપણ આશ્રય હોવો જોઇએ ને તે ગોત્વનો જે આશ્રય તે જ ગો વ્યક્તિ છે.' એવા પ્રકારના અર્થાપત્તિથી વ્યક્તિ લાભ થઈ શકે છે. તેથી જાતિ ઉપરજ શક્તિ રહેછે એ સિદ્ધ છે. આ પ્રમાણે મીમાંસકોનું મત છે. પણ તે યોગ્ય નથી. 'ગાય લઈ આવ' એમ એકે બીજાને કહ્યું તો એવા પ્રસંગે સર્વ સ્થલે લઈ આવવું વિગેરે ક્રિયા ફક્ત વ્યક્તિના જ વિષે સંભવે છે. કારણ કે 'ગાય લઈ આવ'

એમ કહ્યા છતાં ગોત્વજાતિ એ કોઈથી પણ લઈ અવાશે નહી. માટે જાતિવિશિષ્ટવ્યક્તિઉપર જ શક્તિ રહેછે એવી કલ્પના કરવી જોઇએ.

**શંકાઃ**—શક્તિ જાતિવિશિષ્ટવ્યક્તિ ઉપર રહેછે એ સિદ્ધ થયું પરંતુ અમુક શબ્દની અમુક શક્તિ છે એ શાથી સમજાય છે? **સમાધાનઃ**—એ વૃદ્ધ મનુષ્યોના વ્યવહાર ઉપરથી સમજાય છે. તે આ પ્રમાણેઃ કોઈ એક ઉત્તમ વૃદ્ધ–અધિક વૃદ્ધ–મધ્યમ વૃદ્ધને—ન્યૂન વૃદ્ધને–કહે છે કે 'ગાયને લઈ આવ.' એવા સમયે પદના અર્થ જેને ખબર નથી, પરંતુ તે જાણવાની જેને ઇચ્છા છે, એવો કોઈ એક બાલક તે ઉત્તમ વૃદ્ધની પાસે બેઠેલો હોય છે. તે એમ જુએ છે કે ઉત્તમ વૃદ્ધે 'ગાયને લઇ આવ' એવું ઉચ્ચારેલું વાક્ય સાંભળ્યા પછી મધ્યમ વૃદ્ધ જાય છે અને ગાયને લઈ આવે છે. જ્યારે જ્યારે એવું વાક્ય ઉચ્ચારાય છે ત્યારે ત્યારે ગાયને લઇ આવવા માટે પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. અને જ્યારે એવું વાક્ય ઉચ્ચારેલું હોતું નથી ત્યારે પ્રવૃત્તિ થતી નથી; એવા પ્રકારના અન્વયવ્યતિરેકઉપરથી તે બાલકનો એવો નિશ્ચય થાય છે કે મધ્યમ વૃદ્ધના મનમાં ગાય લઈ આવવા માટે જે પ્રવૃત્તિ થાય છે તે ઉત્પન્ન કરનાર જ્ઞાન ઉત્તમ વૃદ્ધના 'ગાયને લઈ આવ' એ વાક્યથી ઉત્પન્ન થાય છે. એટલે જો 'ગાયને લઈ આવ' એવું વાક્ય સાંભળ્યા પછી મધ્યમ વૃદ્ધ જઇને ગાયને લઈ આવે છે, તો 'ગોકર્મક આનયનક્રિયા' એ 'ગાયને લઈ આવ' એ વાક્યનો અર્થ હોવો જોઇએ એવો તેનોગ્રહ થાય છે. પરંતુ 'ગો કર્મક આનયન ક્રિયા' એ જે વિશિષ્ટ તે દર્શાવવાની શક્તિ વાક્ય ઉપર રહે છે એમ કોઈ માનતું નથી. તો તે શક્તિ પદ ઉપર રહે છે. તેથી 'ગાયને લઈ આવ' એ વાક્યનો અગર જો કે સારાંશ અર્થ જાણ્યો તોપણ તે માંહેલાં કયા પદની કઈ શક્તિ છે એ હજી તે બાલકના જાણવામાં હોતું નથી. પરંતુ પછી તે બાલક ઉત્તમ વૃદ્ધના મુખનું 'અશ્વને લઇ આવ અને ગાયને બાંધ' એવું બીજું વાક્ય સાંભળે છે. અને એ વાક્ય સાંભળ્યા પછી મધ્યમ વૃદ્ધ શું કરે છે એ પણ તે જુવે છે, ને 'ગાયને લઈ આવ' અને 'અશ્વને લઈ આવ' આ બન્ને વાક્યમાં 'લઇ આવ' એ શબ્દ કાયમ છતાં ગાય અને અશ્વ આ શબ્દ માત્ર ફેરવ્યા અને તેની સાથે લઈ આવેલી વ્યક્તિમાં પણ ફેર પડયો, આ ઉપરથી 'ગો' એ પદની

शक्ति गोत्वविशिष्टव्यक्ति ઉપર છે અને 'અશ્વ' એ પદની શક્તિ અશ્વત્વવિશિષ્ટવ્યક્તિ ઉપર છે એમ તે બાલકના જાણવામાં આવે છે. **શંકાઃ**—વ્યવહાર ઉપરથી બાલકોને શબ્દના શક્તિ વિષે બોધ થાય છે એમ માનિએ તો એક અડચણ આવે છે. તે એવી કેઃ વાક્ય બે પ્રકારનાં હોય છે; કેટલાએક કાર્યપર અને બાકીના સિદ્ધ. જેમાં કાંઈ ક્રિયા સાધ્ય કિંવા કાર્ય–કરવાની–હોય છે તે કાર્યપર વાક્યે છે. ઉદાહરણાર્થ, અશ્વને લઈ આવ, ગાયને બાંધ, ઈત્યાદિ. અને જે માંહેલી ક્રિયા સિદ્ધ એટલે પૂર્ણ થયેલી હોય છે તે વાક્યો સિદ્ધ છે. ઉદાહરણાર્થ, ભારતવર્ષમાં મનુકુલાદિત્યાક્ષતશાસનસુધન્વા એ નામનો સાર્વભૌમ ચક્રવર્તિ રાજા થઈ ગયો; અંબા! તને જગદુદ્ધારક પુત્ર થયો છે; કાંચીમાં ત્રિભુવનતિલક એ નામનો રાજા થઈ ગયો; ઈત્યાદિ હવે વ્યવહાર સર્વત્ર કાર્યપર જ હોવાથી કાર્યપર વાક્યોમાં શબ્દના અર્થ વિષે વ્યુત્પત્તિ થવી શકય છે. પરંતુ સિદ્ધવાક્યમાં તેવી વ્યુત્પત્તિ થશે નહી. કારણ કે સિદ્ધવાક્યવિષે વ્યવહાર હોતો નથી. **સમાધાનઃ**—આ શંકા ઘટિત નથી. કારણ કે 'ભારતવર્ષમાં મનુકુલાદિત્યાક્ષતશાસન સુધન્વા એ નામનો સાર્વભૌમ ચક્રવર્તિ રાજા થઈ ગયો;' એવા પ્રકારના સિદ્ધવાક્યોથી પણ લોકો વ્યવહાર કરેછે. વળી 'વિકાસ પામેલા કમલ ઉપર મધુકર બેઠો છે,' આ વાક્ય માંહેલા મધુકર એ પદનો અર્થ આપણને ખબર નથી એમ માનીએ તો પણ જેનો અર્થ પ્રસિદ્ધ છે એવા 'વિકાસ પામેલા કમલ ઉપર' ઈત્યાદિ પદોના સાંનિધ્યથી 'મધુકર' એટલે ભ્રમર એવો અર્થ આપણા જાણવામાં આવે છે. ને આ તો સિદ્ધવાક્ય છે. સિદ્ધપર વાક્યોમાં શક્તિગ્રહ થતો નથી એમ માનિએ તો આ સ્થલે મધુકર એ પદનો શક્તિગ્રહ થતાં છતાં તે થતો નથી એમ કહેવું પડશે. માટે સિદ્ધપર વાક્યોથી પણ શક્તિગ્રહ થાય છે એ સિદ્ધ થયું. શક્તિગ્રહ થવાના એકંદર સાધન આ છેઃ વ્યાકરણ, ઉપમાન, કોશ, આપ્તવાક્ય, વ્યવહાર, વાક્યશેષ, વિવૃત્તિ અને સિદ્ધપદસાંનિધ્ય. વ્યાકરણથી મૂલશબ્દ કયો, ધાતુ કયો, પ્રત્યય કયા, અને તેના અર્થ શું એ જાણવામાં આવે છે. ઉપમાનના યોગથી ગવય એ શબ્દનો અર્થ કેવી રીતે જાણવામાં આવે છે એ ઉપમાન પ્રકરણમાં સ્પષ્ટ કર્યું છે. કોશથી આપણને શબ્દના અર્થ સમજવામાં આવે છે એ તો પ્રસિદ્ધજ છે. 'પિક એટલે કોકિલ'

એમ કોઈ આપ્તે કહ્યા છતાં પિક એ શબ્દનો અર્થ કોકિલ છે એ આપણા જણવામાં આવે છે. વ્યવહાર અને સિદ્ધપદસાંનિધ્ય એમનાથી શક્તિગ્રહ કેવી રીતે થાય છે તે તો હમણાજ કહ્યું છે. વાક્યશેષ ઉપરથી પણ શક્તિગ્રહ થાય છે. તે આ પ્રમાણે: '**यवमयश्चरुर्भवति**' આ વાક્યમાંહેલા **यव** એટલે શું તેનો આપણે નિશ્ચય કર્તવ્ય છે. આર્યલોકો **दीर्घशूक** એ ધાન્યવિશેષના અર્થે **यव** એ પદનો પ્રયોગ કરેછે, અને મ્લેચ્છ **प्रियंगु** એ ધાન્યવિશેષના અર્થે તેનો ઉપયોગ કરે છે. એમ હોવાથી **यव** શબ્દનો કયો અર્થ લેવો એ માટે સંશય ઉત્પન્ન થાય છે. પરંતુ '**यवमयश्चरुर्भवति**' એ વિધિવાક્ય જ્યાં છે ત્યાંજ આગળ '**अथान्या ओषधयो म्लायंते अथैता मोदमाना इवोत्तिष्ठंति** એવું અર્થવાદ વાક્ય છે, ઈતરઔષધિ મ્લાન થાય છે એવા વખતે (**वसंते सर्वसस्यानां जायते पत्रशातनम् । मोदयानाश्च तिष्ठंति यवाः कणिशशालिनः**) જે ઝપાટાથી વધતું હોય છે એવું ધાન્ય તો **दीर्घशूक** જ છે, **प्रियंगु** નથી. કારણ કે **प्रियंगु**–કાંગ–એ ધાન્ય ઈતરધાન્યો પાકવાના પેહેલાં પાકે છે. પાછળથી પાકતું નથી. એવી વસ્તુસ્થિતિ છે. માટે '**अथान्या ओषधयः**' ઈત્યાદિ વાક્યશેષ ઉપરથી **यव** એંજ **दीर्घशूक** છે એવો નિર્ણય થાય છે. વિવૃત્તિ એટલે વિવરણ કિંવા ટીકા. એના ઉપરથી પણ શક્તિગ્રહ થાય છે. 'ઘટ છે એટલે કલશ છે' એવી ટીકા કરેલી હોય તો તે ઉપરથી ઘટપદનો કલશ એ અર્થ છે એમ આપણને જણાઈ આવેછે. આ પ્રમાણે અહીં દર્શાવેલા સાધનોથી આપણને શબ્દના અર્થ સમજાય છે.

શક્તિ અને લક્ષણા એ બે શબ્દવૃત્તિ છે. તે પૈકી શક્તિ વિષે અહીં સુધી નિરૂપણ થયું. હવે લક્ષણા એટલે શું તેનો વિચાર કરીએ. લક્ષણા એ એક શબ્દની વૃત્તિ જ છે. લક્ષણા એટલે શક્યસંબંધ. ઉદાહરણાર્થ, '**गंगायां घोषः**' ગંગા ઉપર–એટલે ગંગાના તીર ઉપર, એક ભરવાડનો નેસડો છે; આ વાક્ય માંહેલા ગંગા એ શબ્દનો જલપ્રવાહ એ શક્ય અર્થ છે. પરંતુ તે જલપ્રવાહ ઉપર નેસડો હોવો સંભવતો નથી, તો તે જલપ્રવાહના સાથે સંબદ્ધ એવા તીર ઉપર તે હોવો સંભવે છે. માટે '**गंगायां घोषः**' એનો ગંગાના તીર ઉપર ભરવાડનો નેસડો છે એવો અર્થ નિષ્પન્ન થાય છે. આ વાક્ય માંહેલા તીર એ અ-

ર્થનો ગંગાપદના પ્રવાહરૂપ **શક્યાર્થના** સાથે સંબંધ **હોવાથી અહીં લક્ષ**-**ણા** છે એમ જાણવું. **शंका:**—જો અહીં ગંગા એ પદ ઉપરથી તીર એ અર્થની ઉપસ્થિતિ થાય છે તો ગંગાપદની પ્રવાહરૂપ અર્થ ઉપર શક્તિ છતાં પણ વળી તીર ઉપર શક્તિ છે એમ કાં માનતા નથી? **समाधान:**—ગંગાપદનો વાચ્ય, એટલે શક્ય, અર્થ જે પ્રવાહ તેના સાથના સંબંધના યોગથી જ તીરની ઉપસ્થિતિ થતી હોવાથી વળી ગંગાપદની તીર ઉપર શક્તિ છે એમ માનવાનું કાંઈ પણ કારણ નથી. **शंका:**—જો એમ છે તો **सैंधव** એ પદની લવણ અને અશ્વ આ બે સ્થલે શક્તિ છે એમ શું કરવા માનો છો. એક સ્થલે શક્તિ અને બીજા સ્થલે લક્ષણા માનો એટલે થયું. **समाधान:**—એમ કહેવું ઘટતું નથી. કારણ કે પ્રવાહ અને તીર એમનામાં કાંઈક પણ સંબંધ છે. માટે ગંગાપદનો એક શક્યાર્થ અને બીજો લક્ષ્યાર્થ એમ માની શકાય છે. પરંતુ લવણ અને અશ્વ એમનામાં તેવો કાંઈ પણ સંબંધ ન હોવાથી **सैंधव** પદ ઉપર અને તેના જેવા જ બીજાં પણ પદો ઉપર અનેકશક્તિ રહે છે એવી કલ્પના કરવી આવશ્યક છે. પરંતુ **गंगायां घोष:** ત્યાં તેવી સ્થિતિ ન હોવાથી અહીં લક્ષણા માનવાને હરકત નથી. આ લક્ષણા ત્રણ પ્રકારની છે. તે આ, જહલ્લક્ષણા, અજહલ્લક્ષણા અને જહદજહલ્લક્ષણા. જ્યાં વાચ્યાર્થનો અન્વય થતો નથી ત્યાં જહલ્લક્ષણા છે એમ જાણવું. ઉદાહરણાર્થ, '**मंचा: क्रोशंति**' માંચડા પોકારી રહ્યા છે એટલે માંચડા ઉપરનો પુરૂષ આક્રોશ કરે છે; આ સ્થલે **मंच** નો વાચ્યાર્થ જે માંચડો—માળો—વિગેરે તે લેતાં એકંદર વાક્યનો અર્થ બેસતો નથી. કારણ કે નિર્જીવ માંચડો આક્રોશ—બુમ પાડવાનું—કેમ કરી શકે? માટે અહિં મંચનો વાચ્યાર્થ છોડી દઈને મંચના સાથે સંબદ્ધ જે મંચસ્થ પુરૂષ તે અહીં લક્ષણાથી લેવો જોઈએ. અહીં મંચનો વાચ્યાર્થ છોડવો—જહત્—પડે છે માટે એને જહલ્લક્ષણા કહે છે. જ્યાં વાચ્યાર્થનો પણ અન્વય થાય છે તે અજહલ્લક્ષણા છે. એટલે જ્યાં વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ એ બન્નેનો પણ ક્રિયાપદના સાથે અન્વય થાય છે તે અજહલ્લક્ષણા છે. ઉદાહરણાર્થ, આપણે એવી કલ્પના કરીએ કે અનેક પુરૂષોનો સમૂહ માર્ગે ચાલે છે, ને તે માંહેલા કેટલાએકના માથે છત્રીઓ છે, અને કેટલાએકના માથે છત્રીઓ નથી; એવા

સમૂહને ઉદ્દેશીને **छत्रिणो गच्छंति** એમ કોઇએ કહ્યું તો એ અજહલ્લક્ષણાનું ઉદાહરણ છે. કારણ કે આ વાક્ય માંહેલી **गच्छंति** એ ક્રિયાની સાથે જેમના માથા ઉપર છત્રીઓ છે તેમનો અને જેમના માથા ઉપર છત્રીઓ નથી તેમનો પણ અન્વય થાય છે. કારણ કે તે બન્ને પ્રકારના પુરૂષો તે ગમન ક્રિયાના કર્તા છે. અહીં 'જેમનાં માથા ઉપર છત્રીઓ નથી તેઓ પણ જાય છે' એ અધિક અર્થ અગર જો કે લક્ષણાથી પ્રાપ્ત થયો છે, તો પણ 'જેમનાં માથા ઉપર છત્રીઓ છે તે જાય છે' એ વાચ્યાર્થ અહીં પૂર્વની પેઠે છોડવો પડતો નથી–અજહત્–માટે આ લક્ષણાને અજહલ્લક્ષણા કહે છે. જ્યાં વાચ્યાર્થ પૈકી કેટલાએક ભાગનો અન્વય થતો નથી અને કેટલાએક ભાગનો માત્ર થાય છે તે જહદજહલ્લક્ષણા છે. '**तत्त्वमसि**' એ આ લક્ષણાનું ઉદાહરણ છે. આ વાક્ય માંહેલું **तत्** એટલે સર્વજ્ઞત્વાદિ વિશિષ્ટ બ્રહ્મ, અને **त्वम्** એટલે અલ્પજ્ઞત્વાદિવિશિષ્ટ જીવાત્મા છે. આ વાક્યમાં સર્વજ્ઞબ્રહ્મ અને અલ્પજ્ઞજીવ એમનો અભેદ કહેલો છે. પરંતુ સર્વજ્ઞત્વ, અલ્પજ્ઞત્વ, આ ભેદકારણો છતાં **तत्** અને **त्वम्** એમનો અભેદાન્વય કેમ સંભવે? પરંતુ અહીં વાસ્તવિક સ્થિતિ એવી છે કે જીવ અને બ્રહ્મ એ વસ્તુતઃ એક જ છે, માત્ર તેમના ઉપાધિ માંહેલા ભેદના લિધે તેઓમાં ભેદ ભાસે છે. તેથી વિશેષણાંશનો ત્યાગ કર્યા છતાં અભેદાન્વય સંભવે છે. માટે સર્વજ્ઞત્વ અને અલ્પજ્ઞત્વ એ એકદેશનો ત્યાગ કરવાથી અને આત્મત્વ એ એકદેશનો ત્યાગ ન કરવાથી અભેદાન્વય ઉપપન્ન થાય છે. અહીં વિશેષણાંશનો ત્યાગ–જહત્–અને વિશેષ્યાંશનો સ્વીકાર–અજહત્–કરેલો હોય છે માટે આ લક્ષણાને જહદજહલ્લક્ષણા કહે છે. આ ઉદાહરણમાં જીવ અને બ્રહ્મ એમનું ઐક્ય છે એ વેદાંતીઓનું મત સ્વીકારવું પડે છે. પરંતુ તે નૈયાયિકોને સંમત નથી. માટે તેઓ **सोऽयं देवदत्तः** એ ઉદાહરણ આપે છે. આ પ્રમાણે ત્રણ લક્ષણા છે. આ શિવાય ગૌણી કરીને વળી એક પ્રકારની લક્ષણા છે. પરંતુ જે પ્રમાણે શક્તિ અને લક્ષણા એ બે શબ્દોની વૃત્તિ છે તે પ્રમાણે જ ગૌણી એ એક ત્રીજી વૃત્તિ છે એમ કેટલાએક માને છે. તેઓ એમ કહે છે કેઃ કોઈ બાલક અગ્નિ જેવો શુચિ–નિર્મલ–હોય તો તેના માટે **अग्निर्माणवकः** એમ આપણે કહીએ છીએ. પરંતુ **गंगा-**

**यां घोषः** એ સ્થલે ગંગાનો શક્યાર્થ પ્રવાહ અને તીર એમનામાં જેવો સાક્ષાત્ સંબંધ હોય છે તેવો અગ્નિનો શક્યાર્થ અને માણવક એમનામાં કાંઈ સંબંધ નથી. તેથી અહીં લક્ષણા માની શકાય નહી. માટે ગૌણી એ જુદી જ શબ્દવૃત્તિ છે એમ માનવું જોઇએ. પણ એ તેઓનું કહેવું બરોબર નથી. ગૌણી એ એક લક્ષણા જ છે. લક્ષણાને જે સંબંધ જોઇએ છે તે ગૌણીમાં પણ છે. તે આ પ્રમાણેઃ **अग्निर्माणवकः** એનો અર્થ એ છે કે, અગ્નિને વિષે જે શુચિત્વાદિ ગુણ છે તે ગુણોથી વિશિષ્ટ એવો માણવક છે. આ સ્થલે શુચિત્વાદિક એ લક્ષ્યમાણ ગુણ છે. અને આ ગુણ શક્ય જે અગ્નિ તેના અંગના છતાં તેમની સાથે માણવક સંબદ્ધ છે. કારણ કે તે ગુણ માણવકના અંગમાં છે. અર્થાત્ એ માંહેલો તાત્પર્યાર્થ એ કે લક્ષણા એટલે શક્યસંબંધ જે કહ્યો છે તે શક્યસંબંધ કોઈ વખતે સાક્ષાત્ હોય છે અને કોઈ વખતે પરંપરાથી હોય છે. **गंगायां घोषः** અહીં ગંગાપદનો શક્યાર્થ પ્રવાહ એનો તીરની સાથે સાક્ષાત્ સંબંધ છે, અને **अग्निर्माणवकः** અહીં અગ્નિનો માણવકની સાથે સાક્ષાત્ સંબંધ નથી, પણ પરંપરાથી છે. અર્થાત્ અગ્નિનો શુચિત્વાદિક ગુણોના સાથે સંબંધ છે અને તે ગુણોનો માણવકની સાથે સંબંધ છે સંબંધ સાક્ષાત્ હો કિંવા પરંપરાથી હો, બન્નેમાં લક્ષણાનું લક્ષણ પ્રાપ્ત થાય છે જ માટે ગૌણી એ લક્ષણા છે એ સિદ્ધ થયું.

શક્તિ અને લક્ષણા આ જે બે શબ્દોની વૃત્તિ તેમનું નિરૂપણ થયું. પરંતુ અલંકારિકો ત્રીજી વ્યંજના કરિને એક વૃત્તિ માને છે. નૈયાયિકોનું મત એવું છે કે વ્યંજના એ ભિન્ન વૃત્તિ નથી, તો તેનો શક્તિ અને લક્ષણા એમનામાં અંતર્ભાવ છે. તે આ પ્રમાણેઃ વ્યંજના બે પ્રકારની છે; એક શાબ્દી અને બીજી આર્થી. તે પૈકી શાબ્દીમાં બે ભેદ છે; એક અભિધામૂલક અને બીજી લક્ષણામૂલક. તે પૈકી '**दूरस्था भूधरा रम्याः**' એ અભિધામૂલકવ્યંજનનું ઉદાહરણ આપણે લઇએ. 'દૂરથી ડુંગરા રળીઆમણા' એ તેનો એક શક્યાર્થ મનમાં આવી ગયા પછી 'રાજા દૂરથીજ રળીઆમણા' એ અર્થ જે નિકળે છે તે વ્યંજનાથી જ છે એમ અલંકારિકો કહે છે. પરંતુ એ માટે નૈયાયિકો કહે છે કે **भूधर** એ શબ્દથી 'પર્વત' ની પેઠે 'રાજા' એ અર્થ પણ શક્તિના યોગથી જ જાણવામાં

આવે છે. માટે આ અભિધામૂલક વ્યંજનાનો શક્તિમાં જ અંતર્ભાવ થાય છે એમ અમો માનિએ છીએ. હવે **गंगायां घोषः** એ લક્ષણામૂલક વ્યંજનાનું ઉદાહરણ છે. એ માટે અલંકારિકો એમ માને છે કે, તીર ઉપર ઘોષ છે એમ કહેવાને માર્ગ છતાં પણ જ્યારે મુદ્દામ **गंगायां घोषः** એમ કહેવામાં આવે છે તો એવો પ્રયોગ કરવામાં તે કરનારનું કાંઈ પણ પ્રયોજન હોવું જ જોઇએ. ગંગાના શૈત્યપાવનાદિક જે ધર્મ તે તીર ઉપર છે એ જ સૂચવવું એ જ પ્રયોજન હોવું જોઇએ. ને એ અર્થ લક્ષણામૂલક વ્યંજનાથી જ આપણને સમજાય છે. પરંતુ એ માટે નૈયાયિકો એમ કહે છે કે, શૈત્યપાવનત્વાદિકથી યુક્ત એવા તીર ઉપર ઘોષ છે એ જે અર્થ જાણવામાં આવે છે તે તો લક્ષણાથી જ આવે છે. કારણ કે **गंगायां घोषः** એમ બોલનારનું તાત્પર્ય એ જ હોય છે કે શૈત્યપાવનત્વાદિવિશિષ્ટ તીર ઉપર ઘોષ છે એમ સૂચવવું. પરંતુ તેટલો અર્થ કેવલ 'તીર ઉપર ઘોષ છે' એમ કહેવાથી નિષ્પન્ન થતો નથી, તેથી જ મુદ્દામ લક્ષણા કરેલી હોય છે. જો લક્ષણાથી જ શૈત્યપાવનત્વાદિવિશિષ્ટતીર એ અર્થ ઉદ્ભવે છે તો પછી વ્યંજના એ એક જુદી છે એમ શું કરવા માનવું ? એમ હોવાથી શક્તિ અને લક્ષણા એમનામાં જ વ્યંજનાનો અંતર્ભાવ થાય છે એ સિદ્ધ છે. પરંતુ અભિધામૂલક અને લક્ષણામૂલક એવી બે પ્રકારની જે શબ્દશક્તિમૂલાવ્યંજના તેનો આપે કહ્યા પ્રમાણે શક્તિ અને લક્ષણા એમનામાં અંતર્ભાવ થતો હોય તો ભલે થાઓ. પણ જે અર્થશક્તિમૂલા એટલે આર્થીવ્યંજના છે તેનો શક્તિ અને લક્ષણા એમનામાં અંતર્ભાવ ન થતો હોવાથી વ્યંજના એ ભિન્ન વૃત્તિ સ્વીકારવી જ જોઇએ. '**गच्छ गच्छसि चेत् कांत पंथानः संतु ते शिवाः । ममापि जन्म तत्रैव भूयाद्यत्र गतो भवान्**' એ આર્થીવ્યંજનાનું ઉદાહરણ છે. 'તું જઈશ તો મારા પ્રાણ રહેશે નહી,' એ આ માંહેલો વ્યંગાર્થ છે. એ અર્થ કોઈ પણ પદના શક્તિથી કિંવા લક્ષણાથી નિકળેલો નથી. તે તો અર્થશક્તિમૂલકવ્યંજનાથી જ નિકળ્યો છે. માટે વ્યંજના માનવી જોઇએ એમ અલંકારિકો કહે છે. પરંતુ નૈયાયિકોનું કહેવું એવું છે કે એ અર્થ અમોને અનુમાનથી જાણવામાં આવે છે. તે અનુમાનનો પ્રકાર આ પ્રમાણે છે: 'આ મારા વિયોગથી મરણ પામશે; કારણ કે, એ એવા વિલક્ષણ શ-

બ્દોનો પ્રયોગ કરે છે.' એવા પ્રકારના અનુમાનથી વ્યંજના અન્યથા સિદ્ધ થતી હોવાથી તેનો સ્વીકાર કરવાની કાંઈ પણ જરૂર નથી.

હવે, લક્ષણા કરવાનું કારણ શું છે તેનો આપણે વિચાર કરિએ. **मंचाःक्रोशंति** અહીં મંચ એ નિર્જીવ પદાર્થ હોવાથી આક્રોશ કરવો એ ક્રિયાની સાથે તેનો અન્વય થઈ શકતો નથી. આ પ્રમાણે અહીં અન્વયની અનુપપત્તિ આવે છે. માટે અહીં લક્ષણા માનીને મંચનો મંચસ્થપુરૂષ એવો અર્થ આપણે લઇએ છીએ. એમ હોવાથી આ ઉદાહરણ ઉપરથી અન્વયાનુપપત્તિ એ લક્ષણા કરવાને કારણભૂત હોય છે એમ નિષ્પન્ન થાય છે. પણ હવે આપણે **काकेभ्यो दधि रक्ष्यताम्** એ ઉદાહરણ લઇએ. એનો ખરો અર્થ 'કાગડાથી અને ઈતર પણ દહીખાનારા પ્રાણિઓથી દહીનું રક્ષણ કરવું' એમ છે. હવે અહીં **काकेभ्यः** એનો **रक्ष्यताम्** એની સાથે અન્વય થવાને હરકત નહી હોવાથી અહીં અન્વયાનુપપત્તિ નથી. ને અન્વયાનુપપત્તિએ માનેલું લક્ષણાનું બીજ અહીં ન હોવાથી અહીં લક્ષણા પણ પ્રાપ્ત થશે નહી. ને પછી 'કાગડાથી દહીનું રક્ષણ કર' એટલોજ અર્થ આ વાક્યથી નિકળશે. પણ **काकेभ्यो दधि रक्ष्यताम्** એ વાક્ય કહેનારનું તાત્પર્ય 'કાગડે માત્ર દહીં ન ખાવું જોઇએ, કુતરૂં કે બિલાડી ખાય તો હરકત નહી.' એવું તો છેજ નહી. તો કાગડાથી અને ઈતર દહીખાનારાઓથી પણ દહીનું રક્ષણ થવું જોઇએ એવું તેનું તાત્પર્ય હોય છે. ને તેથી જ **काक** શબ્દનો અજહલ્લક્ષણાથી 'કાગડા અને ઈતરદધ્યુપઘાતક પ્રાણી' એટલો અર્થ આપણે લઇએ છીએ. એમ હોવાથી આ ઉદાહરણ ઉપરથી અન્વયાનુપપત્તિ એ લક્ષણાનું બીજ નહી, તો તાત્પર્યાનુપપત્તિ એ લક્ષણાનું બીજ છે એ સિદ્ધ થયું. આપણા મનમાં જે હોય છે તેને બીજો સમજે એવી ઈચ્છાથી ઉચ્ચારેલું તે તાત્પર્ય કહેવાય છે. વક્તાની જે ઇચ્છા તે તાત્પર્ય એવું તાત્પર્યનું લક્ષણ છે. બોલનારનું તાત્પર્ય શું છે તેનું જ્ઞાન થયા વિના તેના વાક્યનો અર્થ શું છે એનું જ્ઞાન થઈ શકતું નથી. 'સૈંધવ લઈ આવ' એવા સ્થલે સૈંધવ એ શબ્દના 'મીઠું' અને 'ઘોડો' એવા બન્ને અર્થ હોવાથી કયો અર્થ સમજવો એ ઇચ્છાથી બોલનારે સૈંધવ એ પદ ઉચ્ચારેલું છે એ જાણ્યા વિના 'સૈંધવ લઈ આવ' આ વાક્યનો અર્થ જાણવામાં આવશે નહી. માટે એવા સ્થલે વાક્યજ્ઞાન સારૂ

તાત્પર્યજ્ઞાન આવશ્યક માનવું પડે છે. તેથી તેના અનુરોધથી વાક્યાર્થજ્ઞાનને તાત્પર્યજ્ઞાન સર્વસ્થલે હેતુભૂત હોય છે. એમ માન્યું છે. તાત્પર્યનું જ્ઞાન પ્રકરણાદિક ઉપરથી થાય છે. કોઈ પુરૂષ જમવા બેઠેલો છતાં તેણે 'સૈંધવ લઈ આવ' એવું વાક્ય ઉચ્ચાર્યું તો તે ભોજનના પ્રકરણમાં સૈંધવ શબ્દનો પ્રયોગ કરેલો હોવાણી મીઠું એ અર્થનો બોધ થવો એવી ઇચ્છાથી જ સૈંધવ એ પદ ઉચ્ચારેલું હોવું જોઇએ એમ જાણી શકાય છે.

તાત્પર્યજ્ઞાન એ વાક્યાર્થના જ્ઞાનને હેતુભૂત હોય છે એમ કહ્યું. હવે અહીં વાક્યાર્થજ્ઞાનનું પ્રકરણ ચાલેલું હોવાથી એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે એકાદું વાક્ય પૂર્ણ નહી હોય તો ત્યાં જે અધ્યાહાર કરવો પડે છે તે શબ્દનો અધ્યાહાર કરવો કે અર્થનો કરવો? ઉદાહરણાર્થે '**द्वारम्—**' એવું 'બારણું દે, આ અર્થે અપૂર્ણ વાક્ય હશે તો આ સ્થલે '**पिधेहि**' 'दे' એ શબ્દનો જ અધ્યાહાર કરવો જોઇએ કે કોઈ પણ એક વિશેષ શબ્દનો અધ્યાહાર ન કરતા સામાન્ય રીતે 'दे' એ અર્થ મનમાં ઉપસ્થિત થાય એટલે ચાલશે! અહીં '**पिधेहि**' એ શબ્દનો જ અધ્યાહાર કરવો જોઇએ, અર્થાધ્યાહાર કરવાથી ચાલશે નહી, એવો નૈયાયિકોનો સિદ્ધાંત છે. આ અધ્યાહાર માટે મીમાંસકોનું મત એવું છે કે: અર્થાધ્યાહાર કરવો એજ સારૂં છે. કારણ કે કેવલ શબ્દની સાથે આપણે કોઈ પણ વખતે કાંઈ પણ કર્તવ્ય હોતું નથી, અર્થનું જ્ઞાન થવા માટે જ આપણને શબ્દ જોઇએ છીએ. '**द्वारम्—**' આ સ્થલે 'બારણું દે' એવો આ વાક્યનો અર્થ છે એ જાણ્યા વિના '**पिधेहि**' એ શબ્દનો અધ્યાહાર કરવો સંભવતો નથી. માટે પ્રથમ તે ઉપસ્થિત થનારો જે અર્થ તેનો જ અધ્યાહાર કરવો જોઇએ. પરંતુ એ ઉપર નૈયાયિકોનું કહેવું એવું છે કે મીમાંસકોનું એ મત યોગ્ય નથી. કારણ કે જેમતેમ પદાર્થોના અર્થ મનમાં ઉપસ્થિત થાય તો તેમનાથી શાબ્દબોધ કોઈ વખતે પણ થતો નથી, તો તે પદાર્થની ઉપસ્થિતિ પદવિશેષજન્ય હોવી જ જોઇએ. માટે શબ્દાધ્યાહાર કરવો આવશ્યક છે. નહી તો '**घटः कर्मत्वम् आनयनम् कृतिः**' એવા સ્થલે પણ શાબ્દબોધ થવા લાગશે. પરંતુ **कर्मत्व** આ પદથી અગર જો કે કર્મત્વ એ અર્થની ઉપસ્થિતિ થશે તો પણ ઘટનિષ્ઠ કર્મત્વ ઈત્યાદિક અર્થ તેનાથી ઉપસ્થિત નહી થતો હોવાથી ત્યાં

**શાબ્દબોધ** ઉત્પન્ન **થતો** નથી. **અર્થાધ્યાહાર** કરવાથી ચાલશે નહી માટે **શબ્દાધ્યાહાર કરવો** જ જોઈએ એનું બીજું કારણ એ છે કે ક્રિયાપદને **કર્મની અથવા** કર્મને ક્રિયાપદની તે તે વિવક્ષિતરૂપથી જ આકાંક્ષા હોય છે. '**द्वारम्—**' એને ક્રિયાબોધક શબ્દની આકાંક્ષા છે. તે જો ન હોય તો અર્થબોધ કેમ થશે ? તેમજ '**पुष्पेभ्यः—**' પુષ્પોની ઇચ્છા કરે છે' એ અર્થના આ અપૂર્ણ વાક્યમાં '**स्पृहयति**' એ પદનો જ અધ્યાહાર કરવો જોઇએ. નહી તો '**पुष्पेभ्यः**' એ માહેલી ચતુર્થી વિભક્તિની આપણાથી ઉપપત્તિ થશે નહી. એમ હોવાથી શબ્દાધ્યાહાર જ કરવો આવશ્યક છે.

જે શક્તિયુક્ત હોય છે તે પદ છે એમ પદનું લક્ષણ કરીને તે પદનો અહીં સુધી ભિન્ન ભિન્ન દષ્ટીથી વિચાર કર્યો છે. તે શક્તિયુક્ત પદના ચાર ભેદ કલ્પેલાં છે. તે આ પ્રમાણેઃ **यौगिक, रूढ, योगरूढ** અને **यौगिकरूढ.** જે સ્થલે ફક્ત અવયવનો જ અર્થ ઉપસ્થિત થાય છે તે પદ **यौगिक** છે. યોગ એટલે અવયવોની શક્તિ. તે અવયવોની શક્તિથી સમજવા જેવો અર્થ માત્ર જ્યાં સમજવામાં આવે છે તે પદ યૌગિક છે; ઉદાહરણાર્થ, પાચક, યાચક, ઈત્યાદિ. રૂઢી એટલે સમુદાય શક્તિ. તે રૂઢીથી જ કેવલ જે પદનો અર્થ બોધિત થાય છે તે પદ **रूढ** છે. ઉદાહરણાર્થ, ગૌ, અશ્વ, ઈત્યાદિ. અવયવશક્તિથી દર્શાવેલો જે અર્થ તે જ જ્યાં સમુદાયશક્તિથી પણ દર્શાવવામાં આવે છે તે પદ **योगरूढ** છે. ઉદાહરણાર્થ, પંકજ. પંકથી—કાદવથી—જન્મેલું તે પંકજ એવા પ્રકારના અવયવશક્તિથી પંકજ એટલે પદ્મ એવો અર્થ બોધિત થાય છે. અને રૂઢીથી પણ પંકજ એટલે પદ્મ એ અર્થ બોધિત થાય છે. માટે પંકજ એ યોગરૂઢ શબ્દનું ઉદાહરણ છે. પરંતુ અત્ર કોઈ એવી શંકા કરશે કે પંકજ જેવા શબ્દોના સ્થલે કેવલ યોગથી જ અર્થબોધ થાય છે એમ માનવું એટલે થયું, તે જ અર્થ વળી રૂઢીથી પણ જાણવામાં આવે છે એમ શું કરવા માનવું જોઇએ ? તો એ શંકા કરવી ઉચિત નથી. કારણ કે જે પંકથી જન્મેલું તે પંકજ એવો યોગિક અર્થ જ જો આપણે લઇશું તો પદ્મ—સૂર્ય વિકાસી કમલ, કુમુદ—ચંદ્ર વિકાસી કમલ, દેડકાં વિગેરે સર્વ પંકથી જ જન્મેલાં હોવાથી પંકજ શબ્દ ઉચ્ચારતાં આ સર્વ અર્થ ઉપસ્થિત થવા લાગશે. પરંતુ પંકજ શબ્દ ઉચ્ચારતાં આ બીજાં કોઈ પણ

અર્થ મનમાં ન આવતાં પદ્મ એ અર્થ માત્ર નિયમથી આપણા મનમાં આવે છે એવો આપણને અનુભવ છે. ને પદ્મ એ જે અર્થ નિયમથી પંકજ શબ્દથી ભાસે છે તે રૂઢીથી જ છે, માટે અહીં રૂઢી પણ માનવી આવશ્યક છે. હવે, પંકજ એ પદ ઉચ્ચારતાં નિયમથી પદ્મ એ જ અર્થ ઉપસ્થિત થાય છે એવો અનુભવ પણ થતો નથી માટે અહીં રૂઢી માનવાનું કારણ નથી એમ જો કોઈ કહેશે તો તેના કહેવા પ્રમાણે પંકજ પદની પદ્મ એ અર્થે રૂઢી નહી હોવાથી પંકજ એ પદનો કુમુદ—ચંદ્ર વિકાસી કમલ—એ અર્થે પણ પ્રયોગ થઈ પડશે. પરંતુ તેવો પ્રયોગ તો થતો નથી. કારણ કે પંકજ એનો પદ્મ—સૂર્ય વિકાસી કમલ—એ જ અર્થે નિત્ય પ્રયોગ કરવામાં આવે છે. માટે અહીં યોગ અને રૂઢી આ બન્ને માનવાં આવશ્યક છે એ સિદ્ધ છે. જ્યાં યૌગિક અર્થ અને રૂઢઅર્થ એમનો સ્વતંત્રતાથી ભિન્ન ભિન્ન બોધ થાય છે તે પદ **यौगिकरूढ** છે. ઉદાહરણાર્થ, ઉદ્‌ભિદ્ એ પદ યૌગિકરૂઢ છે. કારણ કે કોઈ વૃક્ષનું બીજ જમીનમાં નાખેલું હોય તો તે જમીનનું ઉદ્‌ભેદન કરીને તેમાંથી વૃક્ષ બહાર આવે છે, માટે ઉદ્‌ભેદન કરનારા જે તે ઉદ્‌ભિદ્ એટલે વૃક્ષાદિક છે, એ યૌગિકઅર્થ થયો. અને '**उद्भिदा यजेत्**' ઇત્યાદિ વાક્યમાં ઉદ્‌ભિદ્ એટલે એકપ્રકારનો યજ્ઞ છે એવો અર્થ રૂઢીથી બોધિત થાય છે. માટે ઉદ્‌ભિદ્ એ યૌગિકરૂઢ પદ છે.

'**शक्तं पदम्**' એવું પદનું લક્ષણ કહ્યું છે. પરંતુ તે વિષે એવો પ્રશ્ન ઉદ્‌ભવે છે કે પદની શક્તિ કેવલપદ ઉપર રહે છે કે અન્વિતપદ ઉપર રહે છે? ત્યાં મીમાંસકોનું એવું મત છે કે અન્વિતપદ ઉપર રહે છે. તેમના મતે વાક્યમાં ક્રિયા મુખ્ય હોય છે અને બાકિના સર્વ શબ્દ તે ક્રિયાની સાથે અન્વિત થયેલા હોય છે. ઉદાહરણાર્થ, **घटमानय** આ વાક્યમાં **घटम्** એ પદ **आनय** એ ક્રિયાની સાથે અન્વિત થયેલું છે. **घटमानय** એમ ઉત્તમવૃદ્ધ કહે છે અને મધ્યમવૃદ્ધ ઘટ લઇ આવે છે એ જોઇને બાલકને એવું જ્ઞાન થાય છે કે ઘટપદની ક્રિયાન્વિતઘટ ઉપર શક્તિ છે, કેવલઘટ ઉપર શક્તિ નથી. એજ પ્રમાણે ઇતર વાક્યોમાં પણ સર્વ પદો ક્રિયાન્વિત હોય છે અને તે ક્રિયાન્વિત પદો ઉપરજ શક્તિ રહે છે એવું વ્યુત્પિત્સુને જ્ઞાન થયેલું હોય છે. કારણ કે વ્યવહારમાં નિત્યઅ-

ન્વિત પદોજ આવે છે. અને તે અન્વિતપદો ઉપરજ **શક્તિગ્રહ થયેલો** હોય છે, માટે ક્રિયાન્વિતપદો ઉપર શક્તિ રહે છે એમ મીમાંસકો માને છે. એજ મતનો ઉલ્લેખ મૂળમાં **इतरान्विते शक्तिरिति प्राभाकराः** આ વાક્યમાં કરેલો છે. વાસ્તવિક '**इतरान्विते** એમ ન કહેતાં **क्रियान्विते** એમ કહેવું જોઇતું હતું. કારણ કે '**क्रियान्विते शक्तिः**' એવું પ્રભાકરાનુયાયીમીમાંસકોનું મત છે. પરંતુ કાર્યપરવાક્યથીજ **શક્તિગ્રહ** થાય છે એમ નથી તો સિદ્ધપર વાક્યથી પણ થાય છે. '**प्रभिन्नकमलोदरे मधूनि मधुकरः पिबति**' એવા વાક્યમાં **मधुकरः** એ પદ કાર્યથી '**इतर**' એવા **पिबति** એની સાથે અન્વિત થયેલું છતાં પણ તેની શક્તિનું ગ્રહણ થાય છે. આ વાતને અનુલક્ષિને '**इतरान्विते शक्तिः**' એમ મૂળમાં કહેલું છે. કેટલાએક '**इतरान्विते**' એટલેજ '**कार्यान्विते**' એવો અર્થ લેય છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં **कार्यान्विते** કિંવા **इतरान्विते** ચાહે તે હોય તો પણ '**अन्विते शक्तिः**' એ મુખ્ય તાત્પર્ય છે. મીમાંસક અન્વિત પદ ઉપર શક્તિ-અભિધાન-રહે છે એમ માનતા હોવાથી તેમને અન્વિતાભિધાન વાદિ કહે છે. આ મતનો સ્વીકાર કરવામાં મીમાંસકોનો અભિપ્રાય એ છે કે: '**घटमानय**' આ વાક્યનો અર્થ સમજવાને ઘટ એ પદનો અર્થ સમજવો જોઇએ ને તેનો ક્રિયાની સાથે અન્વય કેમ થયો છે એ સમજવું જોઇએ. અને એજ પ્રમાણે ઇતર પદોની પણ વાત છે. એટલે કોઇપણ વાક્યમાં બે ભાગ કિંવા અંશ આવશ્ય હોય છે: એક તે માંહેલા ભિન્ન ભિન્ન પદો એ અંશ, અને બીજો અંશ એટલે તે પદોનો પરસ્પર સાધનો સંબંધ, કિંવા સંસર્ગ કિંવા અન્વય, એ છે. હવે, કેવલપદ ઉપરજ શક્તિ માનિએ અને અન્વયાંશ ઉપર શક્તિ નથી એમ માનિએ તો અન્વયનો બોધ થશે નહી. કારણ કે શક્તિ એ અર્થજ્ઞાનને કારણ છે. હવે અન્વય ઉપર શક્તિ નહી છતાં પણ તેનું જ્ઞાન થાય છે એમ માનિએ તો ઘટ એ પદથી પણ પટ એ અર્થનું જ્ઞાન થશે માટે અન્વયાંશ ઉપર પણ શક્તિ માનવી જોઇએ. એમ મીમાંસકોનું મત છે. પરંતુ નૈયાયિકોનું મત એનાથી અત્યંત ભિન્ન છે. તેઓ એમ કહે છે કે: પ્રથમતો અગર જો કે વ્યુત્પિત્સૂને અન્વિત પદનુંજ ગ્રહણ થાયછે તોપણ શનૈઃ શનૈઃ અન્વિત ઘટ ઉપરની શક્તિ મુકી દઈ એ ઘ-

ટપદની કેવલઘટ ઉપરજ શક્તિ છે એમ તે સમજતો જાય છે. અને આ કલ્પનામાંજ લાઘવ છે. માટે કેવલપદ ઉપર શક્તિ રહે છે અને તદનંતર તેનો અન્વય થાય છે એમ જ માનવું યોગ્ય છે. નૈયાયિકો એમ માનતા હોવાથી તેમને અભિહિતાન્વયવાદી કહે છે. હવે, અન્વયાંશ ઉપર શક્તિ માનીએ નહી તો વાક્યનો અર્થ જાણવામાં આવશે નહી એવું મીમાંસકોનું મત છે, તે માટે ગૌતમાનુયાયી નૈયાયિકો એમ કહે છે કે: તમો જેને અન્વય કહો છો તે શું ? અન્વય એટલે પદોના અર્થનો સંસર્ગ એજ કે નહી ? તો પછી અન્વય એટલે પદાર્થસંસર્ગ અને પદાર્થસંસર્ગ એટલે વાક્યાર્થ એમ થયું. ને એ વાક્યાર્થ આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિ એમના યોગથી જાણવો શક્ય છે. એમ હોવાથી વળી અન્વયાંશને વિષે શક્તિ માનવાનું શું કારણ ? માટે કેવલપદ ઉપર જ શક્તિ રહે છે એ સિદ્ધ થયું. ॥ ૪૮ ॥

**आकांक्षा योग्यता संनिधिश्च वाक्यार्थज्ञानहेतुः। पदस्य पदांतरव्यतिरेकप्रयुक्तान्वयाननुभावकत्वमाकांक्षा। अर्थाबाधोयोग्यता। पदानामविलंबेनोच्चारणं संनिधिः ॥ ४९ ॥**

**આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિ એ વાક્યાર્થ જ્ઞાનના હેતુ છે. બીજું પદ ન હોવાથી પદના અન્વયનો બોધ ન થવો તેને આકાંક્ષા કહે છે. અર્થનો બાધ ન થવો તેને યોગ્યતા કહે છે. અને વિલંબ ન લગાડતાં પદોનું ઉચ્ચારણ કરવું તેને સંનિધિ કહે છે. ॥ ૪૯ ॥**

आकांक्षेति। आकांक्षादिज्ञानमित्यर्थः। अन्यथाकांक्षादिभ्रमाच्छाब्दभ्रमो न स्यात्। आकांक्षां लक्षयति। पदस्येति। योग्यतालक्षणमाह। अर्थेति। संनिधिलक्षणमाह। पदानामिति। अविलंबेन पदार्थोपस्थितिः संनिधिः। उच्चारणं तु तदुपयोगितया युक्तम् ॥ ४९ ॥

આકાંક્ષાનું લક્ષણ સ્પષ્ટ થવા સારૂ **घटमानय** એ ઉદાહરણ લઇને તેમાં **आनय** એ ક્રિયાપદ યોજેલું નથી એવી કલ્પના કરિએ. હવે અહીં **आनय** એ ક્રિયાપદ યોજેલું નહી હોવાથી **घटम्** એ પદનો અન્વય ક્યાં કરવો એ માટે કાંઈપિણ બોધ ઉત્પન્ન થતો નથી. માટે અહીં **घटम्** એ પદની **आनय** એ પદની સાથે આકાંક્ષા છે એમ જાણવું. ક્રિયાપદનું શ્રવણ થવાથી કારકની આકાંક્ષા ઉત્પન્ન થાય છે, અને કારકનું શ્રવણ થવાથી ક્રિયાપદની આકાંક્ષા ઉત્પન્ન થાય છે. આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિ એ વાક્યાર્થજ્ઞાનના હેતુ છે એમ કહ્યું છે તેનો અર્થ એમ સમજવો કે આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિ એમનું જ્ઞાન વાક્યાર્થજ્ઞાનને આવશ્યક છે, તેઓ પોતે જ આવશ્યક છે એમ નહી. એમ માનીએ એટલે જ્ઞાન એ પ્રમાત્મક અને અપ્રમાત્મક અથવા ભ્રમાત્મક, હોવાથી આકાંક્ષાદિક જ્ઞાન પ્રમાત્મક હશે તો શબ્દપ્રમા ઉત્પન્ન થશે, ને ભ્રમાત્મક હશે, તો શાબ્દ ભ્રમ ઉત્પન્ન થશે. પરંતુ આકાંક્ષાદિક, એ પોતેજ ( તેમનું જ્ઞાન નહી. ) શાબ્દબોધને કારણ છે એમ માનીએ તો આકાંક્ષાદિકોના ભ્રમથી શાબ્દ ભ્રમ ઉત્પન્ન થાય છે, એમ જે દર્શાવ્યું છે, તે કોઈ વખતે પણ ઉત્પન્ન થઈ શકશે નહી. વિલંબ ન કરતાં પદોનું ઉચ્ચારણ કરવું એને સંનિધિ કહે છે એમ કહ્યું છે પરંતુ તેનો વાસ્તવિક અર્થ તેવો નથી. પદના અર્થની ઉપસ્થિતિ મનમાં એકદમ થવી એ મુખ્યતો આવશ્યક છે ને પદના અર્થની ઉપસ્થિતિ એકદમ થવાને પદોનું ઉચ્ચારણ પણ એકદમ થવું આવશ્યક છે. એમ હોવાથી તે પ્રમાણે કહેવામાં આવ્યું છે ॥ ૪૫ ॥

**आकांक्षादिरहितं वाक्यमप्रमाणम् । यथा गौरश्वः पुरुषो हस्तीति न प्रमाणमाकांक्षाविरहात् । अग्निना सिंचेदिति न प्रमाणं योग्यताविरहात् । प्रहरेप्रहरे ऽसहोच्चारितानि गामानयेत्यादिपदानि न प्रमाणं सांनिध्याभावात् ॥ ५० ॥**

આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિ એમનાથી વિરહિત

એવું જે વાક્ય હોય છે તે પ્રમાણભૂત વાક્ય નથી. ઉદાહરણાર્થ, ' गौरश्वः पुरुषो हस्ती ' એ પ્રમાણભૂત વાક્ય નથી. કારણ કે અહીંના શબ્દોમાં આકાંક્ષા નથી. ' अग्निना सिंचेत्–અગ્નિથી પલાળવું ' એ વાક્ય પ્રમાણભૂત નથી. કારણ કે તેમાં યોગ્યતા નથી. કારણ કે પાણીથી પલાળવું થાય છે, અગ્નિથી પલાળાતું નથી, એવા પ્રકારના આપણા નિત્યના અનુભવથી અહીંના વાક્ય માંહેલો અર્થ બાધિત થયેલો છે. ' ગાયને લઇ આવ ' આ વાક્ય માંહેલો ' ગાયને ' એ શબ્દ ઉચ્ચાર્યા પછી એક પ્રહરે ' લઈ આવ ' એ શબ્દ ઉચ્ચારીએ તો એવા પ્રકારનું એ વાક્ય પ્રમાણ નથી. કારણ કે એ માંહેલા પદોમાં સાંનિધ્ય નથી ॥ ૫૦ ॥

गौरश्व इति। घटः कर्मत्वमित्यनाकांक्षोदाहरणं द्रष्टव्यम् ॥५०॥

' गौः अश्वः ' એમાં એક શબ્દનો બીજાની સાથે કાંઈપણ સંબંધ નહી હોવાથી એ આકાંક્ષાવિરહનું ઉદાહરણ છે. ને ' घटः कर्मत्वम् ' એ પણ આકાંક્ષાવિરહનું જ ઉદાહરણ છે. કારણ કે ઘટના વિષે કર્મતા છે એવો બોધ થવાને ઘટ એ પદના આગળ દ્વિતીયાનો પ્રત્યય अम् એની આકાંક્ષા છે. તેથી કેવલ घटः कर्मत्वम् એમ કહેવાથી પદાર્થબોધ થતો નથી. માટે घटः कर्मत्वम् એ પણ આકાંક્ષાવિરહનું જ ઉદાહરણ છે. સારાંશ કે; આકાંક્ષા એ વાક્યાર્થજ્ઞાનને અને પદાર્થજ્ઞાનને પણ આવશ્યક છે. અને તે નહી હોય તો વાક્યાર્થબોધ થતો નથી અને પદાર્થબોધ પણ થતો નથી. આ પૈકી ' गौरश्वः ' એ પહેલાનું ઉદાહરણ છે, અને ' घटः कर्मत्वम् ' એ બીજાનું છે. ॥ ૫૦ ॥

वाक्यं द्विविधम्। वैदिकं लौकिकं च। वैदिकमीश्वरोक्तत्वात्सर्वमेव प्रमाणम्। लौकिकं त्वाप्तोक्तं प्रमाणम्। अन्यदप्रमाणम् ॥ ५१ ॥

વાક્ય બે પ્રકારના છે; એક વૈદિક અને બીજું લૌકિક.

વેદ એ ઇશ્વરોક્ત-ઇશ્વરે ઉચ્ચારેલો-હોવાથી સર્વ વૈદિક વાક્યો પ્રમાણ છે, અને લૌકિક વાક્યો પૈકી જેઓ આપ્તે ઉચ્ચારેલાં હશે તે પ્રમાણ છે, ને બાકીના સર્વ અપ્રમાણ છે ॥ ५१ ॥

वैदिकस्य विशेषमाह । वैदिकमीश्वरोक्तत्वादिति । ननु वेदस्यानादित्वात्कथमीश्वरोक्तत्वमिति चेन्न । वेदः पौरुषेया वाक्यसमूहत्वाद्भारतादिवत् । न च स्मर्यमाणकर्तृत्वमुपाधिः । गौतमादिभिः शिष्यपरंपरया वेदेऽपि कर्तुः स्मर्यमाणत्वेन साधनव्यापकत्वात् । " तस्मात्तेपानात्त्रयो वेदा अजायन्त " इति श्रुतेश्च । ननु वर्णा नित्याः । स एवायं गकार इति प्रत्यभिज्ञाबलात् । तथा च कथं वेदस्यानित्यत्वमिति चेन्न । उत्पन्नो गकारो नष्टो गकार इति प्रतीत्या वर्णानामनित्यत्वात् । सोऽयं गकार इति प्रत्यभिज्ञायाः सेयं दीपज्वालेतिवत्साजात्यालंबनत्वात् । वर्णानां नित्यत्वेऽप्यानुपूर्वीविशिष्टवाक्यस्यानित्यत्वाच्च । तस्मादीश्वरोक्तो वेदः । मन्वादिस्मृतीनामाचाराणां च वेदमूलकतया प्रामाण्यम् । स्मृतिमूलवाक्यानामिदानीमनध्ययनात्तन्मूलभूताकाचिच्छाखोच्छिन्नेति कल्प्यते । ननु पठ्यमानवेदवाक्योत्सादस्य कल्पयितुमशक्यतया विप्रकीर्णवादस्यायुक्तत्वान्नित्यानुमेयो वेदो मूलमिति चेन्न । तथापि वर्णानुपूर्वीज्ञानाभावेन बोधकत्वासंभवात् । नन्वेतानि पदानि स्वस्मारितार्थसंसर्गवंत्याकांक्षादिमत्पदकदंबकत्वात्सद्वाक्यवदित्यनुमानादेवसंसर्गज्ञानसंभवाच्छब्दो न प्रमाणांतरमिति चेन्न । अनुमित्यपेक्षया शाब्दज्ञानस्य विलक्षणस्य शब्दात्प्रत्येमीत्यनुव्यवसायसाक्षिकस्य सर्वसंमतत्वात् । नन्वर्थापत्तिरपि प्रमाणांतरमस्ति । पीनो देवदत्तो दिवा न भुंक्त इति दृष्टे श्रुते वा पीनत्वान्यथानुपपत्त्या रात्रिभोजनमर्थापत्त्या कल्प्यते

इति चेन्न । देवदत्तो रात्रौ भुंक्ते दिवाभुंजानत्वे सति पीनत्वादित्यनुपानेनैव रात्रिभोजनस्य सिद्धत्वात् । शते पंचाशदिति संभवोऽप्यनुमानमेव । इह वटे यक्षस्तिष्ठतीत्यैतिह्यमज्ञातमूलवक्तृक शब्द एव । चेष्टाऽपि शब्दानुमानद्वारा व्यवहारहेतुरिति न मानांतरम् । तस्मात्प्रत्यक्षानुमानोपमानशब्दाश्चत्वार्यैव प्रमाणानि ।

सर्वेषां ज्ञानानां तद्वति तत्प्रकारकत्वं स्वतो ग्राह्यं परतो वेति विचार्यते अत्र विप्रतिपत्तिः । ज्ञानप्रामाण्यं तदप्रामाण्याग्राहकयावज्ज्ञानग्राहकसामग्रीग्राह्यं न वा । अत्र विधिकोटिः स्वतस्त्वम् । निषेधकोटिः परतस्त्वम् । अनुमानग्राह्यत्वेन सिद्धसाधनतावारणाय यावदिति । इदं ज्ञानमप्रमेति ज्ञानेन प्रामाण्यग्रहाद्बाधवारणायाप्रामाण्याग्राहकेति । इदं ज्ञानमप्रमेत्यनुव्यवसायनिष्ठप्रामाण्यग्राहकस्याप्रामाण्याग्राहकत्वाभावात्स्वतस्त्वं न स्यादतस्तदिति । तस्मिन्प्रामाण्याश्रयेऽप्रामाण्याग्राहक इत्यर्थः । उदाहृतस्थले व्यवसायेऽप्रामाण्यग्राहकस्याप्यनुव्यवसाये तदग्राहकत्वात्स्वतस्त्वसिद्धिः । ननु स्वत एव प्रामाण्यं गृह्यते । घटमहं जानामीत्यनुव्यवसायेन घटघटत्वयोरिव तत्संबंधस्यापि विषयीकरणाद्व्यवसायरूपप्रत्यासत्तेस्तुल्यत्वात्पुरोवर्तिनि प्रकारसंबंधस्यैव प्रमात्वपदार्थत्वादिति चेन्न । स्वतः प्रामाण्यग्रहे जलज्ञानं प्रमा न वेत्यनभ्यासदशायां प्रमात्वसंशयो न स्यात् । अनुव्यवसायेन प्रामाण्यस्य निश्चितत्वात् । तस्मात्स्वतोग्राह्यत्वाभावात्परतो ग्राह्यत्वम् । तथाहि प्रथमं जलज्ञानानंतरं प्रवृत्तौ सत्यां जललाभे सति पूर्वोत्पन्नं जलज्ञानं प्रमा । समर्थप्रवृत्तिजनकत्वात् । यन्नैवं तन्नैवम् । यथाऽप्रमेति व्यतिरेकिणा प्रमात्वं निश्चीयते । द्वितीयादिज्ञानेषु पूर्वज्ञानदृष्टांतेन तत्सजातीयत्वलिंगेनान्वयव्य-

तिरेकिणापि गृह्यते । प्रमाया गुणजन्यत्वमुत्पत्तौ परतस्त्वम् । प्रमाऽसाधारणकारणं गुणः । अप्रमाऽसाधारणकारणं दोषः । तत्र प्रत्यक्षे विशेषणवद्विशेष्यसंनिकर्षो गुणोऽनुमितौ व्यापकवति व्याप्यज्ञानमुपमितौ यथार्थसादृश्यज्ञानं शाब्दज्ञाने यथार्थयोग्यताज्ञानमित्यादि बोध्यम् । पुरोवर्तिनि प्रकाराभावस्य व्यवसायेनानुपस्थितत्वादप्रमात्वं परत एव गृह्यते । पित्तादिदोषजन्यत्वादुत्पत्तौ परतस्त्वम् । ननु सर्वज्ञानानां यथार्थत्वादयथार्थज्ञानमेव नास्ति । न च शुक्ताविदं रजतमिति ज्ञानात्प्रवृत्तिदर्शनादन्यथाख्यातिसिद्धिरिति वाच्यम् । रजतस्मृतिपुरोवर्तिज्ञानाभ्यामेव प्रवृत्तिसंभवादुपस्थितेष्टभेदाग्रहस्यैव सर्वत्र प्रवर्तकत्वेन नेदं रजतमित्यादावतिप्रसंगाभावादिति चेन्न । सत्यरजतस्थले पुरोवर्तिविशेष्यकरजतत्वप्रकारकज्ञानस्य लाघवेन प्रवृत्तिजनकतया शुक्तावपि रजतार्थिप्रवृत्तिजनकत्वेन विशिष्टज्ञानस्यैव कल्पनात् ॥ ९१ ॥

વેદ ઇશ્વિરોક્ત છે એમ મૂલમાં કહ્યું છે. તે ઉપર એવી શંકા આવે છે કે વેદ અનાદિ છતાં તે ઇશ્વિરોક્ત છે એમ કેમ કહેવાય ? કારણકે તે ઇશ્વિરે ઉચ્ચારેલાં હત તો જ્યારે તે ઉચ્ચારવામાં આવ્યા ત્યારેજ તેનો આરંભ થયો તો પછી તેમને અનાદિ કહી શકાશે નહી. માટે વેદ એ ઇશ્વિરોક્ત છે એમ માનવું યોગ્ય નથી. એવો પૂર્વપક્ષ મીમાંસકો અત્ર ઉત્થાપિત કરે છે. પરંતુ તેમનું ખંડન નૈયાયિકો આ પ્રમાણે કરે છે: વેદ એ પૌરૂષેય જ હોવા જોઇએ. અહીં પૌરૂષેય એટલે પુરૂષે કરેલા એવો અર્થ છે. પુરૂષ એટલે નિત્ય અને સર્વજ્ઞ એવો પરમેશ્વર જ છે. પણ અધ્વરમીમાંસકોનું એવું મત છે કે વેદ એ નિત્ય અને અપૌરૂષેય છે. અહીં અપૌરૂષેય એનો અર્થ 'પુરૂષ એટલે ઇશ્વિર એણે જે ઉત્પન્ન કરેલા નહી તે' એવો છે. મીમાંસકોની પૂર્વોક્ત શંકાનું નિવારણ નૈયાયિકો આ પ્રમાણે

કરે છે કે વેદ પૌરૂષેય-ઇશ્વરપ્રણીત-જ છે એમ અનુમાનથી સિદ્ધ થાય છે. તે અનુમાન આ પ્રમાણેઃ 'વેદ પૌરૂષેય-ઇશ્વિરપ્રણીત-છે; કારણ કે વેદ એટલે શું તો તે એક વાક્યસમૂહ છે; જે એવો વાક્યસમૂહ હોય છે તે કોઇએ પણ કરેલો હોય છે; ઉદાહરણાર્થે, મહાભારત એ એવો જ એક વાક્યસમૂહ છે ને તે વ્યાસે કરેલો છે; તે જ પ્રમાણે વેદ એ એક વાક્યસમૂહ છે; માટે તે કોઇએ પણ કરેલો હોવો જોઇએ; અને જો વેદ જેવો વાક્યસમૂહ મનુષ્યથી કોઈ વખતે પણ થઈ શકે એવો છે જ નહી તો તે નિત્ય અને સર્વજ્ઞ એવા પરમેશ્વરે જ કરેલો હોવો જોઇએ.' પરંતુ આ અનુમાન ઉપર પૂર્વપક્ષી એવો આક્ષેપ કરે છે કે, મહાભારતના કર્તા વ્યાસ હતા એ માટે '**अष्टादशपुराणानां कर्ता सत्यवतीसुतः**' આ આધાર છે. તેમ વેદનો કર્તા અમુક હતો એવો આધાર નથી. તેથી આ અનુમાનમાં સ્મર્યમાણકર્તૃત્વ-કર્તા ખબર હોવો-એ ઉપાધિ છે. કારણકે તે સાધ્યવ્યાપક છતાં સાધનાવ્યાપક છે. તે સાધ્યવ્યાપક આ પ્રમાણે છેઃ જ્યાં પૌરૂષેયત્વ હોય છે ત્યાં સ્મર્યમાણકર્તૃત્વ હોય; જેમ મહાભારતમાં, અને એ ઉપાધિ સાધનાવ્યાપ્ય છે. તે આ પ્રમાણેઃ જ્યાં વાક્યસમૂહ હોય છે ત્યાં સમર્યમાણકર્તૃત્વ હોય જ છે એમ નહી; કારણકે વેદ એ વાક્યસમૂહ છતાં પણ તેનો કર્તા કોણ છે એ ખબર નથી. તેથી જ્યાં કર્તા ખબર છે ત્યાં પૂર્વોક્ત અનુમાન ખરૂં ઠરશે, ઇતર સ્થળે તે ખરૂં ઠરશે નહી. માટે સ્મર્યમાણકર્તૃત્વ એ ઉપાધિના લીધે પૂર્વોક્ત અનુમાન દૂષિત થયેલું છે. આ ઉપર સિદ્ધાંતિ એમ કહે છે કે વેદનો કર્તા કોણ છે એ શિષ્યપરંપરાના દ્વારા ગૌતમાદિકોને ખબર હતું. માટે તમે દર્શાવેલી સાધનાવ્યાપકતા પ્રાપ્ત થઇ શકતી નથી. કારણકે 'જ્યાં વાક્યસમૂહ છે ત્યાં સ્મર્યમાણકર્તૃત્વ છે જ એવો નિયમ નથી, કારણકે વેદ એ વાક્યસમૂહ છતાં તેનો કર્તા કોણ એ કોઇને પણ ખબર નથી;' એમ કહીને તમોએ સાધનાવ્યાપકતાનો દોષ આણ્યો હતો, પરંતુ ગૌતમાદિકોને શિષ્યપરંપરાથી તે કર્તા ખબર હોવાથી સાધનાવ્યાપકતાનો દોષ આવી શકતો નથી. અને સ્મર્યમાણકર્તૃત્વ એ સાધનાવ્યાપક હોવાથી તે ઉપાધિ પણ થઇ શકતી નથી. અને અમારૂં પૂર્વોક્ત અનુમાન કાયમ રહે છે. વળી '**तस्मात्तेपानात्त्रयोवेदा अजायन्त**—તે તપ કરતા છતાં તેનાથી ત્રણ

વેદ ઉત્પન્ન થયા ' આ શ્રુતિ ઉપરથી પણ વેદ ઉત્પન્ન થયેલાં છે, તેમને આદિ છે, માટે તે અનાદિ નથી એ સિદ્ધ થાય છે.

વેદ જો ઉત્પન્ન થયેલા છે તો તે નાશ પણ પામવા જોઇએ, અર્થાત્ તે અનિત્ય છે એ સ્પષ્ટ છે. પણ એ ઉપર એક શંકા આવે છે તે એ કે: ' તે જ એ ગકાર ' એવી આપણને પ્રત્યભિજ્ઞા—ઓળખ–થાય છે. તેથી વર્ણ નિત્ય હોવા જોઇએ એમ નિષ્પન્ન થાય છે. ને તે વર્ણ જો નિત્ય છે તો તે જ વર્ણથી ઘટિત એવો જે વેદ તે અનિત્ય કેમ થઇ શકે? પણ એ શંકા યોગ્ય નથી કારણકે વર્ણ નિત્ય છે એ મત જ ભૂલ ભરેલું છે. કારણકે ' ગકાર ઉત્પન્ન થયો, ગકાર નષ્ટ થયો, ' એવી પ્રતીતિ આપણને થાય છે. ને તે ઉપરથી વર્ણ અનિત્ય છે એ સ્પષ્ટ જ છે. હવે, ' તે જ એ ગકાર, એવી જે પ્રત્યભિજ્ઞા આપણને થાય છે તે સાજાત્યના લિધે થાય છે; એટલે, પૂર્વનો ગકાર અને હમણાનો ગકાર, આ બે વ્યક્તિમાં અભેદ હોય છે માટે તે જ એ ગકાર ' એવી પ્રત્યભિજ્ઞા થાય છે એમ નહી; તો પૂર્વનો ગકાર અને હમણાનો ગકાર આ બે વ્યક્તિ ' ગત્વ ' એ એક જ જાતિ પૈકી છે તેથી તેમના સજાતિયત્વને અનુલક્ષીને તે પ્રત્યભિજ્ઞા થતી હોય છે. ઉદાહરણાર્થ, પૂર્વે એક દીપજ્વાલા આપણે જોએલી હોય છે, પછી તે દીવો બુઝાઇ જાય, ને તદનંતર ફરિથી આપણે તેને પ્રગટીએ, અને તેની જ્વાલા જોઇ ' તે જ એ દીપજ્વાલા ' એમ કહિએ છીએ. અહીં પૂર્વની દીપજ્વાલા નષ્ટ થયેલી હોવાથી અહીંનો વ્યક્તિભેદ સ્પષ્ટ છતાં પણ ' તે જ એ દીપજ્વાલા ' એવી જે આપણને પ્રત્યભિજ્ઞા થાય છે તે તે બે જ્વાલાના સજાતિયત્વથી જ થાય છે. તેથી વર્ણ અનિત્ય છે એ ઠરી ચુક્યું. ને તેના લીધે તે વર્ણાથી ઘટિત જે વેદ તે પણ અનિત્ય જ હોવો જોઇએ એ સિદ્ધ થયું. હવે, તમારા–પૂર્વપક્ષના–સંતોષ માટે વર્ણ નિત્ય છે એમ ક્ષણમાત્ર માનીએ તો પણ વેદને નિત્યત્વ પ્રાપ્ત થઇ શકતું નથી. કારણકે વર્ણ નિત્ય માનિએ તોપણ કેવલ વર્ણ કાંઇ વેદ નથી, તો તે વર્ણની એક પ્રકારની આનુપૂર્વી હોવી જોઇએ છે. ' **अग्निमीळे** ' ઇત્યાદિ સ્થળે પ્રથમ **अ** પછી તેના આગળ **ग्नि** ઇત્યાદિ જે ક્રમ તે આનુપૂર્વી છે. હવે **अ**ની આગળ **ग्नि**એ આવવું એટલે જે ક્ષણમાં **अ**નું ઉચ્ચારણ થયું હોય તેના તરતજ આગળ આવનારા ક્ષણમાં

ત્તિનું ઉચ્ચારણ થવું એવો અર્થ છે. ને આ પ્રમાણે પ્રથમના વર્ણું નિત્ય માનિએ તો પણ અનિત્યક્ષણના સંબંધથી તે વર્ણોની આનુપૂર્વી અનિત્ય જ હોવી જોઇએ. ને વેદ એટલે તે આનુપૂર્વીથી બનેલાં વાક્યોનો સમૂહ છે. તો પછી તે વેદને નિત્યત્વ ક્યાંથી આવે ? માટે વેદ અનિત્ય છે એ સિદ્ધ થયું.

વેદવાક્યને પ્રામાણ્ય છે એમ મૂલમાં કહેલું છે. તે ઉપરથી સ્મૃતિ અને આચાર પ્રતિપાદક પુરાણાદિક ગ્રંથ એ માંહેલાં વાક્યોને પ્રામાણ્ય નથી એમ પ્રાપ્ત થશે માટે અહીં એમ કહ્યું છે કે મનુ આદિક ઋષીએ કરેલી સ્મૃતિ અને ઈતર આચારપ્રતિપાદક ગ્રંથ એમાં જે જે લખેલું છે તે વેદમાં જોઇને જ લખેલું છે, તેથી તે ગ્રંથ પ્રમાણભૂત છે. હવે આ ઉપર એવી શંકા આવે છે કે, વર્તમાનકાલે સ્મૃતિમાં જે કાંઈ બાબતો જડે છે તે જે વેદવાક્યો ઉપરથી લીધી છે તે મૂલવેદવાક્યો હમણાં કંઈ ઉપલબ્ધ કેમ થતા નથી ? તેનું સમાધાન એ છે કે, સ્મૃતિમાં લખવાને આધારભૂત એવાં વેદમાંહેલાં જે મૂલ વાક્યો તે હમણાં પઠણમાં આવતાં નથી, એ ઉપરથી તે વેદવાક્યો જે માંહેલાં હશે એવી એકાદી વેદની શાખા લોપ પામેલી હોવી જોઇએ એવી કલ્પના કરવી પડે છે. આ ઉપર ફ્રીથી પૂર્વપક્ષી મીમાંસક શંકા કરે છે કે: જે વેદનું સર્વત્ર અહોરાત્ર પઠણપાઠણ ચાલેલું છે તે માંહેલાં કેટલાંએક વાક્યો લુપ્ત થયાં એવી કલ્પના પણ કરવી શક્ય નથી. ને તે વેદમાં મૂલવાક્યો મળતાં નથી તો પછી એ ઉપરથી સ્મૃતિમાંહેલાં વાક્ય પ્રક્ષિપ્ત–વૈદિક આધાર વિના નાખેલાં–હોવાં જોઇએ એવો તર્ક બંધાય છે; પણ તેમ માનવું યોગ્ય નથી. માટે અમો એમ કહિએ છીએ કે સર્વવેદ નિત્ય અને અનુમેયસ્વરૂપ છે એમ માનવું. પઠયમાન વેદમાંથી કેટલાએક વાક્યોનોજ ઉચ્છેદ કેમ થયો એ ઉક્ત વેદ નિત્ય છે એમ માનિએ એટલે દૂર થાય છે. કારણ કે તે નિત્ય હોવાથી તેનો લોપ થઇ શકતો નથી, ને એમ હોવાથી તેવો પ્રશ્ન ઉદ્ભવેજ નહીં પણ વેદ નિત્ય માનીએ અને તે માંહેલાં કોઇપણ વાક્યનો લોપ થયેલોજ નથી એમ માનીએ તો સ્મૃતિને આધારભૂત એવાં વાક્યો તેમાં મળવાં જોઇએ, નહી તો સ્મૃતિકારોના વચનો પ્રક્ષિપ્ત છે એમ કહેવું જોઇએ. એ ઉપર પૂર્વપક્ષી મીમાંસક એમ કહે છે કે, આ અડચણ દૂર કરવા સારૂ

તે નિત્ય વેદ અનુમેય માનવા. એટલે જ્યાં સ્મૃતિને આધારભૂત વેદવાક્ય જડતું નહીં હોય ત્યાં વૈદિક વાક્યનું અનુમાન કરવું. પરંતુ એ ઉપર સિદ્ધાંતી—નૈયાયિક—એમ કહે છે કે, વેદ નિત્ય છે એમ માની શકાય નહી. કારણકે વેદ નિત્ય માનવાના એટલે વેદ માહેલા વર્ણ નિત્ય માનવાના કે તે વર્ણોની:આનુપૂર્વી નિત્ય માનવાની ? આનુપૂર્વી નિત્ય માની શકાય નહી એ પૂર્વે દર્શાવ્યું જ છે. હવે, વર્ણ નિત્ય માનવા એમ કહીએ તો પણ તે ઘટતું નથી. કારણ કે તે વર્ણોના આનુપૂર્વીનું જ્ઞાન હોવા વિના કેવલ વર્ણુથીજ શાબ્દબોધ થઇ શક્તો નથી. **न** અને **दी** આ બે વર્ણ છે. એમના ભિન્નભિન્ન આનુપૂર્વીથી **नदी** અને **दीन** એવા ભિન્નભિન્ન અર્થ ભાસે છે. પરંતુ આનુપૂર્વી વિના કેવલ વર્ણથીજ શાબ્દબોધ થાય છે એમ માનીએ તો **नदी** અને **दीन** એવા ભિન્નભિન્ન અર્થ આપણને કોઇ વખતે પણ ભાસશે નહી. પણ તેતો ભાસે છે. તેથી કેવળ વર્ણથીજ શાબ્દબોધ થતો નથી. માટે વર્ણ નિત્ય માનવાથી વેદ નિત્ય છે એમ થતું નથી આઉપરથી વેદ અનિત્ય જ છે. એ સિદ્ધ થયું.

પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ આ ચાર પ્રમાણો છે એમ પૂર્વે કહ્યું છે. પરંતુ કેટલાક ચાર કરતાં ન્યૂન, અને કેટલાએક ચાર કરતાં અધિક. પ્રમાણો છે એમ માને છે. તો પણ તે ચાર કરતાં ન્યૂન કે અધિક નથી. તો ચારજ છે. ચાર્વાક ફક્ત પ્રત્યક્ષજ માને છે. વૈશેષિક અને બૌદ્ધ એ પ્રત્યક્ષ અને અનુમાન આ બે પ્રમાણો માને છે. સાંખ્ય, યોગ એમનામાં પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ આ ત્રણ જ પ્રમાણો સ્વીકારેલાં છે; ઉપમાન એ પ્રમાણ તેઓ માનતા નથી- મીમાંસક અને વેદાંતી એઓ અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એમના સહ એકંદર ૭ પ્રમાણો માને છે. આ ૭ પ્રમાણો માનીને વળી સંભવ અને ઐતિહ્ય એ બે અધિક પ્રમાણો પૈરાણિક માને છે. અને તે શિવાય ચેષ્ટા એ એક નવમું પ્રમાણ છે એમ તાંત્રિકોનું મત છે. આ પૈકી વૈશેષિકનો નૈયાયિક ઉપર એવો એક આક્ષેપ છે કે, તમો—નૈયાયિક—શબ્દ એ જે ભિન્ન પ્રમાણ માનો છો તે માનવાનું કારણ નથી. કારણ કે શબ્દનું કામ અનુમાન એ પ્રમાણથી કરી શકાય એવું છે. તે આ પ્રમાણેઃ આ ( '**घटमानय**' '**स्वर्गकामो यजेत्**' ઇત્યાદિ ) પદોનો તેમણે સૂચવેલા અર્થની શાથે સંસર્ગ—સંબંધ—

હોવો જોઇએ; કારણ કે આ પદસમૂહમાં આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિ એ છે; જે જે પદસમૂહમાં આકાંક્ષાદિક હોય છે તે તે પદસમૂહથી પદ અને પદાર્થ એમના સંસર્ગનું જ્ઞાન—અર્થબોધ—થાય છે; જેમ, **ગામાનય** એ પદસમૂહથી થાય છે. એવા અનુમાનથી સંસર્ગજ્ઞાન સંભવતાં છતાં શબ્દ એ ભિન્ન પ્રમાણ માનવાનું કારણ શું? પરંતુ આ ઉપર સિદ્ધાંતિ કહે છે કે, એમ કહેવું યોગ્ય નથી. 'પિક એટલે કોયલ છે' એમ કોઈ આપ્તે બીજાને કહ્યા છતાં 'પિક એ પદનો અર્થ કોયલ છે એ મને શબ્દપ્રમાણ ઉપરથી સમજાણું,' એમ તે બીજો મનુષ્ય અનુવ્યવસાય કરે છે. અને અનુમિતિથી થનારા જ્ઞાનથી શબ્દપ્રમાણજન્યજ્ઞાન અત્યંતભિન્ન હોય છે એવો સર્વ લોકોનો અનુભવ છે. માટે શબ્દ એ ભિન્ન પ્રમાણ માનવું જ જોઇએ. વળી કોઈ એવી શંકા કરે છે કે, અર્થાપત્તિ એ એક ભિન્ન પ્રમાણ છે. 'પીન—પુષ્ટ, લઠ્ઠ—દેવદત્ત દિવસે ભોજન કરતો નથી' એમ કોઇએ જોયું હોય કે સાંભળ્યું હોય તો, 'દેવદત્ત દિવસે ભોજન નહી કરતો હોય તો તે રાત્રે ભોજન કરતો હોવો જોઇએ, કારણ કે તે વિના તે પુષ્ટ કેમ રહેશે? તો તેના પુષ્ટપણાની અન્ય પ્રકારે ઉપપત્તિ થઈ શકતી નથી માટે તે રાત્રે ભોજન કરતો હોવો જોઇએ;' એવી અર્થાપત્તિના બલથી કલ્પના કરાય છે. એવા સ્થલે અર્થાપત્તિ એ પ્રમાણ માનવું પડે છે. ને તે માનિએ તો પછી પ્રમાણો ચાર જ છે એવું તમો નૈયાયિકોનું કહેવું સત્ય ગણાશે કે? એ ઉપર નૈયાયિક એમ કહે છે કે 'દેવદત્ત રાત્રે જમતો હોવો જોઇએ; કારણ કે તે દિવસે નહી જમતાં છતાં પણ પીન છે;' એવા વ્યતિરેકિઅનુમાનથી જ દેવદત્તનું રાત્રીભોજન સિદ્ધ થતું હોવાથી અર્થાપત્તિ એ ભિન્ન પ્રમાણ માનવાની આવશ્યકતા નથી. પૌરાણિકો સંભવ અને ઐતિહ્ય એવા બે પ્રમાણો માને છે. 'કોઈ એક પાસે સો રૂપૈયા છે' એમ કહિએ એટલે તેની પાસે પચ્ચાસ હોવા જ જોઇએ એવું જ્ઞાન સંભવે છે. એ સંભવનું ઉદાહરણ છે. પરંતુ એ ભિન્ન પ્રમાણ માનવાની ગરજ નથી. કારણ કે તેનો અનુમાનમાં અંતર્ભાવ થઈ શકે છે. કારણ કે જ્યાં જ્યાં સો છે ત્યાં ત્યાં તેમાં પચ્ચાસ એ આવશ્ય હોવા જ જોઇએ. એવી પ્રકારની વ્યાપ્તિ ઉપરથી અહીં અનુમાન કરિ શકાય છે. 'આ વડના ઝાડ ઉપર એક યક્ષ—ભૂત—રહે છે,' એ ઐતિહ્ય ( **इति + ह** )

એ પ્રમાણનું ઉદાહરણ છે. પરંતુ એ પણ જુદું માનવાનું કારણ નથી. કારણ કે ઐતિહ્ય એટલે જેનો મૂલવક્તા ખબર નથી એવો શબ્દ (પ્રમાણ) છે. એટલે એકનું સાંભળીને બીજો બોલે છે, પરંતુ તે વાત પ્રથમ કોણે ઉચ્ચારી તે કોઇને જ ખબર હોતી નથી. એવાં સ્થલે ઐતિહ્ય એ પ્રમાણ છે, ને તેનો શબ્દ એ પ્રમાણમાં અંતર્ભાવ થાય છે. ચેષ્ટા એ એક ભિન્ન પ્રમાણ છે એમ તાંત્રિકો માને છે, પરંતુ શબ્દ કિંવા અનુમાન એમની જ દ્વારાએ ચેષ્ટા વ્યવહારને કારણીભૂત હોવાથી તે ભિન્ન પ્રમાણ છે એમ માનવાનું કારણ નથી. પરિશેષ એ પણ એક પ્રમાણ છે (એના ઉદાહરણ માટે વાયુના અસ્તિત્વ સારૂ કરેલું અનુમાન જુવો.) પરંતુ તેનો અનુમાનમાં જ અંતર્ભાવ થાય છે. માટે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એવાં માત્ર ચાર જ પ્રમાણો છે એ સિદ્ધ થયું.

પ્રમાણો ચાર છે એમ કહીને તેનું પ્રતિપાદન કર્યું. હવે તે પ્રમાણોના સાધનોથી ઉત્પન્ન થનારૂં જ્ઞાન યથાર્થ છે કે નથી એ આપણે આવશ્ય જાણવું જોઇએ. ને તે કેમ જાણવામાં આવે છે એ એક પ્રશ્ન અહીં ઉપસ્થિત થાય છે. એ વિષે અનેક મતભેદ છે. જ્ઞાનનું પ્રામાણ્ય **स्वतोग्राह्य** છે એમ મીમાંસકો માને છે; અને તે **परतोग्राह्य** છે એમ નૈયાયિકો માને છે.

જ્ઞાનનું પ્રામાણ્ય (**तद्वति तत्प्रकारकत्वम्**) સ્વતોગ્રાહ્ય છે કે પરતોગ્રાહ્ય છે એ પ્રશ્નનો વિચાર આપણે કર્તવ્ય છે પરંતુ એ વિષે પરસ્પર વિરૂદ્ધ એવાં મત આપણે જોઇએ છીએ. ને તેના લીધે સંશય ઉત્પન્ન થાય છે. તે એવો કેઃ જ્ઞાનપ્રામાણ્ય એ તદપ્રામાણ્યાગ્રાહકયાવજજ્ઞાનગ્રાહકસામગ્રીગ્રાહ્ય છે કે નહી ? હવે એ સંશય હોવાથી પરસ્પર વિરૂદ્ધ એવી બે કોટીઓનું–પક્ષોનું–બાજુનું–એમાં જ્ઞાન થાય છે. તે બે કોટિઓ એટલે અહીં એક **विधिकोटि** અને બીજી **निषेधकोटि.** જ્ઞાનપ્રામાણ્ય એ તદપ્રામાણ્યાગ્રાહકયાવજજ્ઞાનગ્રાહકસામગ્રીગ્રાહ્ય છે, એ વિધિકોટિ છે. અને જ્ઞાનપ્રામાણ્ય એ તદપ્રામાણ્યાગ્રાહકયાવજજ્ઞાનગ્રાહકસામગ્રીગ્રાહ્ય નથી, એ નિષેધકોટિ છે. સ્વતોગ્રાહ્ય અને પરતોગ્રાહ્ય એવા જે બે પક્ષ દર્શાવ્યા છે તે પૈકી વિધિકોટિમાં કહેલો જે પક્ષ તે સ્વતસ્ત્વપક્ષ છે, અને નિષેધકોટિમાં કહેલો જે પક્ષ તે પરસ્ત્વપક્ષ છે. **ज्ञानप्रामाण्य तदप्रामाण्याग्राहकयावज्ज्ञानग्राहकसामग्रीग्राह्य છે** એનો અર્થ એ છે

કે, જ્ઞાનનું ગ્રહણ કરાવનારી જે યચ્ચયાવત્‌-સર્વ-સામગ્રી તેથી જ્ઞાનપ્રામાણ્યનું ગ્રહણ થાય છે, માત્ર તે સામગ્રી જેના પ્રામાણ્યનું ગ્રહણ કરવું છે તેના જ અપ્રામાણ્યનું ગ્રહણ કરાવનારી નહોવી જોઇએ; એટલે એજ સ્વતસ્ત્વ કિંવા સ્વતોગ્રાહ્યત્વ છે. હવે, **तदप्रामाण्याग्राहकयावज्ज्ञानग्राहकसामिग्रीग्राह्य** એ માંહેલાં કેટલાએક મુખ્ય મુખ્ય પદો યોજવાનું શું પ્રયોજન છે એનો આપણે વિચાર કરિએ, એટલે તેના યોગથી તે વાકયનો અર્થ વિશેષ સ્પષ્ટ થશે. પ્રથમ તે **तदप्रामाण्याग्राहक** એ પદ આપણે બાજુ ઉપર મુકીએ અને **ज्ञानप्रामाण्य** એ **यावज्ज्ञानग्राहकसामग्रीग्राह्य छे** .એટલું જ વાકય છે એવી કલ્પના કરિએ. હવે આ વાક્ય પૈકી **ज्ञानग्राहकसामग्री** કઈ અને **यावत्** એ પદનું પ્રયોજન શું છે એ બે વાતો જાણી એટલે એ વાકયનો અર્થ સ્પષ્ટ થવાને હરકત પડશે નહી; માટે તે બાબત વિચાર કરિએ. તે પૈકી પેહેલો પ્રશ્ન એછે કે જ્ઞાનગ્રાહકસામગ્રી કઈ? મીમાંસક માંહેલાં ગુરૂ, મુરારિમિશ્ર અને ભટ્ટ, આ ત્રણ આચાર્યોના મત પ્રમાણે ત્રણ ભિન્ન ભિન્ન સામગ્રી માનેલી છે. ગુરૂમત પ્રમાણે **घटत्वेन घटमहं जानामि** એવા પ્રકારનો વ્યવસાય એ જ્ઞાનગ્રાહકસામગ્રી છે. મુરારિમિશ્રના મત પ્રમાણે **अयं घटः** એવો પ્રથમ વ્યવસાય ઉત્પન્ન થાય છે, અને તદનંતર **घटत्वेन घटमहं जानामि** એવો જે અનુવ્યવસાય ઉત્પન્ન થાય છે તે જ્ઞાનગ્રાહકસામગ્રી છે. અને ભટ્ટમીમાંસકોના મત પ્રમાણે જ્ઞાન એ અતિંદ્રિય છે, એટલે ઈંદ્રિયથી તેનું પ્રત્યક્ષ ગ્રહણ થઈ શકતું નથી; તો ઘટનું જ્ઞાન થયું એટલે 'મને એ ઘટ જ્ઞાત થયો' એમ આપણે કહિએ છીએ. એ ઉપરથી જ્ઞાતતા કરીને કોઈ એક ધર્મ તે જ્ઞાતઘટ ઉપર ઉત્પન્ન થાય છે. અને ઘટનું જ્ઞાન થયા વિના ઘટ ઉપર જો જ્ઞાતતા ઉત્પન્ન થયેલ હોતી નથી; તો જ્ઞાતતા ઉપરથી અર્થાપત્તિપ્રમાણ વડે જ્ઞાનનું ગ્રહણ થઈ શકે છે. માટે ભટ્ટમત પ્રમાણે જ્ઞાતતા એ જ્ઞાનગ્રાહકસામગ્રી છે. એવી આ ત્રણ પ્રકારની જ્ઞાનગ્રાહકસામગ્રી છે. અને એ જ સામગ્રીથી જ્ઞાન ઉપરના પ્રામાણ્યનું પણ ગ્રહણ થાય છે એમ મીમાંસકો માને છે. નૈયાયિકોનું કહેવું એવું છે કે તે જ્ઞાનગ્રાહકસામગ્રીથી જ્ઞાનનું માત્ર ગ્રહણ થાય છે, પરંતુ તે જ્ઞાન ઉપરના પ્રામાણ્યનું ગ્રહણ અનુમાનથી થાય છે. તે આ પ્રમાણે: 'મને જે જલજ્ઞાન થયું છે તે પ્રમાણ-ખરૂં-છે; કારણ કે હું જલ

લઈ આવવા સારૂં ગયા છતાં મને જલ મળ્યું.' હવે આ સ્થલે એ અનુમાન જલજ્ઞાન ઉપરના પ્રામાણ્યનું ગ્રાહક છે ખરૂં. પણ એ અનુમાન પરંપરાથી ખુદ જલજ્ઞાનનું પણ ગ્રાહક છે. કારણ કે જલજ્ઞાન થયેલું હોવા વિના તેના પ્રામાણ્ય વિષેનું અનુમાન ક્યાંથી સંભવે ? માટે અનુમાન એ પણ એક જ્ઞાનગ્રાહકસામગ્રી જ છે. એ ઉપરથી એમ થયું કે વ્યવસાય, અનુવ્યવસાય, જ્ઞાતતા અને અનુમાન આ સર્વ જ્ઞાનગ્રાહકસામગ્રી છે. આ પ્રમાણે જ્ઞાનગ્રાહકસામગ્રી કઈ તેનો નિર્ણય થયો. હવે **यावत्** એ પદનું પ્રયોજન શું છે તેનો વિચાર કરિએ. **यावत्** એ પદ ન યોજ્યું હત તો સિદ્ધસાધન એ દોષ પ્રાપ્ત થાત, તે આ પ્રમાણેઃ પોતાની સ્વતસ્ત્વકોટિનું પ્રતિપાદન કરતાં **यावत्** એ પદ ન યોજીને કેવલ **ज्ञानप्रामाण्य अे ज्ञानग्राहकसामग्रीग्राह्य छे** એમ જ મીમાંસકો કહેશે તો મીમાંસકોએ નૈયાયિકનું મત કબુલ કર્યા જેવું થશે. કારણ કે અનુમાન એ એક જ્ઞાનગ્રાહકસામગ્રી છે એ પૂર્વે સિદ્ધ કરિને દર્શાવેલું છે, ને તે જ અનુમાનરૂપી જ્ઞાનગ્રાહકસામગ્રીથી પ્રામાણ્યનું પણ ગ્રહણ થાય છે, એમ નૈયાયિકો પણ માને છે. તેથી કેવલ જ્ઞાનગ્રાહકસામગ્રીગ્રાહ્ય એટલું જ મીમાંસક કહે તો તે મત નૈયાયિકોને પણ કબુલ થશે, અને પ્રતિપક્ષના મત પ્રમાણે જે મત સિદ્ધ થયેલ છે તે જ ફરીથી સિદ્ધ કરવાનો એ પ્રયત્ન છે એમ થશે. માટે આ સિદ્ધસાધન દોષનું નિવારણ કરવા સારૂ **यावत्** એ પદ યોજવાની આવશ્યકતા છે. **यावत्** એ પદ યોજીએ એટલે માત્ર મીમાંસકોનું મત નૈયાયિકોના મતથી ભિન્નત્વે ભાસે છે. અનુમાન એ એક જ્ઞાનગ્રાહકસામગ્રીથી નૈયાયિકોના મતે પ્રામાણ્યનું પણ ગ્રહણ થાય છે. પરંતુ વ્યવસાય, અનુવ્યવસાય, ઈત્યાદિક જે જે કાંઈ—યાવત્—જ્ઞાનગ્રાહકસામગ્રી છે તેના તેનાથી પ્રામાણ્યનું ગ્રહણ થાય જ છે એમ નૈયાયિકોને સંમત નથી. ને તે તો મીમાંસકોને અભિપ્રેત છે. માટે **यावत् पद** યોજવાથી સિદ્ધસાધન દોષનું નિવારણ થાય છે. હવે **ज्ञानप्रामाण्यं अे यावज्ज्ञानग्राहकसामग्रीग्राह्य नथी** એવો નૈયાયિકોનો પક્ષ લઇએ તો એમાં પણ **यावत्** પદની આવશ્યકતા છે. કારણ કે **यावत्** પદ યોજીએ નહી તો **ज्ञानप्रामाण्य अे ज्ञानग्राहकसामग्रीः [ ] नथी** એવો નૈયાયિકોનો સિદ્ધાંત થઈ પડશે. પણ એ સિદ્ધાંતથી તેમના જ મતને બાધ આવે છે. કારણકે

અનુમાનરૂપી જ્ઞાનગ્રાહકસામગ્રીથી જ્ઞાનપ્રામાણ્યનું ગ્રહણ થાય છે એવું નૈયાયિકોનું મત છે એમ પૂર્વે દર્શાવ્યું છે. અને હમણાં પ્રામાણ્ય એ જ્ઞાન-ગ્રાહકસામગ્રીગ્રાહ્ય નથી એમ તેઓ કહે છે. એટલે આ બીજામતથી પ્રથમમતનો બાધ થાય છે. માટે આ બાધરૂપી દોષનું નિવારણ કરવા સારૂ પણ **यावत्** એ પદ યોજવું જ જોઇએ. **यावत्** એ પદ યોજીએ એટલે બાધ દૂર થાય છે. કારણ કે અનુમાન એ એક જ્ઞાનગ્રાહકસામ-ગ્રીથી અગર જો કે જ્ઞાનપ્રામાણ્યગ્રાહ્ય છે તો પણ વ્યવસાય, અનુવ્ય-વસાય ઇત્યાદિક જે જે કાંઇ–**यावत्**–જ્ઞાનગ્રાહકસામગ્રી છે તેનો લેનાથી તે પ્રામાણ્યગ્રાહ્ય છે એમ નૈયાયિકોના મતે બિલકુલ છે જ નહી. કારણ કે વ્યવસાયાદિકથી કેવલ જ્ઞાન થાય છે અને તદનંતર અનુમાનથી તે જ્ઞાનનું પ્રામાણ્ય જાણવામાં આવે છે, એવો નૈયાયિકોનો સિદ્ધાંત છે. આ ઉપરથી **यावत्** એ પદ યોજવું આવશ્યક છે એ સિદ્ધ થયું. એટલા વખત સુધી **तदप्रामाण्याग्राहक** એ પદ બાજુ ઉપર મુકિને આ બદ્ધો વિચાર આ-પણે કર્યો. હવે બાજુ ઉપર મુકેલાં એ પદ પૈકી **अप्रामाण्याग्राहक** એ-ટલાનું જ પ્રયોજન શું છે એ વિષે આપણે વિચાર કરિએ. **अप्रामाण्य-ग्राहक** એ વિશેષણ યોજ્યું નથી એવી આપણે કલ્પના કરિએ તો **ज्ञा-नप्रामाण्य अे यावज्ज्ञानग्राहकसामग्रीग्राह्य छे** એવું વાક્ય થાય છે. હવે આપણને જલજ્ઞાન થયેલું છે એવી ઉદાહરણાર્થે આપણે કલ્પના ક-રીએ. ને ત્યાર પછી ‘ એ ( જલ વિષયક થયેલું ) જ્ઞાન અપ્રમા છે ’ એવું આપણને જ્ઞાન થયું છે એમ માનિએ. હવે ‘ એ જ્ઞાન અપ્રમા છે ’ આ સ્થલે જ્ઞાનનો બાધ થયેલો હોવા વિના તેના વિષેના અપ્રામાણ્ય માટે વિ-ધાન કરી શકાશે નહી, એ ઉપરથી ‘ એ જ્ઞાન અપ્રમા છે ’ આ યાવ-જ્જ્ઞાનગ્રાહકસામગ્રી પૈકી એક સામગ્રી છે એ ખુલ્લું છે. ને તેથી આ સામગ્રીના યોગથી ઉત્પન્ન થયેલા જલજ્ઞાનનું પ્રામાણ્ય પણ આપણને પૂ-ર્વોક્ત અંગીકૃત લક્ષણ પ્રમાણે એ જ સામગ્રીના યોગથી જાણવામાં આ-વેલું છે એમ પ્રાપ્ત થાય છે. પરંતુ ‘ એ ( જલ વિષયક ) જ્ઞાન અપ્રમા છે ’ આ વાક્ય ઉપરથી તે જ જ્ઞાનનું અપ્રમાણ્ય સિદ્ધ થાય છે. એટલે એક જ જલજ્ઞાન વિષે પ્રામાણ્ય અને અપ્રમાણ્ય એવા બંને પણ પ્રાપ્ત થાય છે. પરંતુ અહીં પ્રત્યક્ષ અપ્રામાણ્યજ્ઞાન થતું હોવાથી પ્રામાણ્યજ્ઞાન

જ થવાનો સંભવ ન હોવાના લીધે ' જ્ઞાનપ્રામાણ્ય એ યાવજ્જ્ઞાનગ્રાહકસામગ્રીગ્રાહ્ય છે ' એનો બાધ થઈ પડે છે. માટે એ બાધરૂપી દોષનું નિવારણ કરવા સારૂં **અપ્રામાણ્યાગ્રાહક** એ વિશેષણ યોજવાની જરૂર છે. **અપ્રામાણ્યાગ્રાહક** એ વિશેષણ જ્ઞાનગ્રાહકસામગ્રીને યોજીએ એટલે ' એ જ્ઞાન અપ્રમા છે' એ અગર જો કે એક જ્ઞાનગ્રાહક સામગ્રી હશે, તોપણ તે અપ્રામાણ્યાગ્રાહક નથી માટે તે પ્રામાણ્યનું ગ્રહણ કરી આપવાને યોગ્ય નથી. હવે અપ્રામાણ્યાગ્રાહક એના પાછળ **तत्** એ પદ કેમ યોજ્યું છે એનો આપણે વિચાર કરિએ. **तत्** એ પદ છોડી દઇએ એટલે **ज्ञानप्रामाण्य के अप्रामाण्याग्राहकयावज्ज्ञानग्राहकसामग्रीग्राह्य छे** એવું વાક્ય થાય છે. હવે આ વાક્યમાં **तत्** એ પદ યોજીએ નહી તો ફરિથી ' એ જ્ઞાન અપ્રમા છે ' એના યોગથી એ જ જ્ઞાન ઉપરના પ્રામાણ્યનું ગ્રહણ થઇ શકશે નહી. તે આ પ્રમાણે: ' એ જ્ઞાન અપ્રમા છે ' એ એક જ્ઞાનગ્રાહકસામગ્રી છે એ ખુલ્લું છે. હવે વળી એ જ્ઞાન અપ્રામાણ્યાગ્રાહક હોવું જોઇએ. એટલે ' **इदं ज्ञानमप्रमा** ' આ જ્ઞાનના પ્રામાણ્ય ઉપર પૂર્વોક્ત સ્વીકારેલા સ્વતસ્ત્વના લક્ષણનો સમન્વય થશે. પરંતુ એ જ્ઞાન અપ્રામાણ્યાગ્રાહક નથી. તે આ પ્રમાણે: ' આ થયેલું જલજ્ઞાન અપ્રમા છે ' એ અનુવ્યવસાય છે, અને ' મને જલજ્ઞાન થયું છે ' એ અહીં વ્યવસાય છે. હવે આ પૈકી અનુવ્યવસાયજ્ઞાન એ પ્રમાણ છે ને તે પ્રમાણ હોવાથી વ્યવસાયજ્ઞાન એટલે જલજ્ઞાન એ અપ્રમાણ છે એ ખુલ્લું છે. તેથી હવે ' **इदं ज्ञानमप्रमा** ' એ જ્ઞાન એવું છે કે તે અનુવ્યવસાય ઉપરના પ્રામાણ્યનું ગ્રાહક તો છે ખરૂં, પરંતુ તે અપ્રામાણ્યગ્રાહક નથી. કારણ કે તેના યોગથી વ્યવસાયનિષ્ટ અપ્રામાણ્યનું પણ ગ્રહણ થાય છે. માટે ' **इदं ज्ञानमप्रमा** ' એ સ્વતસ્ત્વલક્ષણને જોઇતું હતું તેવું, એટલે અપ્રામાણ્યગ્રાહક, નથી. માટે સ્વતસ્ત્વસિદ્ધિ થઈ શકતી નથી તેથી હવે આ દોષનું નિવારણ કરવા સારૂ **तत्** એ પદ યોજવું જોઇએ. તે **तत्** પદનો અર્થ ' પ્રામાણ્યાશ્રય ' એવો અહીં કરવો- હવે એવો અર્થ કરવાથી **तदप्रामाण्याग्राहक** એનો અર્થ એવો થાય છે કે, જે સ્થલના પ્રામાણ્યનું જ્ઞાન થવાનું હોય છે તે જ સ્થલના અપ્રામાણ્યનું જ્ઞાન ન થાય એટલે થયું, પછી બીજાં સ્થલનાં અપ્રામાણ્યનું ગ્રાહક તે જ્ઞાન

હોય તો પણ ચિંતા નહી. પૂર્વોક્ત ઉદાહરણમાં અનુવ્યવસાય એ પ્રામાણ્યાશ્રય છે. '**इदं ज्ञानमप्रमा**' એના યોગથી જે અનુવ્યવસાય ઉપર-પ્રામાણ્યનું ગ્રહણ થાય છે તે જ અનુવ્યવસાય ઉપરના અપ્રામાણ્યનું ગ્રહણ તે જ્ઞાનથી થતું નથી. બીજા ઉપરના, એટલે વ્યવસાય ઉપરના અપ્રામાણ્યનું ગ્રહણ તે જ્ઞાનના યોગથી થાય છે એ ખરૂં છે; તોપણ પ્રકૃત સ્થલે પ્રામાણ્યાશ્રય જે અનુવ્યવસાય તેના ઉપરના અપ્રામાણ્યનું અગ્રાહક એવું જ '**इदं ज्ञानमप्रमा**' એ જ્ઞાન હોવાથી સ્વતસ્ત્વસિદ્ધિ થાય છે એ સિદ્ધ થયું.

આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ એવા મતો પ્રાપ્ત થવાથી પ્રામાણ્ય સ્વતોગ્રાહ્ય છે કિંવા પરતોગ્રાહ્ય છે એ વિષે જે સંશય ઉત્પન્ન થયો તેનો અહીં સુધી નિર્દેશ કર્યો છે. હવે તે પૈકી પૂર્વપક્ષનું એટલે મીમાંસકોનું કહેવું શું છે તે જોઇએ. મીમાંસકો એમ કહે છે કે પ્રામાણ્ય એ સ્વતોગ્રાહ્ય જ છે. તે આ પ્રમાણેઃ ઘટ જોઇએ એટલે '**अयंघटः**' એવું વ્યવસાયાત્મક જ્ઞાન થાય છે. એટલે એમાં ઘટ, ઘટત્વ અને તે બંનેનો સબંધ એમનું જ્ઞાન થાય છે. કારણકે '**अयंघटः**' એ જ્ઞાન એટલે '**घटत्ववति घटत्वप्रकारक** જ્ઞાન છે. વળી તે સવિકલ્પક, એટલે વિશેષણવિશેષ્યસંબંધાવગાહિ અથવા જાત્યાદિયોજનાત્મક, હોવાથી તેમાં ઘટ, ઘટત્વ અને તેમનો સંબંધ, એમનું જ્ઞાન આવશ્ય થાય છે. તેથી વ્યવસાયમાં ઘટ, ઘટત્વ અને તેમનો સંબંધ એમનું જ્ઞાન થાય છે એ સિદ્ધ થયું. ને એજ વ્યવસાયરૂપ પ્રત્યાસત્તિ અનુવ્યવસાયમાં પણ હોવાથી '**घटत्वेन घटमहं जानामि**' આ અનુવ્યવસાયમાં પણ ઘટ, ઘટત્વ અને તેમનો સંબંધ, એમનું જ્ઞાન થતું હોવું જોઇએ. ને તે થાય છે એટલું તો તમોને—નૈયાયિકોને—પણ કબુલ છે. ને એ તમે કબુલ કર્યું એટલે પ્રમાણ્ય સ્વતોગ્રાહ્ય છે, તેનું ગ્રહણ કરવાને અનુમાન જોઇતું નથી, એ જે અમારૂં કહેવું છે તે તમે કબુલ કર્યા જેવું જ છે. કારણકે અમારા મતમાં પ્રામાણ્ય એટલે શું ? તો આપણા આગળ જે પદાર્થ હોય તે ( પુરોવર્તિ ), તેનો પ્રકાર અને તે ઉભયનો સંબંધ, એમનું જ્ઞાન થવું એને જ અમો જ્ઞાનપ્રામાણ્ય એમ કહિએ છીએ. ઉદાહરણાર્થ, આપણા આગળનો ઘટ, તેનો પ્રકાર એટલે ઘટત્વ, અને તેમનો સંબંધ એમનું જ્ઞાન થવું એ જ અમારા મતે

ઘટજ્ઞાનનું પ્રામાણ્ય છે. અને ઘટ, ઘટત્વ- અને તેમનો સંબંધ; એમનાથી ઉત્પન્ન થનારો અનુવ્યવસાય એ જ અમારા મતે તે જ્ઞાનની ગ્રાહક એવી સામગ્રી છે. તેથી જ્ઞાનપ્રામાણ્ય એ જ્ઞાનગ્રાહકસામગ્રીગ્રાહ્ય છે એ જે અમારો સ્વતસ્ત્વપક્ષ તે સિદ્ધ થાય છે. એમ પ્રાપ્ત થતાં એ ઉપર નૈયાયિકો એવું પ્રત્યુત્તર આપે છે કે પ્રામાણ્ય સ્વતોગ્રાહ્ય જ છે એમ માનીએ તો તે પ્રામાણ્ય વિષે કોઈ કોઈ વખતે જે સંશય ઉત્પન્ન થયેલો નજરે પડે છે તે ઉત્પન્ન થવાને જગો રહેશે નહી. નિત્ય આપણે જે સ્થળે જલ જોઈએ છીએ તે સ્થળના જલજ્ઞાન વિષે આપણને સંશય થતો નથી. પરંતુ એકાદ નવીન સ્થળે પેહેલાંજ પ્રસંગે ( **अनभ्यासदशायाम्** ) જલનું જ્ઞાન થયું તો એ જલજ્ઞાન પ્રમા છે કે અપ્રમા છે, ખરૂં છે કે ખોટું છે, એવો સંશય સહજ ઉત્પન્ન થાય છે એવો અનુભવ છે. પરંતુ પ્રામાણ્ય સ્વતોગ્રાહ્ય છે એમ માનીએ તો પછી એવો સંશય ઉત્પન્ન થઈ શકે નહી, કારણ કે તમારા–મીમાંસકોના–મત પ્રમાણે અનુવ્યવસાયના યોગથી જ તે જલજ્ઞાન ખરૂં છે એવો નિશ્ચય થયેલો હોય છે. પણ અનુવ્યવસાયથી તમારા મત પ્રમાણે જલજ્ઞાનના પ્રામાણ્યનો નિશ્ચય થયેલો છતાં પણ જો તે પ્રામાણ્ય માટે સંશય આવે છે એવું અનુભવ સિદ્ધ છે, તો એ તમારો સ્વતોગ્રાહ્યત્વપક્ષ ઘટિત નથી. તેથી પ્રામાણ્ય પરતોગ્રાહ્ય છે એવો જે અમારો પક્ષ છે તેનો જ અંગિકાર કરવો ઈષ્ટ છે. અમારા મત પ્રમાણે અનભ્યાસસ્થલે પ્રથમ તો જલજ્ઞાન થાય છે. નંતર તે જલ લઈ આવવા સારૂ તે જલ તરફ પુરૂષની પ્રવૃત્તિ થાય છે. નંતર જલ પાસે જઇને જલ મળ્યું એટલે તે પુરૂષ પોતાના મનમાં એવું અનુમાન કરે છે કે ' મને પૂર્વે થયેલું જલજ્ઞાન પ્રમા હોવું જોઇએ; કારણ કે તે સમર્થ–ફલદ્રુપ–પ્રવૃત્તિ જનક છે. એટલે, તે જલજ્ઞાન ઉપરથી મારી જલ તરફ પ્રવૃત્તિ થતાં મને જલ મળ્યું; જે જે જ્ઞાન પ્રમા હોતું નથી તે તે સમર્થપ્રવૃત્તિજનક હોતું નથી, જેમ અપ્રમા. ' એવા વ્યતિરેકીઅનુમાનના યોગથી પ્રથમ પ્રસંગે પ્રામાણ્યનો નિશ્ચય થાય છે. ને નંતર બીજા વખતે અભ્યાસદશાપ્રસંગે પ્રત્યક્ષ જલ પાસે ન જતાં પણ અન્વયવ્યતિરેકિઅનુમાનથી જલજ્ઞાનનું પ્રામાણ્ય જાણી શકાય છે. અનભ્યાસસ્થલે અન્વયદૃષ્ટાંત હોતો નથી માટે ત્યાં વ્યતિરેકિઅનુમાન કરવું પડે

છે. પરંતુ અભ્યાસસ્થલે પૂર્વનું જ્ઞાન એ દૃષ્ટાંત હોવાથી પૂર્વજ્ઞાનસજાતિયત્વ, એટલે સમર્થ પ્રવૃત્તિ જનકત્વ, એ લિંગ ઉપરથી અન્વયવ્યતિરેકિ અનુમાન કરી શકાય છે. અને તેના યોગથી પ્રામાણ્યનું ગ્રહણુ થાય છે. માટે જ્ઞાનપ્રામાણ્ય એ સ્વતોગ્રાહ્ય નથી, તો તે પરતોગ્રાહ્ય છે, એ સિદ્ધ થયું.

એટલા વખત સુધી જ્ઞાનપ્રામાણ્ય પરતોગ્રાહ્ય કે સ્વતોગ્રાહ્ય એના વિષે વિવેચન થયું. પરંતુ પરતસ્ત્વ એ જ્ઞાનપ્રામાણ્યના ગ્રહણમાંજ માત્ર છે એમ નથી. તો તેના ઉત્પત્તિમાં પણ પરસ્ત્વ છે. એટલે પ્રમા ઉત્પન્ન થવાને પણુ બીજા બહારના કોઈપણુ કારણો જોઇએ છીએ; તે સ્વતઃ ઉત્પન્ન થતી નથી. ઉત્પત્તિના સંબંધે પ્રમાનું પરતસ્ત્વ એટલે ગુણુજન્યત્વ. એટલે એ માંહેલો તાત્પર્યાર્થ એ કે. જે જ્ઞાન ગુણુથી ઉત્પન્ન થયેલું હોય છે તે પ્રમા છે. સદહું લક્ષણમાં જે ગુણ શબ્દ આવ્યો છે તેનો અર્થ આ પ્રમાણે છેઃ પ્રમાનું જે અસાધારણકારણ તે ગુણ છે. પ્રમા ઉત્પન્ન થવાને જે પ્રમાણે ગુણ જોઇએ છે. તે જ પ્રમાણે અપ્રમા ઉત્પન્ન થવાને દોષ હોવો જોઇએ છે. માટે દોષ એટલે અપ્રમાનું અસાધારણુકારણ છે એવું દોષનું લક્ષણ કરેલું છે. હવે પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ અને શબ્દ આ ચાર પ્રકારની પ્રમા હોવાથી એ ચારે સ્થલે પ્રમા ઉત્પન્ન થવાને ચાર ભિન્ન ભિન્ન ગુણ જોઇએ છીએ. તે પૈકી પ્રત્યક્ષમાં વિશેષણવદ્વિશેષ્યસંનિકર્ષ એ ગુણુ હોય છે. આપણે નેત્રથી ઘટ જોયો તો તે સ્થલે ઘટત્વ એ વિશેષણ હોય છે, ને ઘટ એ વિશેષ્ય હોય છે, અને વિશેષણુવદ્વિશેષ્ય, એટલે ઘટત્વવદ્ઘટ, એનો આપણા ચક્ષુની સાથે સંનિકર્ષ થયેલો હોય છે એટલે આ સ્થલે ' **घटत्ववति घटत्वप्रकारक** ' જ્ઞાન થતું હોય છે, માટે તે પ્રત્યક્ષજ્ઞાન પ્રમા છે. આ ઉપરથી વિશેષણવદ્વિશેષ્યસંનિકર્ષ એ પ્રત્યક્ષપ્રમા ઉત્પન્ન કરવાના કામમાં ગુણ કેમ માન્યો છે એ લક્ષમાં આવશે. અનુમિતિમાં વ્યાપકવતિવ્યાપ્યજ્ઞાન એ ગુણ છે. એજ અર્થ લક્ષમાં લઇને સિદ્ધાંતમુક્તાવલીમાં **साध्यवति साध्यव्याप्यवैशिष्ट्यज्ञान** એ ગુણ કરીને કહેલ છે. ' **पर्वतो वन्हिमान् धूमात्** ' આ સ્થલે વન્હિ એ વ્યાપક કિંવા સાધ્ય છે; ને પર્વત એ વ્યાપકવાન્ અથવા સાધ્યવાન્ છે, અને ધૂમ એ વ્યાપ્ય, એટલે સાધ્યવ્યાપ્ય છે. તેથી ' આ પર્વત વન્હિમા-

ધ્ય ધૂમવાન્ છે, એવું જે જ્ઞાન તે અનુમિતિ માંહેલો ગુણુ છે. કારણ કે એ જ્ઞાન એટલે પરામર્શજ્ઞાન જ છે. ને પરામર્શ બરોબર હોય એટલે અનુમિતિ બરોબર થશે એ ખુલ્લું છે. ઉપમિતિમાં યથાર્થસાદશ્યજ્ઞાન એ ગુણુ છે. અને શાબ્દજ્ઞાનમાં યથાર્થયોગ્યતાજ્ઞાન એ ગુણુ છે એમ જાણવું. હવે જે પ્રમાણે ગુણથી પ્રમા ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે દોષથી અપ્રમા ઉત્પન્ન થાય છે. તે દોષના ઉદાહરણ આ પ્રમાણે કલ્પનાથી યોજવા. 'આ શંખ પીળો છે' એવો જે ભ્રમ થાય છે તેને પિત્તાદિક દોષ કારણુ હોય છે, અને 'એ રજત છે' એવો શુક્તિના વિષે ભ્રમ થાય છે ત્યાં તે શુક્તિનું ચકચકિતપણું એ દોષ છે. અહીં સુધી પ્રામાણ્ય સ્વતોગ્રાહ્ય છે કે પરતોગ્રાહ્ય છે એ વિષે વાદ કરીને તે પરતોગ્રાહ્ય જ છે એમ ઠરાવ્યું. હવે અપ્રામાણ્ય વિષે પણ એવો જ પ્રશ્ન ઉત્પન્ન થાય છે. પરંતુ તે માંહેલો સિદ્ધાંત એવો છે કે અપ્રામાણ્ય એ પણ પરતોગ્રાહ્ય જ છે.: કારણ કે પુરોવર્તિ પદાર્થ ઉપર તેના પ્રકારનો સંબંધ છે એવું જ્ઞાન અનુવ્યવસાયમાં થવું એ જ સ્વતસ્ત્વ છે એમ પ્રામાણ્ય વિષે મીમાંસકોનું મત પૂર્વે કહેલ છે. તેના જ અનુરોધથી એમ કહી શકાશે કે અપ્રામાણ્યતું સ્વતસ્ત્વ એટલે પુરોવર્તિ પદાર્થ ઉપર તેના પ્રકારના અભાવનું જ્ઞાન થવું. પરંતુ એ લક્ષણુ અપ્રમાના અનુવ્યવસાયમાં સંભવતું નથી. 'એ રજત છે' એવો શુક્તિસ્થલે ભ્રમ થાય છે, અને તેનાથી 'હું રજત જાણું છું' એવો અનુવ્યવસાય ઉત્પન્ન થાય છે. પરંતુ 'એ રજત છે' આ જ્ઞાનનો પ્રકાર જે રજતત્વ તેનો અભાવ પુરોવર્તિ શુક્તિ ઉપર છે એ અહીંના અનુવ્યવસાયમાં જાણવામાં આવતું નથી. કારણ કે તે અભાવનો કોઈ પણ પ્રકારનો સંનિકર્ષ અહિંના અનુવ્યવસાયમાં હોતો નથી. તેથી અભાવ ઉપસ્થિત ન હોવાથી તેનું જ્ઞાન થવું શક્ય નથી. માટે અપ્રામાણ્ય એ સ્વતોગ્રાહ્ય નથી, તો તે પરતોગ્રાહ્ય છે. એટલે અનુમાનાદિકથી તેનું ગ્રહણ થાય છે. 'એ જ્ઞાન અપ્રમા છે, કારણ કે તે વિસંવાદિ-નિષ્ફલ-પ્રવૃત્તિજનક છે;' એવા પ્રકારના અનુમાન ઉપરથી જ્ઞાનના અપ્રામાણ્યનું ગ્રહણ થાય છે. માટે તે પરતોગ્રાહ્ય છે. અને જ્ઞાનમાં જે અપ્રામાણ્ય ઉત્પન્ન થાય છે તે પણ પિત્તાદિક દોષથી ઉત્પન્ન થાય છે એ પૂર્વે કહેલું જ છે. માટે ઉત્પત્તિ સંબંધે પણ અપ્રામાણ્યને પરતસ્ત્વ છે એમ જાણવું.

મીમાંસકોના મતે જ્ઞાનનું પ્રામાણ્ય જ્ઞાનના જ સાથે જાણવામાં આવે છે, અને જો તે જ્ઞાન અપ્રમાણ હશે તો તે વાત પાછળથી કેટલાએક કારણોથી વ્યક્ત થાય છે. પરંતુ જ્યાં સુધી અપ્રામાણ્ય જણાતું નથી ત્યાં સુધી સઘળાં જ જ્ઞાનો પ્રમાત્મક હોય છે. માટે મીમાંસકો એમ કહે છે કે, સર્વજ્ઞાનો યથાર્થ હોવાથી અયથાર્થજ્ઞાન એવું કાંઈ છે જ નહી. એ ઉપર નૈયાયિકો એમ કહે છે કે શુક્તિને વિષે 'આ રજત છે' એવું આપણને ભ્રમાત્મકજ્ઞાન થાય છે. ને નંતર તે રજત લેવા સારૂં આપણી પ્રવૃત્તિ થાય છે. આ જે ભ્રમજન્ય પ્રવૃત્તિ થાય છે તે, અયથાર્થજ્ઞાન નથી એમ માનિએ તો, કોઈ વખતે પણ થશે નહી' પરંતુ ભ્રમજન્યપ્રવૃત્તિ તો થાય છે એવો અનુભવ છે. તેથી ભ્રમ, એટલે અયથાર્થજ્ઞાન, એટલે અન્યથાખ્યાતિ, એનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. પરંતુ એ ઉપર મીમાંસકો એમ કહે છે કે, ભ્રમજન્યપ્રવૃત્તિ ઉપરથી અન્યથાખ્યાતિ સિદ્ધ થાય છે એમ તમારાથી કહી શકાય નહી. કારણ કે શુક્તિ છતાં 'આ રજત છે' એવું જ્ઞાન થયા પછી જે પ્રવૃત્તિ થાય છે તે ભ્રમજન્ય હોય છે એમ તમો માનો છો. પરંતુ તે યોગ્ય નથી. કારણ કે પૂર્વે જોએલા રજતની સ્મૃતિ અને પુરોવર્તિ–શુક્તિ–પદાર્થનું જ્ઞાન એમના યોગથીજ ત્યાં પ્રવૃત્તિ સંભવે છે. અત્ર કોઈ કદાચ્ એવી શંકા કરશે કે રજતસ્મૃતિ અને પુરોવર્તિજ્ઞાન એમના યોગથીજ પ્રવૃત્તિ સંભવે છે એમ માનીએ તો 'આ રજત નથી' એવું જ્ઞાન થાય છે તે સ્થલે પણ રજત લઈ આવવા સારૂ પ્રવૃત્તિ થઈ પડશે. પરંતુ એ શંકા ઘટિત નથી. કારણ કે ઉપસ્થિત પદાર્થ; શુક્તિ, અને ઇષ્ટ પદાર્થ રજત, એ બંને માંહેલા ભેદનું ગ્રહણ થયેલું હોવું ન જોઇએ, એટલે પ્રવૃત્તિ સંભવે છે, એમ અમારા કહેવાનું તાત્પર્ય છે. 'આ રજત નથી' એ સ્થલે ઉપસ્થિત અને ઇષ્ટ એમના માંહેલા ભેદનું જ્ઞાન સ્પષ્ટ થાય છે, માટે ત્યાં પણ પ્રવૃત્તિ થવા લાગશે એવો જે અતિવ્યાપ્તિનો દોષ તમોએ–નૈયાયિકોએ–અમારા ઉપર આણ્યો હતો તે નિવારણ થયો છે. તેથી સર્વ સ્થલે ઉપસ્થિતેષ્ટભેદાગ્રહથી જ પ્રવૃત્તિ સંભવતી હોવાથી, અને ભ્રમથી સંભવતી ન હોવાથી, ભ્રમ એટલે જે અન્યથાખ્યાતિ તેની સિદ્ધિ થઇ શકતી નથી. એવો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં નૈયાયિકો તેના ઉપર એવું પ્રત્યુત્તર આપે છે કે, શુક્તિ ઉપર રજતનું જ્ઞાન થયા છતા જે પ્રવૃત્તિ થાય છે તે

ભ્રમથીજ ઉત્પન્ન થયેલી હોય છે એમ જ કહેવું જોઇએ. સર્વે સ્થલે, એટલે સત્યરજતસ્થલે અને શુક્તિસ્થલે, ઉપસ્થિતેષ્ટભેદાગ્રહ એજ પ્રવર્તક છે એમ માની શકાય નહી. કારણકે સત્યરજતસ્થલે તો નિદાન વિશિષ્ટજ્ઞાન એજ પ્રવૃત્તિનું કારણ છે એમ માનવું જોઇએ, અહીં વિશિષ્ટ જ્ઞાન એટલે પુરોવર્તિવિશેષ્યકરજતપ્રકારક જ્ઞાન છે. આપણા આગળનું રજત આપણે જોતા હોઇએ માટે પુરોવર્તિ–રજત–એ તે રજતજ્ઞાનનું વિશેષ્ય છે, અને રજતત્વ એ તે જ્ઞાનનો પ્રકાર છે. તેથી રજતત્વ એ પ્રકારથી એટલે વિશેષણથી વિશિષ્ટ એવું જે પુરોવર્તિરજત તે વિષેનું જે જ્ઞાન તે વિશિષ્ટજ્ઞાન છે. ને એજ પ્રવૃત્તિજનક છે એમ માનવું જોઇએ. કારણ કે એમ માનવામાં લાઘવ છે અને ઉપસ્થિતેષ્ટભેદાગ્રહણ એ અહીં પ્રવૃત્તિનું કારણ માનવામાં ગૌરવ છે. કારણ કે એમાં ધર્મ અને ધર્મી –રજતત્વ અને રજત–એમનું જ્ઞાન હોવું જોઇએ જ છે પણ તે શિવાય ઉપસ્થિતેષ્ટભેદાગ્રહરૂપધર્મનું પણ જ્ઞાન હોવુંજોઇએ છીએ આ ગૌરવરૂપ દોષ માટે વિશિષ્ટજ્ઞાન એજ પ્રવૃત્તિનું કારણ સત્યરજતસ્થલે માનવું જોઇએ. હવે, સત્યરજતસ્થલે વિશિષ્ટજ્ઞાન એ પ્રવૃત્તિનું કારણ માનવું અને શુક્તિરજતસ્થલે ઉપસ્થિતેષ્ટભેદાગ્રહ એ કારણ માનવું એમ તમો–મીમાંસકો–કહેશો. પરંતુ તેમ કહેવું પણ યોગ્ય નથી. કારણ કે લાઘવ સારૂ જ્યાં જ્યાં પ્રવૃત્તિ હશે ત્યાં ત્યાં વિશિષ્ટજ્ઞાન જ તેનું કારણ હોય છે એમ માનવું યોગ્ય છે. ને તે પ્રમાણે કહિએ એટલે શુક્તિરજત સ્થલે વિશિષ્ટજ્ઞાન એટલે પુરોવર્તિ–શુક્તિ–વિશેષ્યકરજતત્વપ્રકારકજ્ઞાન છે; એટલે આપણા આગળ શુક્તિ છતાં તે રજત એવું જ્ઞાન થયા જેવું છે, પણ એવું જ્ઞાન એટલે ભ્રમ, કે અન્યથાખ્યાતિ જ છે. આ પ્રકારે અન્યથાખ્યાતિનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. ॥ ૫૧ ॥

**वाक्यार्थज्ञानं शाब्दज्ञानम् । तत्करणं शाब्दः ॥ ५२ ॥**

**વાકયાર્થ જ્ઞાન એજ શાબ્દજ્ઞાન છે. અને શબ્દ એ તેનું કરણ છે ॥ ૫૨ ॥**

પૂર્વે યથાર્થ અને અયથાર્થ એવા અનુભવના બે પ્રકાર કહ્યા હતા.

તે પૈકી યથાર્થ અનુભવનું નિરૂપણ અહીં સુધી કર્યું, હવે બાકી રહેલો જે અયથાર્થાનુભવ તેના નિરૂપણનો આરંભ કરતા કહે છે કેઃ—

**अयथार्थानुभवस्त्रिविधः । संशयविपर्ययतर्कभेदात् । एकस्मिन्धर्मिणि विरुद्धनानाधर्मवैशिष्ट्यावगाहि ज्ञानं संशयः । यथा स्थाणुर्वा पुरुषो वेति । मिथ्याज्ञानं विपर्ययः । यथा शुक्ताविदं रजतमिति । व्याप्यारोपेण व्यापकारोपस्तर्कः । यथा यदि वन्हिर्न स्यात्तर्हि धूमोऽपि न स्यादिति ॥ ५३ ॥**

અયથાર્થાનુભવ ત્રણ પ્રકારનો છે. તે ત્રણ પ્રકાર સંશય, વિપર્યય અને તર્ક, એ છે. એક જ ધર્મિ પરસ્પર વિરૂદ્ધ એવા અનેક ધર્મથી વિશિષ્ટ છે એવું જે આપણને જ્ઞાન થાય છે તે સંશય છે. ઉદાહરણાર્થ, ' આ સ્થાણું—પત્થર—છે કે પુરૂષ છે, ' એ સંશય છે. વિપર્યય એટલે મિથ્યાજ્ઞાન. ઉદાહરણાર્થ, આપણા આગળ વાસ્તવિક શુક્તિ છતાં ' આ રજત ' એવું જો આપણને મિથ્યાજ્ઞાન થયું તો તે વિપર્યય છે. વ્યાપ્યારોપ ઉપરથી વ્યાપકારોપ કરવો તે તર્ક છે. ઉદાહરણાર્થ' જો એકાદ સ્થલે વન્હિ નહી હશે તો ત્યાં ધૂમ પણ ન હોવો જોઇએ ॥ ૫૩ ॥

अयथार्थानुभवं विभजते । अयथार्थेति । स्वप्नस्य मानसविपर्ययरूपत्वान्नत्रैविध्यविरोधः । संशयलक्षणमाह । एकस्मिन्निति । घटपटाविति समूहालंबनेऽतिव्याप्तिवारणायैकेति । घटो द्रव्यमित्यादावतिव्याप्तिवारणाय विरुद्धेति । पटत्वविरुद्धघटत्ववानित्यत्रातिव्याप्तिवारणाय नानेति । विपर्ययलक्षणमाह । मिथ्येति । तदभाववति तत्प्रकारकनिश्चय इत्यर्थः । तर्कं लक्षयति । व्या-

**ध्येति । यद्यपि तर्को विपर्ययेऽन्तर्भवति तथापि प्रमाणानुग्राहकत्वाद्भेदेन कीर्तितः ॥ ५२ ॥**

અયથાર્થાનુભવ ત્રણ પ્રકારનો છે એમ કહ્યું છે. પરંતુ '**तदभाववति तत्प्रकारकं ज्ञानम्**' એ જે અયથાર્થાનુભવનું લક્ષણ તે સ્વપ્નજ્ઞાન ઉપર પણ આવી શકે છે. તેથી સ્વપ્ન એ એક ચોથો અયથાર્થાનુભવ છતાં તેના ત્રણ જ પ્રકાર માન્યા છે તે યોગ્ય નથી, એવી શંકા આવે છે. પરંતુ સ્વપ્નનો માનસવિપર્યયમાં જ અંતર્ભાવ થતો હોવાથી અયથાર્થાનુભવ ત્રણ પ્રકારનો છે એમ જે માન્યું છે તે યોગ્ય જ છે. શુક્તિ છતાં તે રજત છે ઇત્યાદિ જે વિપર્યયાત્મક જ્ઞાન થાય છે તે ચક્ષુરાદિકોને થાય છે. પરંતુ સ્વપ્નજ્ઞાન મન પુરીતતિનાડીના સંધિપ્રદેશમાં છતાં થાય છે. માટે તેને માનસવિપર્યય એમ કહેલું છે. આ પ્રમાણે અયથાર્થાનુભવ ત્રિવિધ જ છે એ સિદ્ધ થયું. હવે તે ત્રણ ભેદ પૈકી સંશયનું જે લક્ષણ મૂલમાં આપેલું છે તેમાં **एकस्मिन्** એ જે પદ યોજ્યું છે તેનું કારણ એ છે કે, તે પદ યોજ્યું નહી હોત તો 'આ ઘટ, (અને) પટ છે' એવા પ્રકારના સમૂહાલંબનજ્ઞાન ઉપર અતિવ્યાપ્તિ થાત. કારણ કે આ સ્થલે વિરૂદ્ધનાનાધર્મવૈશિષ્ટ્યજ્ઞાન થાય છે. કારણ કે ઘટત્વ અને પટત્વ આ અનેક અને પરસ્પર વિરૂદ્ધ એવા ધર્મ છે. તેથી 'આ ઘટ, પટ છે' એવા સ્થલે પણ સંશયનું લક્ષણ પ્રાપ્ત થશે. પરંતુ વાસ્તવિક રીતે જોઇએ તો 'આ ઘટ, પટ છે' એ જ્ઞાન પ્રમાત્મક છે, સંશય નથી. માટે એના ઉપર સંશયનું લક્ષણ ન આવવું જોઇએ. તેથી તે અતિવ્યાપ્તિનું નિવારણ કરવા સાર **एकस्मिन्** એ પદ યોજવું જોઇએ. ઘટત્વ અને પટત્વ આ વિરૂદ્ધનાનાધર્મ છે ખરાં, પરંતુ તેઓ એક જ ધર્મી ઉપર રહેતા નથી, તો ઘટ અને પટ આ ભિન્ન ભિન્ન ધર્મીઓ ઉપર રહે છે. માટે **एकस्मिन्** એ પદ યોજવાથી તેના ઉપર હવે સંશયનું લક્ષણ પ્રાપ્ત થતું નથી. **विरुद्ध** એ પદનું પ્રયોજન એ છે કે, '**घटो द्रव्यम्**' એમ આપણે કહ્યું તો ઘટત્વ અને દ્રવ્યત્વ આ બે ધર્મ એક જ ઘટ એ ધર્મી ઉપર રહેતાં હોવાથી એવા સ્થલે સંશયનું લક્ષણ પ્રાપ્ત થાશે. માટે **विरुद्ध** એ પદ યોજવું જોઇએ. એક જ ઘટ એ ધર્મી સંબંધે ઘટત્વ અને પટત્વ આ ધર્મ વિરૂદ્ધ છે, પણ ઘટત્વ અને દ્રવ્યત્વ આ વિરૂદ્ધ નથી. કારણ કે ઘટ

એ ઘટ છતાં વળી દ્રવ્ય પણ થઈ શકવાને હરકત નથી. માટે **विरुद्ध** એ પદ યોજવાથી '**घटो द्रव्यम्**' એના ઉપરની અતિ વ્યાપ્તિ દૂર થાય છે. અને **नाना** એ પદ ન યોજીએ તો '**पटत्वविरुद्धघटत्ववान् घटः**' આ પ્રમા ઉપર સંશયના લક્ષણુની અતિવ્યાપ્તિ થાય છે. કારણુ કે અહીંનું જ્ઞાન એક જ ઘટ એ ધર્મી વિષયક છે, ને પટત્વની સાથે વિરૂદ્ધ છે. તેથી એ પ્રમાત્મકજ્ઞાન છતાં પણ તેના ઉપર સંશયનું લક્ષણુ આવે છે. માટે **नाना** એ પદ યોજવું જોઇએ. ઘટ એ એક જ ધર્મી ઉપર પટત્વ વિરૂદ્ધ ઘટત્વ એ ધર્મનું જ્ઞાન થાય છે ખરૂં. પણ જે ઘટત્વ એ ધર્મનું જ્ઞાન થાય છે તે ધર્મ એક જ છે, નાના—અનેક—નથી. પણ તે ધર્મ તો નાના હોવા જોઇએ, એટલે ત્યાં સંશયનું લક્ષણુ આવે. એ સારૂ **नाना** એ પદ યોજ્યું છે. હવે અયથાર્થાનુભવ માંહેલો બીજો પ્રકાર જે વિપર્યય તેનું લક્ષણુ 'મિથ્યાજ્ઞાન' એમ કહ્યું છે. તેનો અર્થ એ છે કે '**तदभाववति तत्प्रकारकनिश्चय**' એટલે મિથ્યાજ્ઞાન છે. રજતનો જ્યાં અભાવ હોય છે એવાં શુક્ત્યાદિક સ્થલે રજતત્ત્વપ્રકારક એવું જે નિશ્ચયાત્મકજ્ઞાન થાય છે તે મિથ્યાજ્ઞાન છે. વ્યાપ્યના આરોપ ઉપરથી વ્યાપકનો આરોપ કરવો એને જ તર્ક કહે છે. એનો અર્થ નીલકંઠીમાં '**आहार्यव्याप्यवत्ताभ्रमज आहार्यव्यापकवत्ताभ्रमस्तर्कः**' એમ કરેલો છે. '**पर्वतो वन्हिमान् धूमात्**' આ અનુમાનમાં પર્વત ઉપર ધૂમ છે એવું પ્રત્યક્ષ જોતાં છતાં પણ ત્યાં વન્હિ નથી એમ જો કોઈ કહેવા લાગશે, એટલે પર્વત ઉપર વન્હ્યભાવનું પ્રતિપાદન કરશે, તો તેના કહેવા પ્રમાણે ધૂમ અને વન્હિ એમના માંહેલા કાર્યકારણભાવના ભંગનો પ્રસંગ આવશે એવું દર્શાવવા સારૂ તર્કનો ઉપયોગ કરે છે. પૂર્વોક્ત ઉદાહરણમાં વન્હ્યભાવ એ વ્યાપ્ય છે અને ધૂમાભાવ વ્યાપક છે. હવે પ્રતિપક્ષીના સમાધાનાર્થે પર્વત ઉપર વન્હિ નથી એમ માનિએ, એટલે ક્ષણમાત્ર જાણી જોઇને આહાર્યવ્યાપ્ય—વન્હ્યભાવ—વત્તાભ્રમનો અંગિકાર કરિએ તો તેનાથી એવું પ્રાપ્ત થાય છે કે, જો પર્વત ઉપર વન્હિ ન હોય તો ત્યાં ધૂમ પણ ન હોવો જોઇએ. પણ પર્વત ઉપર ધૂમ છે એ બંનેને પણ માન્ય છે. એવું છતાં પણ પર્વત ઉપર ધૂમ ન હોવો જોઇએ એ વિરૂદ્ધ વાત પ્રતિપક્ષીના ગળે વળગે છે. એટલે આહાર્ય ( ખોટા ) વ્યાપક ( ધૂમાભાવ )

व्याप्त्यभाव ज्यारे तेने अंगिकारवो ज પડે छे त्यारे ते आहार्यव्यापकवत्ता भ्रमने तर्क એમ કહે છે. આ લક્ષણ પ્રમાણે જોતાં તર્કનો વિપર્યયમાં જ અંતર્ભાવ થવો જોઇએ. પરંતુ એ વ્યાપ્તિગ્રહણને આવનારા પ્રતિબંધનું નિવારણ કરનારો હોવાથી એ અયથાર્થજ્ઞાન માંહેલો એક સ્વતંત્ર ભેદ છે એમ માન્યું છે. ॥ ૫૩ ॥

પૂર્વે ( ३८ ) સ્મૃતિ અને અનુભવ એવા બુદ્ધિના બે ભેદ કહ્યા હતા. તે પૈકી અનુભવનો પ્રપંચ અહીં સુધી થયો, હવે બુદ્ધિનો બીજો ભેદ જે સ્મૃતિ તેનું નિરૂપણ કરે છે:—

**स्मृतिरपि द्विविधा। यथार्थायथार्था च। प्रमाजन्या यथार्था। अप्रमाजन्यायथार्था ॥ ५४ ॥**

**સ્મૃતિ પણ બે પ્રકારની છે; એક યથાર્થ, અને બીજી અયથાર્થ. જે પ્રમાથી ઉત્પન્ન થાય છે તે યથાર્થ છે, અને અપ્રમાથી ઉત્પન્ન થાય છે તે અયથાર્થ છે ॥ ૫૪ ॥**

**स्मृतिं विभजते। स्मृतिरिति ॥ ५४ ॥**

પૂર્વે ( ३ ) ચોવીસ ગુણ કહીને તે માંહેલા પ્રત્યેકનું નિરૂપણ કરવાને ( १९ थी ) આરંભ થયો હતો. તેમાં ક્રમથી બુદ્ધિ એ ગુણ આવ્યો. તેનો વિસ્તાર ( ३४थी ) અહીં સુધી થયો. હવે બુદ્ધિના આગળનો ગુણ જે સુખ તે કહે છે:—

**सर्वेषामनुकूलतयावेदनीयं सुखम् ॥ ५५ ॥**

**સર્વને અનુકૂલ એવું જે જણાય છે તે સુખ છે ॥ ૫૫ ॥**

**सुखं लक्षयति। सर्वेषामिति। सुख्यहमित्याद्यनुव्यवसायगम्यं सुखत्वादिकमेव लक्षणम्। यथाश्रुतं तु स्वरूपकथनमिति द्रष्टव्यम् ॥ ५५ ॥**

સર્વને જે ભાવે છે. અથવા પ્રિયકર જણાય છે, તે સુખ છે: એવો એ લક્ષણનો અર્થ છે. પરંતુ સર્વેજ સુખથી મનને આનંદ થાય છે એમ નથી. પરાયા દ્રવ્યના ઉપભોગથી ઉત્પન્ન થનારા સુખવિષે સજ્જન પુરુષો-

ના મનમાં દ્વેષ ઉત્પન્ન થાય છે એમ આપણે જોઇએ છીએ. માટે તે સુખ છતાં પણ ત્યાં 'सर्वेषामनुकूलतयावेदनीयम्' એ સુખનું લક્ષણ પ્રાપ્ત થતું નથી. તેથી આ અવ્યાપ્તિનું નિવારણ કરવા સારૂ દીપિકામાં સુખનું જુદું લક્ષણ આપ્યું છે. તે આ પ્રમાણે છે; 'હું સુખી છું' એવા પ્રકારનો અનુવ્યવસાય આપણને સુખ થયા પછી થાય છે. તે ઉપરથી ગમ્યમાન–જાણવામાં આવનારૂં–જે સુખત્વ તેજ સુખનું ખરૂં લક્ષણ છે. અને મૂલમાં अनुकूलतयावेदनीयम् એવું જે કહેલ છે તે સુખનું સ્વરૂપ કથન છે એમ જાણવું. ॥ ૫૫ ॥

**सर्वेषां प्रतिकूलतयावेदनीयं दुःखम् ॥ ५६ ॥**

સર્વને પ્રતિકૂલ એવું જે જણાય છે તે દુઃખ છે ॥ ૫૬ ॥

**इच्छा कामः ॥ ५७ ॥**

ઇચ્છા એટલે કામના ॥ ૫૭ ॥

**क्रोधो द्वेषः ॥ ५८ ॥**

દ્વેષ એટલે ક્રોધ ॥ ૫૮ ॥

**कृतिः प्रयत्नः ॥ ५९ ॥**

પ્રયત્ન એટલે કૃતિ ॥ ૫૯ ॥

**विहितकर्मजन्यो धर्मः ॥ ६० ॥**

વિહિત કર્મ કરવાથી જે ઉત્પન્ન થાય છે તે ધર્મ છે ।૬૦।

**निषिद्धकर्मजन्यस्त्वधर्मः ॥ ६१ ॥**

નિષિદ્ધ કર્મ કરવાથી જે ઉત્પન્ન થાય છે તે અધર્મ છે ॥૬૧॥

**बुद्ध्यादयोऽष्टावात्ममात्रविशेषगुणाः ॥ ६२ ॥**

બુદ્ધિ, સુખ, દુઃખ ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અને અધર્મ, આ આઠ માત્ર આત્મા ઉપર રહેનારા વિશેષગુણ છે ॥ ૬૨ ॥

बुद्धीच्छाप्रयत्ना द्विविधा ः। नित्या अनित्याश्च । नित्या ईश्वरस्य । अनित्या जीवस्य ॥ ६३ ॥

બુદ્ધિ, ઈચ્છા અને પ્રયત્ન આ ગુણ નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારના છે. તે ઈશ્વરના વિષે નિત્ય અને જીવના વિષે અનિત્ય હોય છે ॥ ૬૩ ॥

संस्कारस्त्रिविधः। वेगो भावना स्थितिस्थापकश्चेतिः । वेगः पृथिव्यादिचतुष्टयमनोवृत्तिः । अनुभवजन्या स्मृतिहेतुर्भावनात्ममात्रवृतिः । अन्यथाकृतस्य पुनस्तदवस्थापादकः स्थितिस्थापकः । कटादिपृथिवीवृत्तिः ॥ ६४ ॥

સંસ્કાર ત્રણ પ્રકારનો છે; તે ત્રણ પ્રકાર વેગ, ભાવના અને સ્થિતિસ્થાપક એ છે. આ પૈકી વેગ એ પૃથ્વી, જલ, તેજ, વાયુ અને મન એટલા સ્થલે રહે છે. જે અનુભવથી ઉત્પન્ન થયેલી હોય છે અને જે સ્મૃતિને કારણીભૂત હોય છે તે ભાવના છે. એ આત્માના વિષે માત્ર રહે છે. એકાદ વસ્તુ સ્વભાવતઃ કોઇપણ એક વિશિષ્ટ સ્થિતિમાં હોય છે, તેને વાંકીચુકી કર્યા છતાં ફરીથી તે જેના યોગથી પોતાની પૂર્વ સ્થિતિમાં આવે છે, તેને સ્થિતિસ્થાપક કહે છે. એ ધર્મ કટ-સાદડી-આદિક પાર્થિવ દ્રવ્યો ઉપર રહે છે ॥ ૬૪ ॥

संस्कारं विभजते । संस्कार इति । संस्कारत्वजातिमान्संस्कारः । वेगस्याश्रयमाह । वेग इति । वेगत्वजातिमान्वेगः । भावनां लक्षयति । अनुभवेति । आत्मादावतिव्याप्तिवारणायानुभवेति । अनुभवविध्वंसेऽतिव्याप्तिवारणाय स्मृतीति । स्मृतेरपि संस्कारजनकत्वं नवीनैरुक्तम् । स्थितिस्थापकं लक्षयति ।

**अन्यथेति। संख्यादयोऽष्टौ नैमित्तिकद्रवत्ववेगस्थितिस्थापकाः सामान्यगुणाः। अन्ये रूपादयो विशेषगुणाः। द्रव्यविभाजकोपाधिद्वयसमानाधिकरणावृत्तिद्रव्यकर्मावृत्तिजातिमत्त्वं विशेषगुणत्वम् ॥ ६४ ॥**

વેગ, ભાવના અને સ્થિતિસ્થાપક એ સંસ્કારના ત્રણ વિભાગ છે એમ કહ્યું છે. પરંતુ સંસ્કાર એટલે શું એ મૂલમાં કહેલું નથી. માટે તેનું લક્ષણ દીપિકામાં કહ્યું છે. તે એ કે **संस्कारत्व जातिमान् जे होय छे ते संस्कार छे.** તેજ પ્રમાણે **जे वेगत्व जातिमान् होय छे ते वेग छे** એમ જાણવું. **जे अनुभवजन्या छतां स्मृति हेतु होय छे ते भावना छे** એમ ભાવનાનું લક્ષણ કહે છે. તેમાં **स्मृतिहेतु** એ પદ ન યોજ્યું હત તો જે અનુભજન્યા હોય છે તે ભાવના છે એમ લક્ષણ થશે. પણ અનુભવધ્વંસ એ પણ અનુભવજન્ય જ છે. તેથી એના ઉપર ભાવનાનું લક્ષણ અતિવ્યાપ્ત થશે. તે ન થવું જોઇએ માટે **स्मृतिहेतु** એ પદ યોજ્યું છે. અનુભવધ્વંસ એ અનુભવજન્ય હોય તો પણ તે સ્મૃતિહેતુ નથી. માટે ભાવનાના લક્ષણની તે ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. **अनुभवजन्या** એ પદ ન યોજીએ તો જે સ્મૃતિહેતુ હોય છે તે ભાવના છે એવું લક્ષણ થશે. પણ આત્મા એ પણ સ્મૃતિ થવાને કારણીભૂત છે. કારણ કે આત્મા જ નહી હશે તો સ્મૃતિ કોને થશે? તેથી કેવલ સ્મૃતિહેતુ એટલું જ લક્ષણ કરિએ તો તે આત્મા ઉપર અતિવ્યાપ્ત થાય છે. પણ **अनुभवजन्या** એ પદ યોજવાથી આત્મા ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. કારણ કે આત્મા જો કે સ્મૃતિહેતુ છે તો પણ તે અનુભવજન્ય નથી. આ લક્ષણ ઉપરથી એવું નિષ્પન્ન થાય છે કે અનુભવથી ભાવના ઉત્પન્ન થાય છે અને ભાવનાથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે; એટલે અનુભવથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે એવો એ માંહેલો નિષ્કર્ષ છે. ને એવું પ્રાચીન નૈયાયિકોનું મત છે. પરંતુ નવીનોનું એમ કહેવું છે કે અનુભવથીજ માત્ર ભાવનાખ્ય સંસ્કાર ઉત્પન્ન થાય છે અને તેનાથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે એમ નથી. તો સ્મૃતિથી જ ભાવનાખ્ય સંસ્કાર ઉત્પન્ન થઇને તેના યોગથી બીજી સ્મૃતિ ઉત્પન્ન થાય છે. કારણ કે એકાદ વસ્તુનું એકવાર સ્મ-

રણું થયા પછી ફરિથી તેનું સ્મરણ આપણને થાય છે એ અનુભવસિદ્ધ છે. અને અનુભવથીજ ભાવનાખ્ય સંસ્કાર ઉત્પન્ન થાય છે, સ્મરણથી થ- તો નથી, એમ માનીએ તો અનુભવથી ઉત્પન્ન થયેલ સંસ્કાર પ્રથમ સ્મ- રણ પછી થતું બીજું સ્મરણ કોઈ વખતે પણ થઈ શકશે નહી, પરંતુ અમારા—નવીનોના—મત પ્રમાણે સ્મૃતિથી પણ સંસ્કાર ઉત્પન્ન થતો હોવા- થી બીજું સ્મરણ ઉપપન્ન થાય છે તેથી નવીનોના મત પ્રમાણે ભાવનાખ્યસં- સ્કાર એ અનુભવ અને સ્મૃતિ આ બન્નેથી જ ઉત્પન્ન થઈ શકે છે. માટે ભાવ- નાનું લક્ષણ '**अनुभवजन्या स्मृतिहेतुः**' એમ ન કરતાં અનુભવ અને સ્મૃતિ આ બે જેના પેટાભેદ છે એવું '**ज्ञान**' એ પદ યોજીને '**ज्ञानज- न्या स्मृतिहेतुः**' એવું કરવું એમ નવીનો કહે છે. સંસ્કારનો ત્રીજો ભેદ જે સ્થિતિસ્થાપક તેનું ઉદાહરણ એ છે કે નેતરની સોટી કિંવા વૃક્ષની ડાળ વાળ્યા છતાં તે ફરીથી મુક્યા પછી પૂર્વે હતી તેવી જે ધર્મના યોગથી થાય છે તેને સ્થિતિસ્થાપક કહે છે. અહીં સુધી ચોવીસ ગુણોનું વિસ્તાર- પૂર્વક નિરૂપણ કર્યું. હવે તેમનું વર્ગીકરણ કરિએ. તે આ પ્રમાણે છે: એ- કંદર ચોવીસ ગુણોના સામાન્યગુણ અને વિશેષગુણ એવા બે વિભાગ છે. તે પૈકી સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, અને ગુરૂત્વ આ આઠ, ને દ્રવત્વ પૈકી નૈમિત્તિકદ્રવત્ત્વ, સંસ્કાર પૈકી વેગ અને સ્થિતિસ્થાપક, એ સામાન્ય ગુણ છે. અને બાકી રહેલાં તે એટલે રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સ્નેહ, શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્ર- યત્ન, ધર્મ અધર્મ, ને દ્રવત્વ પૈકી સાંસિદ્ધિકદ્રવત્વ, અને સંસ્કાર પૈકી ભાવના એ વિશેષગુણ છે. **विशेषगुणत्व** એટલે **द्रव्यविभाजकोपाधि- द्वयसमानाधिकरणावृत्तिगुणवृत्तिजातिमत्त्व** છે. એનો અર્થ આ છે: ગુણવૃત્તિજાતિમત્ત્વ એટલે ગુણ ઉપર રહેનારી જાતિથી યુક્ત હોવું એવો અર્થ થાય છે. ને એ કેવલ ગુણનું લક્ષણ થાય છે. પરંતુ આપણને વિશે- ષગુણત્વનું લક્ષણ જોઇએ છે. માટે 'દ્રવ્યવિભાજકોપાધિદ્વયસમાનાધિક- રણાવૃત્તિ' એ 'જાતિને' વિશેષણ લગાડવું આવશ્યક છે. એ વિશેષણનો અર્થ આ છે: દ્રવ્યવિભાજકોપાધિ એટલે જે ઉપાધિના યોગથી દ્રવ્યના પેટાવિભાગ થયેલાં છે તે, એટલે પૃથ્વીત્વ, જલત્વ, તેજસ્ત્વ, વાયુત્વ, ઈ- ત્યાદિ નવ છે. આ નવ પૈકી કોઈ પણ બે ઉપર રહેનારા—સમાનાધિકરણ-

એવા કેટલાએક ગુણ છે. ઉદાહરણાર્થ, પૃથક્ત્વ, સંયોગ, દ્વિત્વ, વિગેરે ગુણ એ ઉપર રહેનારા છે ને તેથી જ તેમને સામાન્યગુણ એમ કહે છે. પરંતુ આપણને તો વિશેષગુણનું લક્ષણ જોઇએ છીએ. સામાન્યગુણોથી જે વ્યતિરિક્ત તે વિશેષગુણ છે. માટે દ્રવ્યવિભાજકોપાધિવ્યસમાનાધિકરણ એવા ગુણો ઉપર એટલે સામાન્યગુણો ઉપર ન રહેનારી, પરંતુ ગુણ ઉપર રહેનારી,જે જાતિ તેનાથી યુક્ત હોવું એ વિશેષગુણત્વનું લક્ષણ થયું. '**गुणवृत्ति**' એના બદલે '**द्रव्यकर्मावृत्ति**' એવો પણ કેટલીએક પ્રતોમાં પાઠ છે. ને તે પૂર્વે સ્વીકારેલો છે. પરંતુ દ્રવ્ય અને કર્મ એમના ઉપર ન રહેનારી જાતિ અર્થાત્ ગુણ ઉપર રહેનારી જાતિ એવો અર્થ થતો હોવાથી બંને પાઠ એક જ અર્થના છે એમ માનવાને હરકત નથી. ॥ ૬૪॥

**चलनात्मकं कर्म । ऊर्ध्वदेशसंयोगहेतुरुत्क्षेपणम् । अधोदेशसंयोगहेतुरपक्षेपणम् । शरीरस्य संनिकृष्टसंयोगहेतुराकुंचनम् । विप्रकृष्टसंयोगहेतुः प्रसारणम् । अन्यत्सर्वं गमनम् । पृथिव्यादिचतुष्टयमनोमात्रवृत्ति ॥ ६५ ॥**

જે ચલનાત્મક હોય છે તે કર્મ છે. તેના ઉત્ક્ષેપણ, અપક્ષેપણ, આકુંચન, પ્રસારણ, અને ગમન, એવા પાંચ ભેદ છે. ઉર્ધ્વદેશની સાથે સંયોગ થવાને કારણીભૂત જે કર્મ તે ઉત્ક્ષેપણ છે. અધોદેશની સાથે સંયોગ થવાને કારણીભૂત જે કર્મ તે અપક્ષેપણ છે. આપણા શરીરની સંનિધની વસ્તુ સાથે સંયોગ થવાને કારણીભૂત એવું જે કર્મ તે આકુંચન છે. આપણા શરીરથી દૂરની વસ્તુ સાથે સંયોગ થવાને કારણીભૂત એવું જે કર્મ તે પ્રસારણ છે. અને એમનાથી બાકી રહેલું સર્વ પ્રકારનું જે કર્મ તે ગમન છે. કર્મ એ પૃથિવી, જલ, તેજ, વાયુ અને મન એમના ઉપર માત્ર રહે છે. ॥ ૬૫ ॥

कर्मलक्षणमाह । चलनेति । उत्क्षेपणादीनां कार्यभेदमाह ।

ऊर्ध्वेति । वक्रत्वसंपादकमाकुंचनम् । ऋजुतासंपादकं प्रसारणमित्यर्थः ॥ ६९ ॥

મૂલમાં પ્રથમતો કર્મનું લક્ષણ કહીને નંતર ઉત્ક્ષેપણાદિકના માંહેલો ભેદ સ્પષ્ટ કરીને દર્શાવ્યો છે. આકુંચન અને પ્રસારણ એમના માટે મૂલમાં જે કાંઈ કહ્યું છે તેમાં સર્વ પ્રકારના આકુંચનપ્રસારણાનો સમાવેશ થતો નથી. માટે દીપિકામાં એમ કહ્યું છે કે વક્રતા ઉત્પન્ન કરનારૂં જે કર્મ તે આકુંચન છે અને ઋજુતા– સરલપણું–ઉત્પન્ન કરનારૂં જે કર્મ તે પ્રસારણ છે ॥ ૬૫ ॥

**नित्यमेकमनेकानुगतं सामान्यं द्रव्यगुणकर्मवृत्ति । तद्द्विविधं परापरभेदात् । परं सत्ता । अपरं द्रव्यत्वादि ॥ ६६ ॥**

**જે નિત્ય, એક અને અનેકાનુગત હોય છે તે સામાન્ય છે. તે દ્રવ્ય ગુણ અને કર્મ એમની ઉપર રહે છે. તે પર અને અપર એવા બે પ્રકારનું છે. સત્તા એ પરસામાન્ય છે, અને દ્રવ્યત્વાદિક એ અપરસામાન્ય છે ॥ ૬૬ ॥**

सामान्यं लक्षयति । नित्यमिति । संयोगादावतिव्याप्तिवारणाय नित्यमिति । परमाणुपरिमाणादावतिव्याप्तिवारणायानेकेति । अनुगतत्वं समवेतत्वं तेन नाभावादावतिव्याप्तिः॥ ६६ ॥

**जे नित्य, अेक अने अनेकानुगत होय छे ते सामान्य छे** એમ સામાન્યનું લક્ષણ કર્યું છે. તેમાં **नित्य** એ પદ ન યોજ્યું હત તો તે લક્ષણ સંયોગઉપર અતિવ્યાપ્ત થાત. કારણકે સંયોગ એ પણ એક છતાં અનેકાનુગત છે. સંયોગ નિદાન બે વસ્તુ વિના સંભવતો નથી. માટે તે પણ અનેકાનુગત છે. પરંતુ સંયોગ અગર જો કે એક અને અનેકાનુગત છે તો પણ તે નિત્ય નથી. માટે **नित्य** પદ યોજવાથી સંયોગ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. સદહું લક્ષણમાં **अेक** એ પદ ન યોજ્યું હત તો તે લક્ષણ જલપરમાણુગતરૂપ ઉપર અતિવ્યાપ્ત થાત. કારણ કે પરમાણુ

નિત્ય હોવાથી તેના ઉપરનું રૂપ પણ નિત્ય જ છે. અને અનેક પરમાણુ ઉપર રહેતું હોવાથી તે રૂપ અનેકાનુગત પણ છે. પરંતુ તે રૂપ એક નથી. કારણ કે રૂપો અનેક ( સાત ) છે. માટે **एक** એ પદ યોજવાથી જલપરમાણુગતરૂપ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. **अनेक** એ પદ ન યોજ્યું હત તો પરમાણુના પરિમાણ ઉપર અતિવ્યાપ્તિ થાત કારણ કે પરમાણુ નિત્ય હોવાથી તેના ઉપર રહેનારૂ પરિમાણ પણ નિત્ય જ છે. અને સર્વ પરમાણુઓનું પરિમાણ પણ એક જ હોવું જોઇએ. કારણ કે સર્વ પરમાણુ સરખાંજ પરિમાણનાં હોય છે. અને પરમાણુપરિમાણ એ અનુગત પણ છે. પરંતુ તે તો એક જ પરમાણુના સાથે માત્ર અનુગત છે. ઇતરની સાથે નથી. માટે **अनेक** એ પદ યોજવાથી પરમાણુપરિમાણ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. આ લક્ષણમાં **अनुगत** એનો અર્થ **समवेत** એવોજ કરવો જોઇએ. કારણ કે નિત્ય, એક, અનેકના સાથે સમવાય સંબંધથી જ સંબદ્ધ થયેલું એવું સામાન્ય હોય છે એવો અર્થ નહીં લેતાં તે કોઇ પણ સંબંધથી અનેકની સાથે સંબદ્ધ થયેલું હોય છે એવો અર્થ લઇએ તો સામાન્યનું લક્ષણ ઘટાઘત્યંતાભાવ ઉપર અતિવ્યાપ્ત થશે. કારણ કે અત્યંતાભાવ એ પણ નિત્ય અને એક છે, અને પોતાના અનેક પ્રતિયોગિ જે ઘટપટાદિક તેમની સાથે તે કોઇ પણ સંબંધથી સંબદ્ધ થયેલો હોય જ છે. પરંતુ તે સમવાયસંબંધથી માત્ર સંબદ્ધ થયેલો હોતો નથી, કારણ કે સમવાય એ ભાવપદાર્થનો ધર્મ છે. અભાવનો નથી. પરંતુ સામાન્યનો જે અનેકની સાથે સંબંધ થયેલો હોય છે તે સમવાયદ્વારા જ થયેલો હોય છે. ગોત્વ એ જાતિ અને તે જાતિ પૈકી અનેક ગોવ્યક્તિ એમના માંહેલો સંબંધ સમવાય જ હોય છે માટે **अनुगत** એનો અર્થ કોઇપણ સંબંધથી સંબદ્ધ એવો નહીં લેતાં સમવાયસંબંધથી સંબદ્ધ એવો જ લેવો જોઇએ. એટલે અત્યંતાભાવ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે ॥ ૬૬ ॥

**नित्यद्रव्यवृत्तयो व्यावर्तका विशेषाः ॥ ६७ ॥**

**જેના યોગથી નિત્યદ્રવ્યોમાં પરસ્પર ભેદ ઉત્પન્ન થાય છે તે વિશેષ છે. એ નિત્યદ્રવ્ય ઉપર રહે છે. ॥ ૬૭ ॥**

**विशेषं लक्षयति । नित्येति ॥ ६७ ॥**

**नित्यसंबंधः समवायोऽयुतसिद्धवृत्तिः । ययो-द्वयोर्मध्य एकमविनश्यदपराश्रितमेवावतिष्टते तावयुतसिद्धौ । अवयवावयविनौ गुणगुणिनौ क्रियाक्रियावंतौ जातिव्यक्ती विशेषनित्यद्रव्ये चेति ॥६८॥**

સમવાય એટલે નિત્યસંબંધ તે અયુત સિદ્ધોમાં રહે છે. જે બે પૈકી એક બીજાનો આશ્રય કરીને જ રહે છે તે બંને અયુત સિદ્ધ છે. એવા અયુતસિદ્ધ અવયવ અને અવયવિ, ગુણ અને ગુણી, ક્રિયા અને ક્રિયાવાન્, જાતિ અને વ્યક્તિ, વિશેષ અને નિત્યદ્રવ્ય, આ છે. ॥ ૬૮ ॥

समवायं लक्षयति । नित्येति । संयोगेऽतिव्याप्तिवारणाय नित्येति । आकाशादावतिव्याप्तिवारणाय संबंध इति । अयुतसिद्धलक्षणमाह । ययोरिति । नीलो घट इति विशिष्टप्रतीतिर्विशेषणविशेष्यसंबंधविषया विशिष्टप्रत्ययत्वाद्दंडीति प्रत्ययवदिति समवायसिद्धिः । अवयवावयविनाविति द्रव्यसमवायिकारणमवयवः । तज्जन्यद्रव्यमवयवि ॥ ६८ ॥

**नित्यसंबंध** એ સમવાયનું લક્ષણ છે. એમાં સંયોગ ઉપરની અતિવ્યાપ્તિનું નિવારણ કરવા સારૂ **नित्य** એ પદ યોજ્યું છે. કારણ. કે સંબંધ બે પ્રકારનો છે; એક સંયોગ અને બીજો સમવાય. ને તે પૈકી સંયોગ અનિત્ય હોય છે અને સમવાય નિત્ય હોય છે. તેથી કેવલ **संबंध** એ પદ યોજ્યું હત તો તેમાં સંયોગ પણ પ્રાપ્ત થાત. પરંતુ **नित्य** પદ યોજવાથી અનિત્યસંયોગ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. કેવલ **नित्य** એટલું જ કહ્યું હત તો આકાશાદિક પણ નિત્ય હોવાથી તેમની ઉપર અતિવ્યાપ્તિ થાત. તેનું નિવારણ કરવા સારૂ **संबंध** એ પદ યોજ્યું છે, એ સમવાય અયુતસિદ્ધિ ઉપર રહે છે એમ કહેલું છે. તે માંહેલો **अयुतसिद्ध** એનો અર્થ શું છે તે જોઇએ. પટ અને તંતુ એ આપણે અહીં

ઉદાહરણાર્થે લઇએ. આ બે પૈકી પટ એ નિત્ય બીજાના, એટલે તંતૂના, આશ્રયથી જ રહે છે. તંતુવિના પટ સ્વતંત્ર રીતે રહી શકતો નથી. માટે આ બંને અયુતસિદ્ધ છે. કેટલીએક પ્રતોમાં '**अविनश्यत्**' એ વિશેષણ યોજેલું છે. તેનો અર્થ એવો થાય છે કે જ્યાં સુધી પટ નાશ પામ્યો નથી ત્યાં સુધી તે તંતૂના આશ્રયથી જ રહે છે. વિનાશાવસ્થામાં માત્ર, એટલે ઉદાહરણાર્થ તંતુનાશ થયા છતાં પટ એક ક્ષણ પર્યંત તંતુવિના રહે છે. પરંતુ તે વિના તંતુ અને પટ એમનો કોઇવિખતે પણ વિયોગ થયેલો હોતો નથી. માટે તે અયુતસિદ્ધ છે. હવે સમવાયનું અસ્તિત્વ માનવા માટે શું પ્રમાણ છે તેનો વિચાર કરિએ. '**नीलो घटः**' એવું આપણને જ્ઞાન થાય છે, અહીં ઘટ એ ગુણી છે અને નીલત્વ એ ગુણ છે, ઘટ એ વિશેષ્ય છે અને નીલ એ વિશેષણ છે. નીલ એ વિશેષણથી વિશિષ્ટ એવા ઘટનું આપણને જ્ઞાન થયેલ છે. એ વિશિષ્ટજ્ઞાન હોવાથી તે માંહેલાં વિશેષણ અને વિશેષ્ય એમનામાં કાંઇપિણ સંબંધ હોવા જોઇએ. એ ખુલ્લું છે. તે વિના વિશિષ્ટજ્ઞાન સંભવશે નહી. ઉદાહરણાર્થ, ' આ પુરૂષ દંડવાન્ છે ' એવી જ્યારે વિશિષ્ટપ્રતિતિ થાય છે ત્યારે દંડ અને પુરૂષ એમનામાં કાંઇપિણ સબંધ હોવાવિના દંડવિશિષ્ટપુરૂષ એવી બુદ્ધિ જ ઉત્પન્ન થશે નહી. એ ઉપરથી નીલત્વ અને ઘટ એમનામાં કાંઇપિણ સંબંધ હોવો જોઇએ એટલું સિદ્ધ થયું. હવે એ સંબંધ કયો હોવો જોઇએ ? તો તે સંયોગ તો હોઈ શકે નહી. કારણ કે સંયોગ બેના કિંવા બે પૈકી કોઇપિણ એકના કર્મથી ઉત્પન્ન થાય છે. પરંતુ '**नीलो घटः**' અહીં કર્મ કોઇના પણ વિષે સંભવતું નથી. સંયોગ હોય તો તેનું કોઇ વખતે પણ વિભાગમાં પર્યવસાન થતું જોઇએ, તેવું અહીં થતું નથી, સંયોગ પ્રત્યક્ષ દેખાય છે, તેવો અહીંનો સંબંધ દેખાતો નથી. અને સંયોગ અનિત્ય હોય છે, તેવો આ નથી. આ કારણોથી અહીં સંયોગ એ સંબંધ હોઇ શકતો નથી. તેથી બીજો સંબંધ જે સમવાય તે જ અહીં હોવો જોઇએ એમ ઠરે છે. આ રીતે સમવાયનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. અયુતસિદ્ધિના પાંચ પ્રકાર પૈકી અવયવ અને અવયવિ એક પ્રકાર કહેલ છે. તે પૈકી દ્રવ્યોનું જે સમવાયિ કારણ તે અવયવ છે અને તે સમવાયિકારણથી ઉત્પન્ન થનારૂં જે દ્રવ્ય તે અવયવિ છે. ઉદાહરણાર્થ, ઘટ કિંવા પટ એ દ્રવ્ય આપણે લઇએ તો તે દ્રવ્યોનું સમવાયિકારણ જે કપાલ કિંવા તંતુ તે અ-

વયવ છે. અને તે કપાલથી કિંવા તંતૂથી ઉત્પન્ન થનારૂં દ્રવ્ય જે ઘટ કિંવા પટ તે અવયવિ છે ॥ ६८ ॥

**अनादिः सांतः प्रागभावः उत्पत्तेः पूर्वं कार्यस्य । सादिरनंतः प्रध्वंसः उत्पत्त्यनंतरं कार्यस्य । त्रैकालिकसंसर्गावच्छिन्नप्रतियोगिताकोऽत्यंताभावः । यथा भूतले घटो नास्तीति । तादात्म्यसंबंधावच्छिन्नप्रतियोगिताकोऽन्योन्याभावः । यथा घटः पटो न भवतीति ॥ ६९ ॥**

પ્રાગભાવ એ અનાદિ અને સાંત હોય છે, અને તે કાર્ય ઉત્પન્ન થવાની પૂર્વે અસ્તિત્વમાં હોય છે. પ્રધ્વંસ એ સાદિ અને અનંત હોય છે, અને તે કાર્યના ઉત્પત્તિ નંતર અસ્તિત્વમાં આવે છે. અત્યંતાભાવ એ ત્રણે કાલમાં અસ્તિત્વમાં હોય છે, અને તેનો પ્રતિયોગિ સંસર્ગસંબંધથી અવચ્છિન્ન હોય છે. 'ભૂતલ ઉપર ઘટ નથી' એ અત્યંતાભાવનું ઉદાહરણ છે. જેનો પ્રતિયોગિ તાદાત્મ્યસંબંધથી અવચ્છિન્ન હોય છે તે અન્યોન્યાભાવ છે. 'ઘટ એ પટ નહીં' એ અન્યોન્યાભાવનું ઉદાહરણ છે ॥ ६९ ॥

प्रागभावं लक्षयति । अनादिरिति । आकाशादावतिव्याप्तिवारणाय सांत इति । घटादावतिव्याप्तिवारणायानादिरिति । प्रतियोगिसमवायिकारणवृत्तिः प्रतियोगिजनको भविष्यतीति व्यवहारहेतुः प्रागभावः । प्रध्वंसं लक्षयति । सादिरिति । घटादावतिव्याप्तिवारणायानंत इति । आकाशादावतिव्याप्तिवारणाय सादिरिति । प्रतियोगिजन्यः प्रतियोगिसमवायिकारणवृत्तिर्ध्वस्तव्यवहारहेतुर्ध्वंसः । अत्यंताभावं लक्षयति । त्रैकालिकेति ।

अन्योन्याभावेऽतिव्याप्तिवारणाय संसर्गावच्छिन्नेति । ध्वंसप्रागभावयोरतिव्याप्तिवारणाय त्रैकालिकेति । अन्योन्याभावं लक्षयति । तादात्म्येति । प्रतियोगितावच्छेदकारोप्यसंसर्गभेदादेकप्रतियोगिकयोरप्यत्यंताभावान्योन्याभावयोर्बहुत्वम् । केवलदेवदत्ताभावाद्दंड्यभाव इति प्रतीत्या विशिष्टाभावः । एकसत्त्वे द्वौ नस्त इति प्रतीत्या द्वित्वावच्छिन्नोऽभावः । संयोगसंबंधेन घटवति समवायसंबंधेन घटाभावः। तत्तद्घटाभावात्घटत्वावच्छिन्नप्रतियोगिकसामान्याभावश्चातिरिक्तः । एवमन्योन्याभावोऽपि । घटत्वावच्छिन्नः पटो नास्तीति व्यधिकरणधर्मावच्छिन्नप्रतियोगिताकाभावो नांगीक्रियते । पटे घटत्वं नास्तीति तस्यार्थः । अतिरिक्तत्वे स केवलान्वयी । सामयिकाभावोऽत्यंताभाव एव समयविशेषे प्रतीयमानः । घटाभाववति घटानयनेऽत्यंताभावस्यान्यत्र गमनाभावेऽप्यप्रतीतेर्घटापसरणे सति प्रतीतेः । भूतले घटसंयोगप्रागभावप्रध्वंसयोऽत्यंताभावप्रतीतिनियामकत्वं कल्प्यते । घटवति तत्संयोगप्रागभावप्रध्वंसयोरसत्त्वादत्यंताभावस्याप्रतीतिः । घटापसरणे च संयोगध्वंससत्त्वात्प्रतीतिरिति । केवलाधिकरणादेव नास्तीति व्यवहारोपपत्तावभावो न पदार्थांतरमिति गुरवः । तन्न । अभावानंगीकारे कैवल्यस्य निर्वक्तुमशक्यत्वात् । अभावाभावो भाव एव नातिरिक्तोऽनवस्थाप्रसंगात् । ध्वंसप्रागभावः प्रागभावध्वंसश्च प्रतियोग्येव । अभावाभावोऽतिरिक्त एव । तृतीयाभावस्य प्रथमत्वान्नानवस्थेति नवीनाः ॥ ६९ ॥

ઘટ એ કાર્ય ઉત્પન્ન થવાની પૂર્વે ઘટનો જે અભાવ હોય છે તેને પ્રાગભાવ કહે છે. એ ઘટાદિકનો પ્રાગભાવ ક્યારે શરૂ થયો એ કહી શકાતું નથી માટે તેને અનાદિ કહે છે. પરંતુ તે પ્રાગભાવનો અંત ક્યારે થાય

છે એ આપણા જાણવામાં આવે છે. ઘટ ઉત્પન્ન થયો એટલે ઘટપ્રાગભાવનો અંત થાય છે. માટે તે સાંત—અંત સહિત—છે એમ મનાય છે. એમ હોવાથી **जे अनादि अने सांत होय छे ते प्रागभाव छे** એવું પ્રાગભાવનું લક્ષણ કરેલું છે. આ લક્ષણમાં **सांत** એ પદ ન યોજીએ તો આકાશ એ પણ અનાદિ હોવાથી તેની ઉપર પ્રાગભાવનું લક્ષણ પ્રાપ્ત થશે. પરંતુ આકાશ એ સાંત નથી, તો અનંત છે. માટે **सांत** એ પદ યોજવાથી આકાશ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. હવે **सांत** એટલું જ કહીએ તો ઘટ એ પણ સાંત હોવાથી તેના ઉપર અતિવ્યાપ્તિ થાય છે. પરંતુ ઘટ અગર જો કે સાંત છે તો પણ અનાદિ નથી. માટે **अनादि** એ પદ યોજવાથી ઘટ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. વળી પ્રાગભાવ માટે એમ પણ કહી શકાય કે, **प्रागभाव ए प्रतियोगिसमवायिकारणवृत्ति अने प्रतियोगिजनक होय छे.** ઉદાહરણાર્થ, આપણે ઘટનો પ્રાગભાવ લઇએ તો ઘટપ્રાગભાવનો પ્રતિયોગિ જે ઘટ તેનુ સમવાયિકારણ જે કપાલ તેમની ઉપર એ ઘટપ્રાગભાવ રહે છે. અને પોતાનો પ્રતિયોગિ જે ઘટ તેનો ઘટપ્રાગભાવ એ જનક હોય છે. કાર્યની ઉત્પત્તિને પ્રાગભાવ એ એક સામાન્યકારણ જોઇએ છે એમ પૂર્વે કહ્યું. તેને અનુસરિને પ્રાગભાવ એ પ્રતિયોગિજનક હોય છે એમ અહીં કહ્યું છે. વળી 'એકાદું કાર્ય—ઘટ—ઉત્પન્ન થવાનું છે' એવો જે આપણે વ્યવહાર કરિએ છીએ તેને પણ પ્રાગભાવ એ જ કારણીભૂત છે. **प्रध्वंस ए सादि—आदि सहित—छत अनंत होय छे** એવું પ્રધ્વંસનું લક્ષણ કરેલું છે. એમાં **अनंत** એ પદ ન યોજીએ તો ઘટ એ પણ આદિસહિત હોવાથી તેના ઉપર અતિવ્યાપ્તિ થશે. પરંતુ ઘટ અગર જો કે આદિ સહિત છે તો પણ તેને અંત પણ છે, તે અનંત નથી. માટે **अनंत** એ પદ યોજવાથી તે અતિવ્યાપ્તિ દૂર થાય છે. કેવલ **अनंत** એટલું જ ધ્વંસનું લક્ષણ કરિએ તો આકાશ પણ અનંત હોવાથી તેના ઉપર અતિવ્યાપ્તિ થશે. પરંતુ આકાશ જો કે અનંત છે તો પણ તે અનાદિ છે, સાદિ નથી. માટે **सादि** એ પદ યોજવાથી આકાશ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. વળી આ ધ્વંસ વિષે એમ કહી શકાય કે **ते प्रतियोगिजन्य अने प्रतियोगिसमवायिकारणवृत्ति होय छे.** ઉદાહરણાર્થ. આપણે ઘટપ્રધ્વંસ લઇએ, તો તે

ઘટપ્રધ્વંસનો પ્રતિયોગિ જે ઘટ તેનાથી ઘટપ્રધ્વંસ એ ઉત્પન્ન થનારો હોય છે. કારણ કે ઘટ ફોડીએ એટલે ઘટપ્રધ્વંસ ઉત્પન્ન થાય છે. અને તે ઘટપ્રધ્વંસનો પ્રતિયોગિ જે ઘટ તેનું સમવાયિકારણ જે કપાલ તેના ઉપર એ પ્રધ્વંસ રહે છે. વળી 'અમુક કાર્ય—ઘટ—ધ્વંસ પામ્યું' એવો જે આપણે વ્યવહાર કરિએ છીએ તેને પણ એ પ્રધ્વંસ કારણીભૂત હોય છે. હવે મૂલમાં અત્યંતાભાવનું લક્ષણ આપ્યું છે તે વિષે વિચાર કરિએ. અભાવના મુખ્ય બે વિભાગ છે. એક સંસર્ગાભાવ અને બીજો અન્યોન્યાભાવ. તે પૈકી સંસર્ગાભાવ એટલે સંસર્ગનો અભાવ. સંસર્ગના બે પ્રકાર છે; એક સંયોગ અને બીજો સમવાય. ભૂતલ ઉપર ઘટ છતાં ઘટનો ભૂતલની સાથે થયેલો જે સંસર્ગ તે સંયોગ છે. પરંતુ કપાલદ્રવ્યની સાથે ઘટનો થયેલો જે સંસર્ગ તે સમવાય છે. આ બે પ્રકારના સંસર્ગનો જે અભાવ તેને જ અત્યંતાભાવ, પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ એવાં કારણપરત્વે ત્રણ ભિન્ન ભિન્ન નામો પ્રાપ્ત થયેલાં છે. ભૂતલ ઉપર ઘટના સંસર્ગનો—સંયોગનો—જે અભાવ હોય છે, કિંવા વાયુ ઉપર રૂપના સંસર્ગનો—સમવાયનો—જે અભાવ હોય છે, તેને અત્યંતાભાવ કહે છે. ઘટ ઉત્પન્ન થવાની પૂર્વે કપાલદ્રવ્ય ઉપર જે ઘટના સંસર્ગનો અભાવ હોય છે તેને પ્રાગભાવ કહે છે. અને ઘટ ઉત્પન્ન થયા પછી તેના કપાલદ્રવ્ય ઉપર જે ઘટના સંસર્ગનો અભાવ ( ઘટ ધ્વંસના લીધે ) ઉત્પન્ન થાય છે તેને પ્રધ્વંસાભાવ કહે છે. સારાંશ, અત્યંતાભાવ, પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ આ ત્રણે અભાવમાં સંસર્ગનો અભાવ હોવાથી સંસર્ગાભાવમાં આ ત્રણેનો સમાવેશ થાય છે એ ખુલ્લું છે. સંસર્ગાભાવ એ અભાવનો એક પ્રકાર થયો. પરંતુ અન્યોન્યાભાવ કરીને એ વળી એક પ્રકાર છે. 'ઘટ ઉપર પટ નથી' એમ કહીએ તો એ સંસર્ગાભાવ થાય છે. પણ 'ઘટ એ પટ નથી' એમ કહીએ તો અહીં સંસર્ગાભાવ થતો નથી. પેહેલા વાક્યમાં ઘટની સાથે પટનો સંયોગરૂપી સંબંધ નથી એમ કહેવાનું છે. પણ બીજામાં ઘટ અને પટ આ એક નહી, તેમનામાં ભેદ છે, તેમનામાં તાદાત્મ્ય નથી, એમ કહેવાનું છે; ઘટ એ અન્ય અને પટ એ અન્ય છે, એમ કહેવાનું છે. માટે પેહેલો સંસર્ગાભાવ છે અને બીજો અન્યોન્યાભાવ છે. પેહેલામાં સંસર્ગસંબંધનો અભાવ હોય છે અને બીજામાં તાદાત્મ્ય

સંબંધનો અભાવ હોય છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન અભાવના પરસ્પર સંબંધ સ્પષ્ટ પણે જણાયા એટલે હવે અત્યંતાભાવનું લક્ષણ જાણવામાં હરકત પડશે નહી. **त्रैकालिकसंसर्गावच्छिन्नप्रतियोगिक जे होय छे ते अत्यंताभाव छे** એવું અત્યંતાભાવનું લક્ષણ છે. વાયુ ઉપરનો રૂપાભાવ એ અત્યંતાભાવનું ઉદાહરણ લઇએ તો અહીં રૂપ એ પ્રતિયોગિ છે. અને તે પ્રતિયોગિ વાયુ ઉપર નથી. એટલે વાયુ ઉપર તેનો સંસર્ગસંબંધ નથી એમ આપણે કહેવાનું છે, વાયુ અને રૂપ એમનામાં તાદાત્મ્ય સંબંધ નથી એમ આપણે કહેવાનું નથી. માટે **संसर्गावच्छिन्नप्रतियोगिक** એમ કહેવાથી તાદાત્મ્યસંબંધાવચ્છિન્નપ્રતિયોગિક જે અન્યોન્યાભાવ છે તેની ઉપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. હવે અન્યોન્યાભાવ ઉપરની અતિવ્યાપ્તિ દૂર થઇને એ સંસર્ગાભાવનું ઉદાહરણ થયું. પણ સંસર્ગાભાવ એટલે તેમાં અત્યંતાભાવ, પ્રાગભાવ, અને પ્રધ્વંસાભાવ આ પ્રાપ્ત તો થાય જ છે. તેથી તે પૈકી છેલાં બેનું નિવારણ કરવું આવશ્યક છે. ને તેથી જ **त्रैकालिक** એ પદ યોજ્યું છે, પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ આ જો કે સંસર્ગાભાવ છે તો પણ તે ત્રૈકાલિક નથી. ઘટપ્રાગભાવ એ ઘટની ઉત્પત્તિના પૂર્વે માત્ર હોય છે અને ઘટપ્રધ્વંસાભાવ એ ઘટ ધ્વંસના નંતર માત્ર હોય છે. પરંતુ વાયુ ઉપરના રૂપના અભાવની વાત તેવી નથી. વાયુ ઉપર રૂપ અમુક વખતે હોય છે અને અમુક વખતે હોતું નથી એમ બિલકુલ છે જ નહી. તો તે ત્રણે કાલમાં પણ હોતું જ નથી. માટે **त्रैकालिक** એ પદ યોજવાથી પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ એમના ઉપરની અતિવ્યાપ્તિ દૂર થઇને કરેલું લક્ષણ અત્યંતાભાવને જ માત્ર બરોબર ઘટતું થાય છે. આ વિવેચનમાં આવેલા ઉલ્લેખથી અન્યોન્યાભાવનું પણ સ્વરૂપ લક્ષમાં આવવા જેવું જ છે. તેથી તેના માટે પૃથક્ લખવાનું પ્રયોજન રહ્યું નથી. માત્ર અત્યંતાભાવ અને અન્યોન્યાભાવ એ બે માંહેલો એક ફરક લક્ષમાં રાખવા જેવો છે તે એ કે વાયુ ઉપર રૂપનો **संसर्ग** છે એમ કોઈ પ્રતિપાદન કરતો હોય તો ત્યાં 'વાયુ ઉપર રૂપ નથી' એવી રીતે આપણે જેનું પ્રતિપાદન કરિએ છીએ તે અત્યંતાભાવ છે; અને ઘટ ઉપર કોઈ પટનો **आरोप** કરે તો 'ઘટ એ પટ નહી' એમ આપણે જેનું પ્રતિપાદન કરિએ છીએ તે અન્યોન્યાભાવ છે.

ઘટ ઉપર પટત્વ એ ધર્મ સ્વભાવતો કોઈ વખતે પણ રહેશે નહી, યદા-કદાચિત રહે જ તો તે આરોપના દ્વારથી જ માત્ર રહી શકે. તે આરોપ્ય ધર્મનો ( ઘટ ઉપરના પટત્વનો ) નિષેધ અન્યોન્યાભાવથી કરેલો હોય છે. સારાંશ અત્યંતાભાવમાં સંસર્ગનો અને અન્યોન્યાભાવમાં આરોપનો નિષેધ કરેલો હોય છે. અત્યંતાભાવ અને અન્યોન્યાભાવ એમના વાસ્તવિક રીતે જોતા પેટાભેદ બિલકુલ છે જ નહી. કારણ કે વાયુ ઉપરના રૂપાભાવનો પ્રતિયોગિ રૂપ એ એક હોવાથી તેનો અત્યંતાભાવ પણ એક જ હોય. તેમ જ '**घटः पटो न**' અહીં પણ ઘટ એ એક જ પ્રતિયોગિ હોવાથી તેનો અન્યોન્યાભાવ પણ એક જ હોય. તથાપી પ્રતિયોગિ એક જ છતાં પણ પ્રતિયોગિતાવચ્છેદક સંસર્ગ અને આરોપ આ ભિન્ન ભિન્ન હશે તો તે પ્રમાણે અત્યંતાભાવ અને અન્યોન્યાભાવ એ પણ ભિન્ન ભિન્ન પ્રકારના થાય છે. ( અહિં-સંસ્કૃતવાક્યમાં-યથાસંખ્ય સંબંધ લગાડવો ઘટતો નથી, માટે આરોપ એનો અન્યોન્યાભાવની સાથે અને સંસર્ગ એનો અત્યંતા-ભાવની સાથે સંબંધ લગાડવો જોઇએ. ) પ્રતિયોગિતાવચ્છેદકસંસર્ગ ભિન્ન ભિન્ન હશે તો તે પ્રમાણે અત્યંતાભાવ ભિન્ન ભિન્ન થાય છે. અને પ્રતિયો-ગિતાવચ્છેદકઆરોપ ભિન્ન ભિન્ન હશે તો તે પ્રમાણે અન્યોન્યાભાવ ભિન્ન ભિન્ન થાય છે. 'ઘરમાં દેવદત્ત નથી' આ સ્થલે દેવદત્ત એ પ્રતિયોગિ છે અને તેના વિષે પ્રતિયોગિતા એ ધર્મ રહે છે. પરંતુ એ પ્રતિયોગિતા સા-માન્ય પણે થઈ. પણ 'કેવલ દેવદત્ત ઘરમાં નથી' અને 'દંડ વિશિષ્ટ દેવદત્ત ઘરમાં નથી' એમ કહેવાનું હોય તો અહીં પ્રતિયોગિતાવચ્છેદક એ ભિન્ન ભિન્ન થયા; એક 'કેવલ દેવદત્તત્વ' અને બીજું 'દંડ વિશિષ્ટ દેવદત્તત્વ.' અહીં અગર જો કે પ્રતિયોગિદેવદત્ત એ એક જ હશે તો પણ જે પ્રમાણે પ્રતિયોગિતાવચ્છેદક ભિન્ન ભિન્ન હશે તે પ્રમાણે તેમના અભાવ પણ ભિન્ન ભિન્ન થવા જોઇએ. એટલે કેવલદેવદત્તાભાવ એનાથી દંડવિશિષ્ટદેવદત્તાભાવ એ ભિન્ન માનવો જોઇએ. એનું કારણ એ છે કે આ બે અભાવ ભિન્ન છે એમ જે કોઈ કબુલ કરશે નહીં તેમના મત પ્રમાણે આપણે ચાલીશું તો તે બંને એક જ છે એમ આપણે માનવું જોઇએ. એટલે કેવલદેવદત્તાભાવ અને દંડવિશિષ્ટદેવદત્તાભાવ એ બંને એક જ છે એમ પ્રાપ્ત થયું. પણ આ જો એક જ હશે તો કેવલદેવદત્તાભા-

त्तनो अभाव-एटले देवदत्त-ज्यां हशे त्यां दंडविशिष्टदेवदत्ताभावनो पण अभाव-एटले दंडविशिष्टदेवदत्त-होवो ज जोइए. परंतु ज्यां केवलदेवदत्त छे एम आपणे कहीए छीए त्यां तेना हाथमां दंड नथी एवी आपणने प्रतीति थाय छे. पण पूर्वविचारमां एम प्राप्त थयुं छे के ज्यां केवलदेवदत्त छे त्यां देवदत्तनी पासे दंड पण छे, एवो विरोध आवे छे. माटे केवलदेवदत्ताभाव एनाथी दंडविशिष्टदेवदत्ताभाव ए भिन्न होवो ज जोइए ए सिद्ध थयुं. 'भूतल उपर घट अने पट नथी' एवा स्थलना अभावने द्वित्वावच्छिन्नअभाव कहे छे. आ स्थले घटत्व, पटत्व अने उभयत्व ए त्रणे मळीने ए अभावना प्रतियोगितावच्छेदक छे. कारण के एकाद स्थले केवल घट होय, केवल पट होय, किंवा घट पट विना बीजी कोइ पण बे वस्तुओ होय तो पण त्यां '**घटपटौ न स्तः**' ए द्वित्वावच्छिन्न अभाव संभवे ज छे. केवलघटाभावमां अने केवलपटाभावमां केवलघट अने केवलपट ए प्रतियोगितावच्छेदक होय छे. परंतु द्वित्वावच्छिन्नाभावमां घटत्व, पटत्व अने उभयत्व ए त्रणेनो समुच्चय ए प्रतियोगितावच्छेदक होय छे. माटे प्रतियोगितावच्छेदक भेदना लीधे घटाभाव, पटाभाव एमनाथी '**घटपटौ न स्तः**' ए द्वित्वावच्छिन्नाभाव भिन्न होवो ज जोइए. ए ज प्रमाणे संबंधभेदथी भिन्न भिन्न अभाव थाय छे. 'भूतल उपर घट छे' आ स्थले भूतल उपर घट संयोगसंबंधथी छे, समवायसंबंधथी नथी. माटे भूतल उपर संयोगसंबंधथी जो के घट होय तो पण समवायसंबंधथी भूतल उपर घटनो अभाव ज छे एम कहेवाने हरकत नथी. परंतु कदी संयोगसंबंधथी पण भूतल उपर घट होतो नथी. एटले 'भूतल उपर घट नथी' एवा स्थले कदी समवाय अने कदी संयोग ए प्रतियोगितावच्छेदक होय छे. ने ते ते प्रमाणे समवायसंबंधावच्छिन्नघटाभाव ए संयोगसंबंधावच्छिन्नघटाभावथी भिन्नता पामे छे. तेम ज ते अमुक एक विशेषघटनो अभाव अने घटत्वयुक्त एवा सामान्ये करीने कोइ पण एक घटनो अभाव एमां पण फरक छे. ए ज प्रमाणे प्रतियोगितावच्छेदकधर्मभेदथी अन्योन्याभावना पण अनेक प्रकार संभवी शकशे.

'**घटत्वावच्छिन्नः पटो नास्ति**' एवा स्वरूपनो एक व्यधिकरण

धर्मावच्छिन्न અભાવ કેટલાએક માને છે. પરંતુ તેનો અમે સ્વીકાર કરતા નથી. કારણ કે પટ ઉપર ઘટત્વ નથી એવો જ એનો અર્થ થાય છે. માટે તે ભિન્ન અભાવ છે એમ માનવાનું કારણ નથી. તે ભિન્ન માનવો જ હોય તો તે કેવલાન્વયિ છે એમ કહેવું જોઇએ. કેવલાન્વયી એટલે અત્યંતાભાવા-પ્રતિયોગિ એવો અર્થ પૂર્વે (૪૪) કહેલો છે. તેથી પૂર્વોક્ત જેવો વ્યધિકરણ-ધર્માવચ્છિન્ન અભાવ સ્વીકારવામાં કાંઈ અર્થ નથી, કારણ કે એવા અભાવનો અભાવ કહીં પણ હોઇ શકે નહી. કારણ કે એ વ્યધિકરણધર્માવચ્છિન્ન અભાવ સર્વ સ્થલે રહી શકશે. સામયિકાભાવ કરિને એક ભિન્ન અભાવ છે એમ કેટલા-એક માને છે. 'ભૂતલ ઉપર ઘટ નથી' એ પૂર્વે અત્યંતાભાવનું ઉદાહરણ આપેલ છે. પરંતુ ભૂતલ ઉપર ઘટ પ્રત્યક્ષ હશે તે વખતે ઘટાત્યંતાભાવબુદ્ધિ કેમ ઉત્પન્ન થશે ? તે થવી શક્ય નથી. તો ઘટ ભૂતલ ઉપરથી ઉપાડીને દૂર લઈ જાય એટલે ત્યાં અભાવ ઉત્પન્ન થાય છે અને ફરિથી ત્યાં ઘટ લાવી મુકયો એટલે ત્યાં અભાવનો વિનાશ થાય છે. એવી સ્થિતિ હોવાથી સ-મયવિશેષે માત્ર ઉત્પન્ન થનારો એ સામયિક અથવા ઉત્પાદવિનાશશાલી કરિને એક જુદો જ અભાવ માનવો એમ કેટલાએકનું કહેવું છે. પણ તે યોગ્ય નથી. કારણ કે તેનો અત્યંતાભાવમાં જ અંતર્ભાવ થવા જેવો છે. માત્ર એવા સ્થલે જે અત્યંતાભાવ માનવાનો તેની નિરંતર એક સરખી પ્રતીતિ થાય છે એમ મનાશે નહી. તો કોઇક સમયવિશેષે તેની પ્રતીતિ થાય છે અને કોઇક સમયવિશેષે અપ્રતીતિ થાય છે એમ માનવું જોઇ-એ. અહીં એવી કલ્પના છે કે ભૂતલ ઉપર ઘટનો અત્યંતાભાવ નિરંતર જ હોય છે. હવે જ્યાં ઘટ હોતો નથી ત્યાં ઘટ લાવીએ એટલે ત્યાં પૂર્વે હોનારો ઘટાત્યંતાભાવ ત્યાંથી ક્યાંક નિકળી જાય છે એમ નથી. તો તેની પ્રતીતિ થતી નથી. અને ફરીથી ત્યાંથી ઘટ લઈ જાય એટલે ત્યાં ઘટા-ત્યંતાભાવની પ્રતીતિ થાય છે. માટે આ ઉપરથી એવો નિયમ માનવા જેવો છે કે ભૂતલ અને ઘટ એમના સંયોગનો પ્રાગભાવ અને પ્રધ્વંસ એ જ્યારે જ્યારે હોય ત્યારે ત્યારે ઘટાત્યંતાભાવની પ્રતીતિ થાય છે. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે જ્યારે ભૂતલ ઉપર ઘટ હોય છે ત્યારે ભૂ-તલ અને ઘટ એમના સંયોગનો પ્રાગભાવ અને પ્રધ્વંસ એ ત્યાં હોતા નથી. માટે ત્યારે ત્યાં ઘટાત્યંતાભાવની પ્રતીતિ થતી નથી. પરંતુ ત્યાંથી

ઘટ લઈ જાય એટલે ત્યાં ભૂતલઘટસંયોગધ્વંસ ઉત્પન્ન થાય છે માટે ત્યારે ત્યાં ઘટાત્યંતાભાવની પ્રતીતિ થાય છે.

અહીં સુધી અભાવોના ભિન્નભિન્ન પ્રકારોનું વિવેચન કર્યું. પરંતુ મીમાંસકો અભાવને માનતા નથી. મીમાંસકો એમ પ્રતિપાદન કરે છે કે અભાવ કરિને કોઈ એક ભિન્ન પદાર્થ માનવાનું પ્રયોજન નથી. કારણ કે 'ભૂતલ ઉપરનો ઘટાભાવ ' એટલે એનો અર્થ શું ? તો કેવલભૂતલ. ભૂતલ ઉપર ઘટ નથી એટલે કેવલભૂતલ છે એવો તેનો અર્થ થાય છે. તેથી કેવલ–ઘટરહિત–અધિકરણ ઉપરથીજ જો અભાવ વિષેનો વ્યવહાર ઉપપન્ન થઈ શકે છે તો પછી અભાવ એ વળી એક ભિન્ન પદાર્થ શું કરવા માનવો જોઈએ ! પરંતુ એ મીમાંસકોનું કહેવું યોગ્ય નથી. અનંતઅધિકરણોનો સ્વીકાર કરવા કરતાં અભાવરૂપી એક પદાર્થ સ્વીકારવામાં લાઘવ છે. વળી અભાવ એટલે અધિકરણસ્વરૂપ જ માનીએ તો જલના વિષે જે ગંધનો અભાવ હોય છે તે પણ જલસ્વરૂપ જ છે એમ માનવું જોઇએ. હવે, '**યેનેન્દ્રિયેણ**' ઇત્યાદિ નિયમ પ્રમાણે ગંધનો અભાવ ગંધગ્રાહક ઘ્રાણથી જ માત્ર જણાય છે એવો સિદ્ધાંત છે. પરંતુ હવે ગંધાભાવ એ જલસ્વરૂપ જ હોવાથી રસનાથી જ તેનું ગ્રહણ થઈ પડશે. વળી તમો કેવલાધિકરણ જે કહો છો તે માહેલું કૈવલ્ય એટલે શું તે કહો. જો કૈવલ્ય એટલે ભૂતલસ્વરૂપ એમ હોય તો જ્યારે ભૂતલ ઉપર ઘટ હશે ત્યારે પણ ત્યાં ઘટ નથી એવી બુદ્ધિ ઉત્પન્ન થશે. કારણ કે ભૂતલ ઉપર ઘટ હશે તો પણ ભૂતલસ્વરૂપ એ નિરંતર કાયમ જ હોવાનું. ને ભૂતલસ્વરૂપ એટલે જ કૈવલ્ય છે. અને જ્યાં કૈવલ્ય હોય છે ત્યાં ઘટાભાવ હોય છે એમ તમો કહો છો. એ ઉપરથી ઘટ છતાં પણ ઘટ નથી એવી બુદ્ધિ ઉત્પન્ન થશે એ ખુલ્લું છે. હવે જો કૈવલ્ય એટલે ઘટાભાવવત્ત્વ એમ જ જો તમો કહેશો તો જે ભિન્ન અભાવ માનવો નહી એમ તમો કહેતા હતા તે તમોએ જ સ્વીકાર્યો જેવું થયું. આ રીતે કૈવલ્ય એ શું છે એનું નિર્વચન જ તમોને કરતાં આવડતું નથી. માટે અભાવ એ ભિન્ન પદાર્થ માનવો જોઇએ એ સિદ્ધ થાય છે. પણ એ ઉપર ફરિથી મીમાંસકો એમ કહે છે કે અભાવ એ ભિન્ન પદાર્થ માનીએ એટલે અભાવનો અભાવ એ પણ ભિન્ન પદાર્થ માનવો જોઇએ. ને પછી તે અભાવનો અભાવ એ ભિન્ન

પદાર્થ માનવો જોઇએ. પણ એમ તમો માનશો તો અનવસ્થાનો દોષ તમારા ઉપર આવશે. આ ઉપર નૈયાયિકો એવું પ્રત્યુત્તર આપે છે કે, એ અનવસ્થાનો દોષ આવે છે માટે તે નિવારણ કરવા સારૂ અમો એમ જ માનીએ છીએ કે અભાવનો અભાવ એ કાંઈ ભિન્ન પદાર્થ નથી, તો અભાવનો અભાવ એટલે ભાવ છે. ઉદાહરણાર્થ, ઘટાભાવનો ભૂતલ ઉપર અભાવ છે એનો અર્થ ભૂતલ ઉપર ઘટ–ભાવ–છે એવો જ થાય છે. એ અસંતાભાવનું ઉદાહરણ થયું. પણ જેમ ઘટાત્યંતાભાવનો અભાવ એટલે ઘટ, તેજ પ્રમાણે ઘટપ્રધ્વંસાભાવનો અને ઘટપ્રાગભાવનો અભાવ એટલે ભાવરૂપી ઘટ એવો જ અર્થ નિષ્પન્ન થાય છે. કારણ કે ઘટપ્રધ્વંસનો અભાવ એ માંહેલો અભાવ એટલે પ્રાગભાવ જ લેવો જોઇએ. કારણ કે ધ્વંસનો ધ્વંસ કિંવા અત્યંતાભાવ સંભવતો નથી. અને ઘટધ્વંસનો પ્રાગભાવ એટલે ઘટ ફુટવાના પૂર્વની ઘટની સ્થિતિ એટલે આખો ઘટ છે. તેમજ ઘટપ્રાગભાવનો અભાવ અહીં અભાવ એટલે ધ્વંસ જ લેવો જોઇએ. કારણ કે પ્રાગભાવનો પ્રાગભાવ કિંવા અત્યંતાભાવ સંભવતો નથી. અને ઘટપ્રાગભાવનો ધ્વંસ એટલે સંપૂર્ણ ઉત્પન્ન થયેલો ઘટ. એમ હોવાથી અભાવનો અભાવ એટલે ભાવ એમ જ કહેવું સિદ્ધ થયું. પરંતુ એ પ્રાચીન નૈયાયિકોનું મત છે. નવીન નૈયાયિકોનું એવું મત છે કે અભાવનો અભાવ એ અતિરિક્ત જ છે. પરંતુ [ ૧ ] અભાવના [ ૨ ] અભાવનો [ ૩ ] અભાવ એ જે ત્રીજો અભાવ તે માત્ર પેહેલા અભાવની સાથે એક રૂપ છે. અને એમ જ માનીને અનવસ્થા દોષ દૂર કરવો. કારણ કે પ્રાચીનોનું મત બરોબર નથી. કારણ કે ' આ ભૂતલ ઉપર ઘટાભાવ નથી ' એવું પ્રત્યક્ષજ્ઞાન આપણને થાય તો એ અભાવનું પ્રત્યક્ષ હોવાથી તે વિશેષણવિશેષ્યભાવસંનિકર્ષથી જ થવું જોઇએ. પણ ઘટાભાવનો અભાવ એટલે ઘટ એમ પ્રાચીનોના મતે અર્થ હોવાથી ઘટનું પ્રત્યક્ષ ચક્ષુથી જ થવું જોઇએ. ને તે તેમ ન થતાં વિશેષણ વિશેષ્યભાવસંનિકર્ષથી થયું તો તે ભ્રમાત્મક હોવું જોઈએ, એવો દોષ પ્રાપ્ત થાય છે. માટે પ્રાચીનમત ગ્રાહ્ય નથી એમ નવીનોનું કહેવું છે ॥ ૬૯ ॥

**सर्वेषां पदार्थनां यथायथमुक्तेष्वंतर्भावात्सप्तैव पदार्था इति सिद्धम् ॥ ७० ॥**

સર્વ જેટલા કાંઈ પદાર્થ છે તેમનો કાંઇના કંઇપણ અમોએ કહેલા પદાર્થમાંજ અંતર્ભાવ થતો હોવાથી સાત જ પદાર્થ છે એ સિદ્ધ થયું. ॥ ७० ॥

ननु प्रमाणप्रमेयसंशयप्रयोजनदृष्टांतसिद्धांतावयवतर्कनिर्णयवादजल्पवितंडाहेत्वाभासच्छलजातिनिग्रहस्थानानां तत्त्वज्ञानान्निःश्रेयसाधिगम इति न्यायशास्त्रे षोडशपदार्थानामुक्तत्वात्कथं सप्तैवेत्यत आह। सर्वेषामिति। सर्वेषां सप्तस्वेवांतर्भाव इत्यर्थः। आत्मशरीरेंद्रियार्थमनोबुद्धिप्रवृत्तिदोषप्रेत्यभावफलदुःखापवर्गास्तु प्रमेयमिति द्वादशविधं प्रमेयम्। प्रवृत्तिर्धर्माधर्मौ। रागद्वेषमोहा दोषः। राग इच्छा। द्वेषो मन्युः। मोहः शरीरादावात्मभ्रमः। प्रेत्यभावो मरणम्। फलं भोगः। अपवर्गो मोक्षः। स च स्वसमानाधिकरणदुःखप्रागभावासमानकालीनो दुःखध्वंसः। प्रयोजनं सुखं दुःखहानिश्च। दृष्टांतो महानसादिः। प्रामाणिकत्वेनाभ्युपगतोऽर्थःसिद्धांतः। निर्णये निश्चयः प्रमाणफलम्। तत्त्वबुभुत्सोः कथा वादः। उभयसाधनवती विजिगीषुकथा जल्पः। स्वपक्षस्थापनहीना वितंडा। कथा नाम नानावक्तृकपूर्वोत्तरपक्षवाक्यसंदर्भः। अभिप्रायांतरेण प्रयुक्तस्यार्थांतरं प्रकल्प्य दूषणं छलम्। असदुत्तरं जातिः। साधर्म्यवैधर्म्योत्कर्षापकर्षवर्ण्यावर्ण्यविकल्पसाध्यप्राप्त्यप्राप्तिप्रसंगप्रतिदृष्टांतानुत्पत्तिसंशयप्रकरणाहेत्वर्थापत्त्यविशेषोपपत्त्युपलब्ध्यनुपलब्धिनित्यानित्यकार्यसमाजातयः। वादिनोऽपजयहेतुर्निग्रहस्थानम्। प्रतिज्ञाहानिःप्रतिज्ञांतरं प्रतिज्ञाविरोधःप्रतिज्ञासंन्यासो हेत्वंतरमर्थांतरं निरर्थकमविज्ञातार्थमपार्थकमप्राप्तकालं न्यूनमधिकं पुनरुक्तमननुभाषणमज्ञानमप्रतिभा विक्षेपो मतानुज्ञा पर्यनुयोज्योपेक्षणं नि-

रनुयोज्यानुयोगोऽपसिद्धांतो हेत्वाभासश्च निग्रहस्थानानि। शेषं सुगमम्। ननु करतलानलसंयोगे सत्यपि प्रतिबंधके सति दाहानुत्पत्तेः शक्तिः पदार्थांतरमिति चेन्न। प्रतिबंधकाभावस्य कार्यमात्रे कारणत्वेन शक्तेरनुपयोगात्। कारणस्यैव शक्तिपदार्थत्वात्। ननु भस्मादिना कांस्यादौ शुद्धिदर्शनादाधेयशक्तिरंगीकार्येति चेन्न। भस्मादिसंयोगसमानकालीनास्पृश्यस्पर्शप्रतियोगिकयावदभावसहितभस्मादिसंयोगध्वंसस्य शुद्धिपदार्थत्वात्। स्वत्वमपि न पदार्थांतरम्। यथेष्टविनियोगयोग्यत्वस्य स्वत्वस्वरूपत्वात्। तदवच्छेदकं च प्रतिग्रहादिलब्धत्वमेवेति।

अथ विधिर्निरूप्यते। प्रयत्नजनकचिकीर्षाजनकज्ञानविषयो विधिः। तत्प्रतिपादको लिङादिर्वा। कृत्यसाध्ये प्रवृत्त्यदर्शनात्कृतिसाध्यताज्ञानं प्रवर्तकम्। न च विषभक्षणादौ प्रवृत्तिप्रसंगः। इष्टसाधनतालिंगककृतिसाध्यताज्ञानस्य काम्यस्थले नित्यनैमित्तिकस्थले च विहितकालजीवित्वनिमित्तकज्ञानजन्यस्यैव प्रवर्तकत्वात्। न चाननुगमः। स्वविशेषणवत्ताप्रतिसंधानजन्यत्वस्यानुगतत्वादिति गुरवः। तन्न। लाघवेन कृतिसाध्येष्टसाधनताज्ञानस्यैव चिकीर्षाद्वारा प्रयत्नजनकत्वात्। न च नित्ये इष्टसाधनत्वाभावादप्रवृत्तिप्रसंगः। तत्रापि प्रत्यवायपरिहारस्य पापक्षयस्य च फलत्वकल्पनात्। तस्मात्कृतिसाध्येष्टसाधनत्वमेव लिङाद्यर्थः। ननु 'ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत' इत्यत्र लिङा स्वर्गसाधनकार्यं प्रतीयते। यागस्याशुविनाशिनः कालांतरभाविस्वर्गसाधनत्वायोगात्तद्योग्यं स्थायिकार्यमपूर्वमेव लिङाद्यर्थः। कार्यं कृतिसाध्यं कृतेः सविषयत्वात्। विषयाकांक्षायां यागो विषयत्वेनान्वेति। कस्य कार्यमिति नियोज्याकां-

क्षायां स्वर्गकामपदं नियोज्यपरतयान्वेति । कार्यबोद्धा नियोज्यः । तेन ज्योतिष्टोमनामकयागविषयकं स्वर्गकामस्य कार्यमिति वाक्यार्थः संपद्यते । वैदिकलिङ्त्वात् । 'यावज्जीवमग्निहोत्रं जुहुयात्' इति नित्यवाक्येऽप्यपूर्वमेव वाच्यं कल्प्यते । 'आरोग्यकामो भैषजपानं कुर्यात्' इत्यादौ लौकिकलिङः क्रियाकार्ये लक्षणेति चेन्न । यागस्याप्ययोग्यतानिश्चयाभावेन साधनतया प्रतीत्यनंतरं तन्निर्वाहार्थमवांतरव्यापारतयापूर्वकल्पनात् । कीर्तनादिना नाशश्रुतेन यागध्वंसो व्यापारः । लोकव्युत्पत्तिबलात्क्रियायामेव कृतिसाध्येष्टसाधनत्वं लिङा बोध्यत इति लिङ्त्वेन रूपेण विध्यर्थत्वमाख्यातत्वेन प्रयत्नार्थकत्वम् । पचति पाकं करोतीति विवरणदर्शनात् । किं करोतीति प्रश्ने पचतीत्युत्तराख्यातस्य प्रयत्नार्थकत्वनिश्चयात् । रथो गच्छतीत्यादावनुकूलव्यापारे लक्षणा । 'देवदत्तः पचति तंडुलान्, देवदत्तेन पच्यते तंडुलः' इत्यत्र कर्तृकर्मणोर्नाख्यातार्थत्वम् । किंतु तद्गतैकत्वादीनामेव । तयोराक्षेपादेव लाभः । प्रजयतीत्यादौ धातोरेव प्रकर्षे शक्तिः । उपसर्गाणां द्योतकत्वमेव न तत्र शक्तिरस्ति ।

पदार्थज्ञानस्य परमं प्रयोजनं मोक्षः । तथाहि । 'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः' इति श्रुत्या श्रवणादीनामात्मसाक्षात्कारहेतुत्वबोधनात् । श्रुत्या देहादिविलक्षणात्मज्ञाने सत्यप्यसंभावनानिवृत्तेर्युक्त्यनुसंधानरूपमननसाध्यत्वान्मननोपयोगिपदार्थनिरूपणद्वारा शास्त्रस्यापि मोक्षोपयोगः। तदनंतरं श्रुत्युपदिष्टयोगविधिना निदिध्यासने कृते तदनंतरं देहादिविलक्षणात्मसाक्षात्कारे सति देहादावहमभिमानरूपमिथ्याज्ञाननाशे सति दोषाभावात्प्रवृत्त्यभावे धर्माधर्मयोरभावाज्जन्मा-

भावे पूर्वधर्माधर्मयोरनुभवेन नाशे चरमदुःखध्वंसलक्षणो मोक्षो जायते । ज्ञानमेव मोक्षसाधनं मिथ्याज्ञाननिवृत्तेर्ज्ञानमात्रसाध्यत्वात् । 'तमेव विदित्वातिमृत्युमेति नान्य पंथा विद्यतेऽयनाय' इति साधनांतरनिषेधाच्च । ननु 'तत्प्राप्तिहेतुर्विज्ञानं कर्म चोक्तं महामुने' इति कर्मणोऽपि मोक्षसाधनत्वस्मरणाज्ज्ञानकर्मणोः समुच्चय इति चेन्न । नित्यनैमित्तिकैरेव कुर्वाणो दुरितक्षयम् । ज्ञानं च विमलीकुर्वन्नभ्यासेन च पाचयेत् । अभ्यासात्पक्वविज्ञाने कैवल्यं लभते नरः' इत्यादिना कर्मणो ज्ञानसाधनत्वप्रतिपादनात् । ज्ञानद्वारैव मोक्षसाधनं न साक्षात् । तस्मात्पदार्थज्ञानस्य मोक्षः परमं प्रयोजनमिति सर्वं रमणीयम् ॥ ७० ॥

'**प्रमाणप्रमेयसंशयप्रयोजनदृष्टांतसिद्धांतावयवतर्कनिर्णयवादजल्पवितंडाहेत्वाभासच्छलजातिनिग्रहस्थानानां तत्त्वज्ञानान्निःश्रेयसाधिगम इति**—પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ, અને નિગ્રહસ્થાન, એમના તત્ત્વના જ્ઞાનથી મોક્ષ પ્રાપ્તિ થાય છે' એવું ન્યાયશાસ્ત્રનું પ્રથમ સૂત્ર છે. ને એમાં સોળ પદાર્થ કહેલા છતાં તમો સાત જ પદાર્થ છે એમ કહો છો એ કેમ ઘટે એવી શંકા કોઇને થશે માટે મૂલમાં એમ કહ્યું છે કે સર્વપદાર્થોનો એ સાતમાં જ અંતર્ભાવ થાય છે. હવે સૂત્રોક્ત સોળ પદાર્થ અને તેમના પેટાભેદ એમનો અહીં કહેલા સપ્ત પદાર્થમાં કોનો ક્યાં અને કેમ અંતર્ભાવ કરવો તે જોઇએ. તે પૈકી પેહેલો જે **પ્રમાણ** તેનો ઉલ્લેખ આપણા પૂર્વના ( એટલે સપ્તપદાર્થવાદી વૈશેષિકના મતાનુસારે કરેલા ) વિવેચનમાં આવેલો જ છે. માટે તે ઉપરથી પ્રત્યક્ષપ્રમાણનો, એટલે ઇંદ્રિયનો, પૃથિવી એ દ્રવ્યમાં અને અનુમાનાદિકનો બુદ્ધિ એ ગુણમાં સમાવેશ થાય છે એ સ્પષ્ટ છે. તેના આગળનો પદાર્થ **પ્રમેય**. તેના બાર પેટાભેદ છે. તે આ પ્રમાણે; આત્મા, શરીર, ઇંદ્રિય, અર્થ, બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, દોષ, પ્રેત્યભાવ, ફલ, દુઃખ અને અપવર્ગ, એ પૈકી

આત્મા, શરીર, અને ઈંદ્રિય એમનો દ્રવ્યમાં સમાવેશ થાય છે. અર્થ એટલે પૃથિવીઆદિક વસ્તુ. એવો તેનો અર્થ હોવાથી તેનો પણ દ્રવ્યમાંજ સમાવેશ થાય છે. બુદ્ધિ એ ગુણ છે. રાગ, દ્વેષ અને મોહ આ દોષ છે. એ પૈકી રાગ એટલે ઇચ્છા, માટે તે ગુણ છે. દ્વેષ ( મન્યુ, ક્રોધ ) એ ગુણ છે એમ આપણામાં કહેલ છે જ. અને મોહ એટલે શરીર એ જ આત્મા છે એવા પ્રકારનો જે ભ્રમ ઉત્પન્ન થયેલ હોય છે તે. ભ્રમનો બુદ્ધિ એ ગુણમાં અંતર્ભાવ થાય છે. દોષના આગળનો પ્રમેય પ્રેત્યભાવ છે. પ્રેત્યભાવ એટલે મરણ. કીંવા ' પ્રેત્ય ' એન ' ભાવ ' આ બંને પદ ઉપર લક્ષ દઇને અર્થ કરીએ તો ' મરીને અવતરવું ' એવો તેનો અર્થ થાય છે. હવે મરણ એટલે પ્રાણ અને શરીર એમના સંયોગનો છેલ્લો ધ્વંસ છે. માટે મરણ એ અભાવ છે. અને જનન એટલે પ્રાણ અને શરીર એમનો પેહેલો સંયોગ છે. માટે જનનનો સંયોગ એ ગુણમાં અંતર્ભાવ થાય છે. પ્રેત્યભાવના આગળનું પ્રમેય ફ્લ છે. ફલ એટલે ભોગ. ભોગ એટલે સુખદુઃખસાક્ષાત્કાર. માટે ફ્લ એનો ગુણમાં અંતર્ભાવ થાય છે. અપવર્ગ એટલે મોક્ષ. મોક્ષ એટલે દુઃખધ્વંસ. માટે અપવર્ગનો અભાવમાં અંતર્ભાવ થાય છે. મોક્ષનું લક્ષણ **' स्वसमानाधिकरणदुःखप्रागभावासमानकालीनदुःखध्वंस '** એવું કરેલું છે. **दुःखध्वंस** એટલે મોક્ષ એટલું જ જો લક્ષણ કરિએ તો તે યોગ્ય થશે નહી. કારણ કે કોઇનો દુખતો પગ સારો થાય તો ત્યાં તેના દુઃખનો ધ્વંસ થયેલ હોય છે, માટે તે પણ મુક્ત થયો એમ પ્રાપ્ત થશે. પણ આપણે એવાને મુક્ત કહેતા નથી. તો જેના વર્તમાનકાલીન દુઃખોનો નાશ થયેલ છે એટલું જ નહી, તો જેને ભવિષ્યત્ કાલમાં પણ દુઃખ થવાનો સંભવ નથી તે મુક્ત છે, એમ આપણે કહીએ છીએ. એ જ અર્થ **दुःखप्रागभावासमानकालीनदुःखध्वंस** એના યોગથી દર્શિત કરેલ છે. **दुःखप्रागभाव** એટલે ભવિષ્યત્ કાલમાં દુઃખ ઉત્પન્ન થવાનો સંભવ. જેનો દુખતો પગ સારો થાય છે તેનો દુઃખધ્વંસ થાય છે ખરો પણ હવે પછી તેને કોઈ વખતે પણ દુઃખ પ્રાપ્ત થશે નહી એમ બિલકુલ હોતું નથી. એટલે ભવિષ્યત્ કાલમાં દુઃખ થવાનો સંભવ છતાં વર્તમાન કાલીન તેનું દુઃખ ગયું છે એટલો જ તેનો અર્થ થાય છે. અર્થાત્ તેનો દુઃખધ્વંસ દુઃખપ્રાગભાવસમાનકાલીન છે.

પરંતુ જે મુક્ત હોય છે તેને ભવિષ્યત્ કાલમાં પણ દુઃખ થવાનો સંભવ હોતો નથી. માટે તેનો દુઃખધ્વંસ દુઃખપ્રાગભાવાસમાનકાલીન હોય છે એ ખુલ્લું છે. માટે સંસારકાલીન દુઃખધ્વંસ ઉપર પ્રાપ્ત થનારી અતિવ્યાપ્તિ દુઃખપ્રાગભાવાસમાનકાલીન એ વિશેષણ યોજવાથી દૂર થાય છે. તેથી હવે '**दुःखप्रागभावासमानकालीनदुःखध्वंस**' એટલું મોક્ષનું લક્ષણ તયાર થયું. હવે એ લક્ષણ બરોબર છે કે નહી એ જાણવા સારૂ વામદેવ, શુક, ઈત્યાદિકને જે મોક્ષ પ્રાપ્ત થયો છે તેના ઉપર આ ઘટે છે કે નહી તે આપણે તપાસીએ. વામદેવાદિકને મોક્ષ પ્રાપ્ત થયો છે તેથી તેમના દુઃખનો ધ્વંસ થયો જ હોવો જોઇએ એ સ્પષ્ટ છે. પરંતુ તે દુઃખધ્વંસ દુઃખપ્રાગભાવાસમાનકાલીન નથી. કારણ કે મુક્ત નહી થયેલા એવા જે આપણે તેમને દુઃખપ્રાગભાવ છે જ. કારણ કે આપણને ભવિષ્યત્ કાલમાં દુઃખો ભોગવાનો સંભવ છે. અને આપણા વિષે દુઃખપ્રાગભાવ છતા તે જ વખતે વામદેવાદિકના વિષે દુઃખધ્વંસ છે. એટલે તેમનો દુઃખધ્વંસ દુઃખપ્રાગભાવાસમાનકાલીન નથી. માટે તેમના મોક્ષ ઉપર મોક્ષનું લક્ષણ ઘટતું નથી એમ થયું. આ અવ્યાપ્તિનું નિવારણ કરવા સારૂ '**स्वसमानाधिकरण**' એ પ્રાગભાવને વિશેષણ લગાડવું જોઇએ. એટલે તે અવ્યાપ્તિ દૂર થાય છે. કારણ કે જેના દુઃખોનો ધ્વંસ થવાનો છે તેના જ વિષે દુઃખપ્રાગભાવ ન હોવો જોઇએ એટલે થયું. ઇતિર સ્થલે તે હોય તો પણ હરકત નથી. પૂર્વોક્ત વાક્યમાં આપણે દુઃખધ્વંસ માત્ર વામદેવાદિકના વિષેનો લીધો અને દુઃખપ્રાગભાવ આપણા જેવા વિષેનો લીધો. તેના લીધે અવ્યાપ્તિ આવતી હતી. વામદેવાદિકના વિષેનો દુઃખધ્વંસ લીધો તો તેમના જ વિષેનો દુઃખપ્રાગભાવ પણ લેવો જોઇએ. તેમના વિષે તો તે છે જ નહી. માટે વામદેવાદિકના મોક્ષ ઉપર હવે '**स्वसमानाधिकरणदुःखप्रागभावासमानकालीनदुःखध्वंस**' એ લક્ષણનો અન્વય થઈ શકે છે, ને તે બરોબર છે એમ ઠરે છે. અહીં સુધી બાર પ્રમેયનો અંતર્ભાવ ક્યાં કરવો એ કહ્યું. હવે પ્રમેયના આગળનો પદાર્થ **संशय.** એ તો આપણામાં આવેલો જ છે. તેના આગળનો પદાર્થ **प्रयोजन,** એનો અંતર્ભાવ ઉક્ત પદાર્થોમાં કરી શકાય એટલા માટે તેનો અર્થ એ છે કે સુખપ્રાપ્તિ અને દુઃખપરિહાર એ પ્રયોજન છે. મહાનસાદિક એ **दृष्टांत** છે.

પ્રામાણિક અથવા ખરી ઠરેલી જે વાત તે **સિદ્ધાંત** છે. **અવયવ** એટલે અનુમાનવાક્યમાંહેલા પ્રતિજ્ઞાદિક પાંચ અવયવ. **તર્ક**નું નિરૂપણ પૂર્વે કરેલું જ છે. **નિર્ણય** એટલે નિશ્ચય. એક પક્ષનું એક કહેવું હોય ને બીજા પક્ષનું બીજું કહેવું હોય; તેમાંથી સત્યનું અવધારણ કરવું તે નિર્ણય છે; ને એ જ પ્રમાણોનું ફલ છે. તત્ત્વ જાણવાની ઈચ્છા જેમના મનમાં છે એવા જે બે પૂર્વપક્ષી અને ઉત્તરપક્ષી તેમનું જે સંભાષણ તે **વાદ** છે. પોતાના પક્ષનું સ્થાપન અને બીજાના પક્ષનું નિરાકરણ એવાં ઉભય સાધનોથી યુક્ત એવી પોતાના પ્રતિપક્ષી ઉપર જીત મેળવવાની ઈચ્છા કરનારા વિજીગીષુની જે કથા–પ્રતિપાદન–તે **જલ્પ** છે. જેમાં બીજા ઉપર જીત મેળવવાની ઈચ્છા હોય છે ને તે માટે પ્રતિપક્ષનું ખંડન કરેલું હોય છે, પરંતુ પોતાનો પક્ષ સ્થાપન કરેલો હોતો નથી, એવી જે કથા તે **વિતંડા** છે. એક પૂર્વપક્ષ કરે અને બીજો તેનું સમાધાન કહે એવા પ્રકારે અનેક વક્તાઓ જેમાં બોલતાં હોય છે એવા વાક્યસમૂહને કથા કહે છે. **હેત્વાભાસ** પૂર્વે કહેલા જ છે. કોઈ પુરુષ એક અભિપ્રાયથી કાંઈ બોલતાં ત્યાં ભિન્ન અર્થની કલ્પના કરીને તેના બોલવા ઉપર દૂષણ લાવવું તે **છલ** છે. ઉદાહરણાર્થ, દેવદત્તે નવો ધાબળો લીધો છે એવા અર્થનું '**नवकंबलो देवदत्तः**' એવું વાક્ય કોઇએ યોજ્યાં છતાં, નવ ધાબળા દેવદત્તના પાસે છે એવો તેનો જુદો જ અર્થ કલ્પીને, જો કોઈ એવો દોષ આપે કે દેવદત્ત એટલો બધો ગરીબ છે કે તેના પાસે એક પણ ધાબળો મળે નહી, તો નવ ક્યાંથી હોય, માટે **नवकंबलो देवदत्तः** એ જે તમે કહ્યું તે ખોટું છે; તો એવા સ્થલે એ છલ છે. અસત્ એટલે ખોટું, ભૂલ ભરેલું, પોતાના પક્ષનું વ્યાઘાતક, એવું જે ઉત્તર તેને **जाति** કહે છે. એ ચોવીસ પ્રકારની છે. તે આ પ્રમાણે; સાધર્મ્યસમા ૧, વૈધર્મ્યસમા ૨, ઉત્કર્ષસમા ૩, અપકર્ષસમા ૪, વર્ણ્યસમા ૫, અવર્ણ્યસમા ૬, વિકલ્પસમા ૭, સાધ્યસમા ૮, પ્રાપ્તિસમા ૯, અપ્રાપ્તિસમા ૧૦, પ્રસંગસમા ૧૧, પ્રતિદૃષ્ટાંતસમા ૧૨, અનુત્પત્તિસમા ૧૩, સંશયસમા ૧૪, પ્રકરણસમા ૧૫, અહેતુસમા ૧૬, અર્થાપત્તિસમા ૧૭, અવિશેષસમા ૧૮, ઉપપત્તિસમા ૧૯, ઉપલબ્ધિસમા ૨૦, અનુપલબ્ધિસમા ૨૧, નિત્યસમા ૨૨, અનિત્યસમા ૨૩ અને કાર્યસમા ૨૪ ( એમના સવિસ્તર વિવેચન માટે ન્યાયદર્શન ઉ-

પરન્તુ વાત્સાયનભાષ્ય જુઓ ). વાદીના પરાજયને કારણીભૂત થનારૂં જે હોય છે તે **નિગ્રહસ્થાન** છે. તેના બાવીસ પ્રકાર છે. તે આ પ્રમાણે: પ્રતિજ્ઞાહાની ૧, પ્રતિજ્ઞાંતર ૨, પ્રતિજ્ઞાવિરોધ ૩, પ્રતિજ્ઞાસંન્યાસ ૪, હેત્વંતર ૫, અર્થાંતર ૬, નિરર્થક ૭, અવિજ્ઞાતાર્થ ૮, અપાર્થક ૯, અપ્રાપ્તકાલ ૧૦, ન્યૂન ૧૧, અધિક ૧૨, પુનરૂક્ત ૧૩, અનુભાષણ ૧૪, અજ્ઞાન ૧૫, અપ્રતિભા ૧૬, વિક્ષેપ ૧૭, મતાનુજ્ઞા ૧૮, પર્યનુયોજ્યોપેક્ષણ ૧૯, નિરનુયોજ્યાનુયોગ ૨૦, અપસિદ્ધાંત ૨૧ અને હેત્વાભાસ ૨૨ ( એમના સવિસ્તર વિવેચન માટે વાત્સાયનભાષ્ય જુઓ ).

આ પ્રમાણે પૂર્વોક્ત ન્યાયસૂત્ર માહેલાં સોળ પદાર્થોનો અંતર્ભાવ સપ્તપદાર્થમાં થતો હોવાથી સાત જ પદાર્થ છે એમ ઠર્યું. પરંતુ આ ઉપર ફરીથી મીમાંસકો એવી શંકા કરે છે કે શક્તિ કરિને એક ભિન્ન પદાર્થ છે. તેથી પદાર્થ સાત જ છે એમ તમારાથી કહેવાશે નહી. તેઓનું મત એવું છે કે, હાથેળીમાં અગ્નિ લીધેલો છતાં પણ આપણી પાસે મણી હોય તો હાથ દાઝતો નથી. માટે મણીના વિષે પ્રતિબંધકતા રહે છે એમ આપણે કહીએ છીએ. એ પ્રતિબંધકતા, અગ્નિ વિષે દાહાનુકૂલશક્તિ છે એમ માનીએ તોજ, આપણાથી અંગિકારાશે. કારણ કે પ્રતિબંધકતા તે શું ? તો તે કાર્યાનુકૂલશક્તિવિઘટકત્વ છે. તેથી શક્તિ માનીએ નહી તો પ્રતિબંધકતા માની શકાશે નહી. પણ પ્રતિબંધકતા તો આપણે માનીએ છીએ. તેથી શક્તિ પણ માનવી જ જોઇએ. એવી રીતે અગ્નિ વિષે દાહાનુકૂલ એવી કોઇ શક્તિ હોય છે એ સિદ્ધ થાય છે. અને તે શક્તિનો ઉક્ત પદાર્થોમાં અંતર્ભાવ થતો નથી. માટે શક્તિ એ ભિન્ન પદાર્થ છે. એમ પ્રાપ્ત થતાં નૈયાયિકો કહે છે કે કાર્યાનુકૂલ ( અગ્નિમાં દાહાનુકૂલ ) શક્તિ કરીને જે તમો ભિન્ન માનો છો તે માનવાનું કાંઇ કારણ નથી. કારણ કે કોઇપણ કાર્ય ઉત્પન્ન થવાને તેના પ્રતિબંધકનો અભાવ હોય એટલે થયું. ને એમ હોય એટલે પછી ભિન્ન શક્તિ માનવાનો કાંઇપણ ઉપયોગ નથી. કેમકે શક્તિ એટલે કારણ એ જ અર્થ છે, બીજો કાંઈ અર્થ નથી. હવે બીજી એવી શંકા છે કે એકાદ કાંસાના પાત્રને અભડાટ થાય તો તે ભોજનને અયોગ્ય થાય છે. ને જે શુદ્ધકાંસ્યપાત્ર હોય તે જ ભોજનના યોગ્ય હોય છે. હવે એ જે કાંસ્યપાત્રમાં શુદ્ધપણું હોય છે તેનો

અસ્પૃશ્યસ્પર્શથી નાશ થાય છે. ને તે પાત્ર ભસ્મથી ઉટકિએ એટલે ફ-રિથી તે શુદ્ધપણું ઉત્પન્ન થાય છે. તેથી ભસ્મવડે કાંસ્યપાત્ર ઉટકતાં તેના વિષે શુદ્ધિ ઉત્પન્ન થાય છે. માટે આ શુદ્ધિરૂપી એક આધેયશક્તિ ભિન્ન માનવી જ જોઇએ. પરંતુ એ ઉપર નૈયાયિકો એમ કહે છે કે શુદ્ધિ એ એક ભિન્ન શક્તિ માનવાનું કારણ નથી. કારણકે શુદ્ધિ એ કોઇ ભિન્ન પદાર્થ નથી, તો તે ભસ્માદિસંયોગધ્વંસ એ જ શુદ્ધિ છે. કારણ કે ભસ્મ-થી વાસણ ઉટક્યું એટલે તે ભસ્માદિસંયોગ છે ને તે ધોયું એટલે તે ભ-સ્માદિસંયોગધ્વંસ છે. વાસણ ભસ્મથી ઘસીને ધોયું એટલે તે શુદ્ધ થયું એમ આપણે કહીએ છીએ. માટે ભસ્માદિસંયોગધ્વંસ એ જ શુદ્ધિ છે એ સ્પષ્ટ છે. પરંતુ એકાદું વાસણ ઉટકીને ધોયા પછી ફરીથી તેને અ-સ્પૃશ્યસ્પર્શ થાય તો પણ ધ્વંસ અનંત હોવાથી ભસ્માદિસંયોગધ્વંસ એ ત્યાં છે જ. માટે તે અભડાયેલું વાસણ પણ શુદ્ધ છે એમ ઠરશે. એવો દોષ ભસ્માદિસંયોગધ્વંસ તે શુદ્ધિ છે એમ માનતા આવે છે. તેનું નિવા-રણ કરવા સારૂ અસ્પૃશ્યસ્પર્શપ્રતિયોગિકયાવદભાવસહિત એ ધ્વંસનું વિશેષણ યોજવું. તેથી એવો અર્થ થાય છે કે કોઇ પણ પ્રકારનો અસ્પૃ-શ્યસ્પર્શ નહી થતાં ભસ્માદિસંયોગધ્વંસ હશે એટલે તે શુદ્ધિ છે. પરંતુ એ ઉપર પણ દોષ આવે છે તે આ પ્રમાણેઃ આપણે એવી કલ્પના ક-રીશું કે ભસ્માદિસંયોગ અને અસ્પૃશ્યસ્પર્શ આ બંને પ્રથમતઃ એકદમ ઉત્પન્ન થયેલ છે; એટલે એનો અર્થ એ છે કે વાસણ ભસ્મથી ઉટકેલું છે અને તે ઉટકેલું છતાં ( ધોવાના પૂર્વે ) તેને અસ્પૃશ્યસ્પર્શ થયેલો છે. હવે તે સંયોગ અને અસ્પૃશ્યસ્પર્શ એ બંને એકદમ નાશ પામેલા છે એમ આપણે માનીએ; એટલે વાસણ ધોવાય અને તે જ વખતે તે વા-સણને લાગેલો જે કોઇ અસ્પૃશ્યપદાર્થ તેનો સ્પર્શ પણ નાશ પામે છે. હવે એવા વાસણને વિષે અસ્પૃશ્યસ્પર્શપ્રતિયોગિકયાવદભાવસહિતભસ્મા-દિસંયોગધ્વંસ એ શુદ્ધિનું લક્ષણ પ્રાપ્ત થશે. પણ વાસણ ઉટકેલું છતાં તે ધોવાના પૂર્વે તેને જો અસ્પૃશ્યસ્પર્શ થયેલ હોય તો તે શુદ્ધ છે એમ આપણે સમજતાં નથી. માટે આ અતિવ્યાપ્તિનું નિવારણ કરવા સારૂં 'ભસ્માદિસંયોગસમાનકાલીન' એવું અભાવને વિશેષણ આપવું. ને તે આપીએ એટલે એકંદર અર્થ એવો થાય છે કે પાત્રને ઉટકિને ધોયું એ-

ટક્ષે જ નહી, તો તે ભસ્મથી ઉટકેલું છતાં પણ તેને કોઇપણ અસ્પૃશ્ય વસ્તૂનો સ્પર્શ ન થવો જોઇએ. સ્વત્વ એ પણ એક ભિન્ન પદાર્થ છે એમ કેટલાએક માને છે. પરંતુ તે યોગ્ય નથી. 'આ ચૈત્રનું ધન છે' અહીં ધન ઉપર ચૈત્રનું જે સ્વત્વ છે તે કોઈ ભિન્ન પદાર્થ નથી. તો સ્વત્વ એટલે યથેષ્ટવિનિયોગયોગ્યત્વછે. જે પોતાનુ દ્રવ્ય હોય છે તેનો પોતાની ઇ-ચ્છા પ્રમાણે ઉપયોગ કરતા આવે છે. માટે તે પોતાના સ્વદ્રવ્યને વિષે યથેષ્ટવિનિયોગયોગ્યત્વ એ ધર્મ રહે છે, ને તે જ સ્વત્વરૂપી ધર્મ છે. હવે એ યથેષ્ટવિનિયોગયોગ્યત્વનો અવચ્છેદક, એટલે પ્રયોજક કોણ, અર્થાત્ યથેષ્ટવિનિયોગયોગ્યત્વ એ ધર્મ કયા દ્રવ્ય ઉપર ને કેમ ઉત્પન્ન થાય છે એ પ્રશ્ન અહીં ઉદ્ભવે છે. તેનું સમાધાન એ છે કે પ્રતિગ્રહ—દાનનો સ્વીકાર—આદિ સાધનોથી આપણે પોતે પોતાનું દ્રવ્ય મેળવેલું હોય છે. માટે આપણને તેનો યથેષ્ટવિનિયોગ કરતા આવે છે. તેથી એવા પ્રકારનું યથેષ્ટવિનિયોગયોગ્યત્વ એ જ સ્વત્વનો અર્થ હોવાથી સ્વત્વ એ ભિન્ન પદાર્થ નથી એ સિદ્ધ થયું.

અહીં સુધી પ્રથમતો કહેલા સાત પદાર્થોમાં સર્વે પદાર્થોનો અંતર્ભાવ કેમ થાય છે તે દર્શાવ્યું. અને ભિન્ન ભિન્ન મુદ્દાઓ ઉપર મીમાંસક અને નૈયાયિક એમના માંહેલો મતભેદ જ્યાં જ્યાં પ્રસંગ આવ્યો તે તે સ્થલે પૂર્વપક્ષ ઉત્તરપક્ષ—શંકા સમાધાન—ના દ્વારા પ્રતિપાદન કરવામાં આવ્યો. પરંતુ જે મતભેદ પ્રતિપાદન કરવાનો વર્તમાન ક્ષણપર્યંત કોઇપણ સ્થલે પ્રસંગ આવ્યો નથી, પણ જેમનું પ્રતિપાદન થવું આવશ્યક છે, ને જે વાદગ્રસ્ત વિષયો ઉપર નૈયાયિકોનું શું મત છે તે કહ્યાવિના કોઇપણ ન્યાયગ્રંથને પૂર્ણત્વ આવશે નહી, તેમના વિષે અહીં કિંચિત્ વિચાર કરવો આવશ્યક છે. ને એજ હેતૂથી પ્રથમ વિધિનું નિરૂપણ કરિએ છીએઃ **जे प्रयत्नजनकचिकीर्षाजनकज्ञानविषय होय छे ते विधि छे. 'यजेत्', 'जुहुयात्',** આ વિધિના ઉદાહરણ છે. યાગ કરવો એવો વિધિ સાંભળીએ એટલે તેનાથી આપણને કાંઇક જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ્ઞાનથી અમુક એક યાગ કરવો એવી ઇચ્છા—ચિકીર્ષા—ઉત્પન્ન થાય છે. અને તે ઇચ્છા ઉત્પન્ન થઈ એટલે તે યાગ કરવા વિષેના પ્રયત્નને, એટલે તે યાગની સામગ્રી વિગેરે ભેળી કરવા આપણે લાગીએ છીએ. વિધિ વિષે જ્ઞાન ઉત્પન્ન થાય છે, જ્ઞાનથી ચિકીર્ષા ઉત્પન્ન થાય છે, અને ચિકીર્ષાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. એ જ

અર્થ સદરહુ લક્ષણમાં કહેલો છે. તે એ કે, પ્રયત્નને ઉત્પન્ન કરનારી જે ચિકીર્ષા તેને ઉત્પન્ન કરનારૂં જે જ્ઞાન તે જેના થકી ઉત્પન્ન થાય છે તે વિધિ છે. એ વિધિ વિષેનું એક મત થયું. પરંતુ બીજું મત એવું છે કે પ્રયત્નજનકચિકીર્ષાજનકજ્ઞાનવિષય એ અર્થ જેના યોગથી પ્રતિપાદિત કરાય છે એવા જે **'लिङ्' 'लोट्' 'तव्य'**, ઇત્યાદિક તે જ વિધિ છે. પરંતુ આ બીજું મત વિશેષ કોઇને જ ગ્રાહ્ય નથી. માટે હવે આપણને પેહેલાં લક્ષણ વિષે મુખ્ય વિચાર કરવાનો છે. તે લક્ષણમાં જે **प्रयत्न** કહેલો છે તેના **प्रवृत्ति, निवृत्ति** અને **जीवनकारण**, એવા ત્રણ ભેદ છે. તે પૈકી નિવૃત્તિ અને જીવનકારણ એમનો વિધિના લક્ષણની સાથે કાંઇપણ સંબંધ ન આવતો હોવાથી અહીં **प्रयत्न** એટલે **प्रवृत्ति** એ જ અર્થ છે. હવે અહીં પ્રશ્ન એવો છે કે એ પ્રવૃત્તિનો જનક કોણ? ચિકીર્ષા એ પ્રવૃત્તિરૂપી પ્રયત્નની જનક છે એમ સદરહું લક્ષણમાં કહેલું છે. પણ ચિકીર્ષા શાથી ઉત્પન્ન થાય છે? તે કૃતિસાધ્યતાજ્ઞાનથી ઉત્પન્ન થાય છે એમ મીમાંસકો કહે છે. કૃતિસાધ્યતાજ્ઞાન અને ઇષ્ટસાધનતાજ્ઞાન આ બંનેના યોગથી તે ઉત્પન્ન થાય છે એમ નૈયાયિકો માને છે. તેથી તેમનાથી જ પ્રવૃત્તિ પણ ઉત્પન્ન થાય છે એમ નિષ્પન્ન થયું માટે મીમાંસકો એમ કહે છે કે ફક્ત કૃતિસાધ્યતાજ્ઞાન એ જ પ્રવૃત્તિજનક છે. એકાદ વાત કૃતીથી સાધ્ય થવા જેવી છે એવું આપણને જ્ઞાન હોય એટલે તેના યોગથી તે તે વાત કરવા તરફ આપણી પ્રવૃત્તિ થાય છે. માટે કૃતિસાધ્યતાજ્ઞાન એજ પ્રવર્તક છે એમ મીમાંસકો માને છે. પણ એ બાબતમાં નૈયાયિકોનું કહેવું એમ છે કે એકલું જ કૃતિસાધ્યતાજ્ઞાન એ પ્રવૃત્તિજનક નથી, તો કૃતિસાધ્યતાજ્ઞાન અને ઇષ્ટસાધતાજ્ઞાન એ બંને મળીને પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. વિષભક્ષણ એ પણ કૃતિસાધ્ય છે. પરંતુ તેની તરફ કોઇની પ્રવૃત્તિ થતી નથી. કારણ કે તે ઇષ્ટસાધન નથી. અને પોતાનું વાવેતર લંઘાતુ હોય તો તેની ઉપર વરસાત થવાથી પાક સારો ઉતરે, એવા સ્થળે વૃષ્ટિ વિષે ઇષ્ટસાધનતાજ્ઞાન હોય છે. પરંતુ વૃષ્ટિ કરવી એ કૃતિસાધ્ય નથી. માટે તે તરફ પુરૂષની પ્રવૃત્તિ થતી નથી. તેથી આ કારણને લીધે કૃતિસાધ્યતાજ્ઞાન અને ઇષ્ટિસાધનતાજ્ઞાન આ બંને મળીને પ્રવૃત્તિજનક છે એમ નૈયાયિકો માને છે. આ બે મતો પૈકી મીમાંસકનું મત પૂર્વપક્ષ છે. મીમાંસકો એમ કહે છે કે, વરસાદ પાડવો વિગેરે વાતો આપણા કૃતિથી સાધ્ય થવ જેવી

નથી માટે તેના તરફ આપણી પ્રવૃત્તિ થતી નથી; અને વૃક્ષચ્છેદન વિગેરે વાતો આપણા કૃતિથીસાધ્ય થવા જેવી હોય છે માટે તેમની તરફ આપણી પ્રવૃત્તિ થાય છે; એમ આપણે જોઇએ છીએ. એમ હોવાથી આ અન્વયવ્યતિરેક ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે કૃતિસાધ્યતાજ્ઞાન એ પ્રવૃત્તિજનક છે. પણ એ ઉપર કોઇ એવી શંકા કાઢશે કે વિષભક્ષણ એ પણ કૃતિસાધ્ય છે, તેથી તેની તરફ પણ આપણી પ્રવૃત્તિ થશે. પણ એ ઉપર મીમાંસકો એમ કહે છે કે કૃતિસાધ્યતાજ્ઞાનને ભિન્ન ભિન્ન સ્થલે ભિન્ન ભિન્ન વિશેષણો આપીને અમો પૂર્વવત્ શંકાનું નિવારણ કરિએ છીએ. સ્થૂલમાનથી જોતાં કામ્ય, નિત્ય અને નૈમિત્તિક એવા ત્રણ પ્રકારના કર્મ તરફ આપણી પ્રવૃત્તિ થાય છે. તે પૈકી જ્યોતિષ્ટોમાદિક કામ્યકર્મના સમયે ઇષ્ટસાધનકતાલિંગકકૃતિસાધ્યતાજ્ઞાન એ પ્રવર્તક હોય છે; સંધ્યાવંદનાદિક નિત્ય સ્થલે વિહિતકાલજીવિત્વજ્ઞાનજન્યકૃતિસાધ્યતાજ્ઞાન એ પ્રવર્તક હોય છે; અને સ્નાનાદિક નૈમિત્તિક સ્થલે નિમિત્તજ્ઞાનજન્યકૃતિસાધ્યતાજ્ઞાન એ પ્રવર્તક હોય છે; એમ અમો કહિએ છીએ. **'अयं यागः मत्कृतिसाध्यः मत्कृतिं विनाननुपपद्यमानत्वे सति इष्टसाधनत्वात्'** એવી રીતે ઇષ્ટસાધનતા એ લિંગ ઉપરથી અનુમાન કરતાં જે કૃતિસાધ્યતાજ્ઞાન ઉત્પન્ન થાય છે તે કામ્યકર્મ વિષે પ્રવર્તક હોય છે. પરંતુ વિષભક્ષણને વિષે પૂર્વોક્તવત્ અનુમાન કરાતું નથી. કારણ કે ઇષ્ટિસાધનત્વ એ હેતુ તે પક્ષ ઉપર રહેતો નથી. કારણ કે વિષભક્ષણ એ આપણા કોઇપણ ઇષ્ટફલનું સાધન નથી. અર્થાત્ વિષભક્ષણથી આપણો કોઈ ઇષ્ટ હેતુ સધાશે એમ કોઇને લાગતું નથી. ને તેથી જ તે તરફ કોઇની પણ પ્રવૃત્તિ થતી નથી. નિત્યકર્મો તરફ પણ કૃતિસાધ્યતાજ્ઞાનથી જ પ્રવૃત્તિ થાય છે. માત્ર તે કૃતિસાધ્યતાજ્ઞાન વિહિતકાલજીવિત્વજ્ઞાનથી ઉત્પન્ન થયેલું હોય છે: તે એમ, **'अहमिदानींतनकृतिसाध्यसंध्यावंदनः द्विजातित्वे सति विहितसंध्याकालीनशुचिर्जीवितत्वात्.'** આ અનુમાન માંહેલું તાત્પર્ય એ છે કે નિત્યકર્મ સંબંધે બ્રાહ્મણને એમ જણાય છે કે હું જો બ્રાહ્મણ છું તો સંધ્યા માટે કહેલો જે કાલ છે તે કાલે મારે શુચિર્ભૂતતાથી રહેવું જોઇએ. સંધ્યા માટે વિહિત એવા કાલે શુચિ શાથી રહેવાય? તો કેવલ સંધ્યા કરવાથી. સંધ્યાનો કાલ છતાં સંધ્યા નહી કરીશ તો હું અશુચિ, પાતકી, થઇશ. એવી ઇચ્છાથી અને સંધ્યાવંદન એ કૃતિસાધ્ય હોવાથી

મનુષ્ય નિત્યકર્મ કરવાને પ્રવૃત્ત થાય છે. તે જ પ્રમાણે નિમિત્તજ્ઞાનજન્ય કૃતિસાધ્યતાજ્ઞાન એ નૈમિત્તિકકર્મવિષે પ્રવર્તક હોય છે. ઉદાહરણાર્થ **उपरागे स्नायात्** ' ઇત્યાદિ વચન ઉપરથી ગ્રહણ એ સ્નાનનું નિમિત્ત છે એમ સામાન્યતો જાણવામાં હોય છે. ને સ્નાન એ કૃતિસાધ્ય છે એ તો સ્પષ્ટ જ છે. તેથી એકાદ સમયે ગ્રહણ પ્રાપ્ત થતાં એ સ્નાનનું નિમિત્ત પ્રાપ્ત થયું છે એમ મનમાં આણીને સ્નાનરૂપી નૈમિત્તિકકર્મમાં મનુષ્ય પ્રવૃત્ત થાય છે. અહીં અમોને કોઇ એમ કહેશે કે, એ તમારૂં કહેવું યોગ્ય નથી. કારણ કે તેની ઉપર અનનુગમ એ દોષ આવે છે. કારણ કે કામ્યસ્થલે એક, નિત્યસ્થલે બીજું, અને નૈમિત્તિકસ્થલે ત્રીજું જ, એમ ત્રણ સ્થલે ત્રણ ભિન્નભિન્ન કારણો પ્રવર્તક કરિને તમો માનોછો એમાં ગૌરવ છે. સર્વ સ્થલે હોનારૂ-અનુગત-એવું એક પ્રવર્તક તમો માનતા નથી એ દોષ તમારા ઉપર આવે છે. તો અમો પૂર્વોક્ત ત્રણે પ્રવર્તક કારણો પડતા મુકીને સર્વ સ્થલે ઘટતું એવું એક જ પ્રવર્તકનું લક્ષણ કરિએ છીએ કે **स्वविशेषणवत्ताप्रतिसंधानजन्यकृतिसाध्यताज्ञान એ प्रवर्तक છે.** આ લક્ષણમાં ' **स्व** ' એટલે કોઈ પણ કર્મ તરફ પ્રવર્તમાન થનારો પુરૂષ. તેનું **विशेषण** એટલે તેના વિષે રહેનારા કામનાદિક ધર્મ. પોતાને સ્વર્ગ પ્રાપ્ત થવો જોઇએ એ કામના જ્યોતિષ્ટોમયજ્ઞ કરવા માટે પ્રવૃત્ત થનારા પુરૂષના મનમાં હોય છે માટે તે સ્વવિશેષણવાન્ છે ને તેના વિષે **स्वविशेषणवत्ता** રહે છે. તે સ્વવિશેષણવત્તાના **प्रतिसंधानथी,** એટલે જ્ઞાનથી ઉત્પન્ન થનારૂં જે **कृतिसाध्यताज्ञान** તે પ્રવર્તક છે. એમ આ લક્ષણનો અર્થ થયો. એ એક જ લક્ષણ હવે ત્રણે સ્થલે ઘટે છે. કારણ કે કામ્ય સ્થલે કામના એ સ્વવિશેષણ, નિત્ય સ્થલે વિહિતકાલશુચિજીવિત્વ એ સ્વવિશેષણ, અને નૈમિત્તિક સ્થલે નિમિત્તજ્ઞાન એ સ્વવિશેષણ માનવાથી એક જ લક્ષણ સર્વત્ર વ્યાપ્ત થાય છે. એમ હોવાથી સ્વવિશેષણવત્તાપ્રતિસંધાનજન્યકૃતિસાધ્યતાજ્ઞાન એ મીમાંસકોના મતે પ્રવર્તક ઠરે છે. પરંતુ એ મત નૈયાયિકોને માન્ય નથી. તેમના મતે **कृतिसाध्येष्टसाधनत्वज्ञान** એ જ પ્રવર્તક છે. કારણ કે સ્વવિશેષણવત્તાપ્રતિસંધાનજન્યકૃતિસાધ્યતાજ્ઞાન એ પ્રવર્તક માનવા કરતાં કૃતિસાધ્યેષ્ટસાધનતાજ્ઞાનએ પ્રવર્તક માનવામાં લાઘવ છે. નૈયાયિક એમ માને છે કે કૃતિસાધ્યેષ્ટસાધનત્વજ્ઞાન હશે એટલે તેનાથી ચિકીર્ષા ઉત્પન્ન થાય છે અને ચિકીર્ષાથી

પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. માટે કૃતિસાધ્યેષ્ટસાધનતાજ્ઞાન એ પ્રવૃત્તિજનક છે. હવે એમાં પણ પ્રાચીનોના મત પ્રમાણે કૃતિસાધ્યત્વવિશિષ્ટઇષ્ટસાધનતાજ્ઞાન હોવું જોઇએ. પણ નવીન નૈયાયિકોનું એવું મત છે કે દંડ અને ચક્ર આ ભિન્ન ભિન્ન છતાં પણ જે પ્રમાણે ઘટોત્પત્તિને કારણ થાય છે, તે જ પ્રમાણે કૃતિસાધ્યત્વ અને ઇષ્ટસાધનત્વ આ ભિન્ન ભિન્ન છતાં પણ પ્રવૃત્તિને કારણ થાય છે. કૃતિસાધ્યત્વ અને ઇષ્ટસાધનત્વ એમના સાથે જ **बलवदनिष्टाननुबंधित्व** એ પણ એ પ્રવર્તક કારણોમાં જોડવું. એટલે તેના યોગથી વિષભેળવેલું અન્ન ખાવા તરફ પ્રવૃત્તિ થશે નહી. કારણ કે વિષસંપૃક્તઅન્નનું ભક્ષણ એ કૃતિસાધ્ય છે, ને તૃપ્તિરૂપેષ્ટસાધન પણ છે. પરંતુ તે બલવદનિષ્ટાનનુબંધિ છે. હવે નૈયાયિકોના મત ઉપર કોઈ એવી શંકા કરે કે, તમો કૃતિસાધ્યેષ્ટસાધનતાજ્ઞાન એ પ્રવૃત્તિજનક માનો તો નિત્યકર્મના આચરણથી કોઈ પણ ઇષ્ટફલ નહી સધાતું હોવાથી ત્યાં કૃતિસાધ્યત્વ હશે તો પણ ઇષ્ટસાધનત્વ નહી હોવાથી નિત્યકર્મો તરફ કોઈ વખતે પણ કોઇની પ્રવૃત્તિ જ થશે નહી. તો નૈયાયિકો એમ કહે છે કે એ શંકા યોગ્ય નથી. કારણ કે નિત્યકર્મ નહી કરિએ તો પ્રત્યવાય-દોષ, પાતક-ઉત્પન્ન થાય છે અને કરિએ એટલે પ્રત્યવાયનો પરિહાર થાય છે. અને શુચિત્વના યોગથી પાપક્ષય થાય છે. અર્થાત્ નિત્યકર્મના આચરણથી નવીન પ્રત્યવાયદોષ ઉત્પન્ન થતો નથી અને પૂર્વના કાંઈ પાપ હોય તો તેમનો ક્ષય થાય છે. તેથી પ્રત્યવાયપરિહાર અને પાપક્ષય એ ઇષ્ટફલ નિત્યકર્મને વિષે પણ સંભવતું હોવાથી ત્યાં ઇષ્ટસાધનત્વની અવ્યાપ્તિ આવે છે એમ જે તમોએ કહ્યું હતું તે અત્યંત ભૂલ ભરેલું છે. માટે કૃતિસાધ્યેષ્ટસાધનત્વજ્ઞાન એ જ ચિકીર્ષાદ્વારા પ્રવૃત્તિજનક છે એ સિદ્ધ થયું.

હવે, કૃતિસાધ્યેષ્ટસાધનત્વજ્ઞાન એ પ્રવૃત્તિજનકચિકીર્ષાજનકજ્ઞાન છે એમ પૂર્વે કહ્યું. એ કૃતિસાધ્યેષ્ટસાધનત્વજ્ઞાન વિધિથી ઉત્પન્ન થાય છે. માટે કૃતિસાધ્યેષ્ટસાધનત્વ એ જ **लिङादिक** નો એટલે વિધિનો અર્થ છે એ સ્પષ્ટ છે. પરંતુ આ અર્થ ઉપર મીમાંસકો એવો આક્ષેપ ઉઠાવે છે કે, તમોએ જે કહ્યો તે **लिङादिक** નો અર્થ નથી, તો કાર્ય એ જ નિત્ય **लिङ** નો અર્થ માનવો જોઇએ. '**ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत्**' આ સ્થલે સ્વર્ગ એ ફલ જેના યોગથી પ્રાપ્ત થશે એવું જે કોઈ યાગરૂપી કાર્ય તેનો જ **लिङ्** ના યોગથી વાસ્તવિક બોધ થાય છે., પરંતુ યાગ એ

ત્રિક્ષણાવસ્થાયિત્વના લીધે ઉત્પન્ન થતાં જ નાશ પામે છે. ને સ્વર્ગપ્રાપ્તિ તો કાલાંતરે, એટલે આપણે મુવા પછી, થવાની હોય છે. તેથી નષ્ટ થયેલો યાગ એ કાલાંતરે પ્રાપ્ત થનારા સ્વર્ગનો સાધન હોવો અશક્ય છે. માટે સ્વર્ગપ્રાપ્તિ થતાં સુધી ટકનારૂં એવું એક સ્થાયિકાર્ય 'અપૂર્વ' કરિને માનિએ છીએ. તે 'અપૂર્વ' એ જ **लिङ्** નો વાચ્યાર્થ છે. શાબ્દબોધને જોઇતી યોગ્યતા યાગરૂપી કાર્યને વિષે નહી હોવાથી તે અર્થ બાધિત થાય છે. પણ તે યોગ્યતા યાગદ્વારા પ્રાપ્ત થયેલા અપૂર્વને વિષે છે. માટે અપૂર્વ એ જ કાર્ય તે જ **लिङ्** નો વાચ્યાર્થ છે એમ અમો કહીએ છીએ. પરંતુ એ ઉપર કોઈ પુછશે કે '**यजेत्**' એ **लिङ्** નો 'કાર્ય' એવો અર્થ તમે કર્યો તો તે વાક્ય માંહેલાં શેષ પદોનો અન્વય તમો કેમ કરી શકશો ? તો '**ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत्**' આ વાક્યનો અમારા મતે એકંદર અર્થ '**ज्योतिष्टोमनामकयागविषयं स्वर्गकामस्य कार्यम्**' એવો થાય છે. એ માંહેલું **कार्य** એટલે શું? તો જે કૃતિસાધ્ય હોય છે તે કાર્ય છે. પણ કાર્ય એટલે 'અપૂર્વ' એમ અહીં માનેલું છે. ને 'અપૂર્વ' એ તો કૃતિસાધ્ય નથી. પણ એનો ઉત્તર એવો છે કે, યાગ એ સાક્ષાત્ કૃતિસાધ્ય છે, ને એ યાગની સાથે અપૂર્વનો સંબંધ હોવાથી અપૂર્વ એ પણ કૃતિસાધ્ય છે એમ માનેલું છે. તેથી કાર્ય, એટલે કૃતિસાધ્ય, અર્થાત્ અપૂર્વ છે એ સિદ્ધ થયું. હવે, કાર્ય કહ્યું કે તે કૃતિસાધ્ય હોવું જોઇએ. ને કૃતિ કહી કે તેને કાંઇપણ વિષય એ હોવો જ જોઇએ. માટે અહીંના કૃતિને વિષય કયો એવી આકાંક્ષા સહજ ઉત્પન્ન થાય છે. ને જ્યોતિષ્ટોમનામકયાગ એ તે કૃતિનો વિષય છે. એવી રીતે કાર્યની સાથે તે યાગનો અન્વય થાય છે. હવે બીજો પ્રશ્ન એવો ઉઠે છે કે એ વિધિ, એટલે નિયોગ જે કહ્યો છે તેનો નિયોજ્ય કોણ ? અર્થાત્ તે કાર્ય કોણે કરવાનું ? જે કાંઇ કરવાને કહેલું હોય છે તે નિયોગ. જે કોઈ કરવાને કહે છે તે નિયોજક. અને જેની પાસેથી તે કરાવવાનું હોય છે તે નિયોજ્ય. અથવા નિયોજ્ય એટલે કાર્યબોદ્ધા; અર્થાત્ 'આ મારી કૃતીથી સાધ્ય થવા જેવું છે,' એવું જ્ઞાન જેને હોય છે તે નિયોજ્ય છે. તેથી અહીં નિયોજ્ય કોણ એવી આકાંક્ષા ઉત્પન્ન થાય છે. ને '**स्वर्गकाम**' આ પદથી તે નિયોજ્ય દર્શાવેલ છે. માટે તેનો 'કાર્ય'ની સાથે અન્વય થાય છે. અર્થાત્ જેને સ્વર્ગની ઇચ્છા હશે તેણે એ કરવું એવો એનો અર્થ છે. વાક્યમાં વિધ્યર્થ, એટલે કાર્ય એ મુખ્ય

છે. અને પ્રતરસર્વશબ્દ તેને અનુલક્ષિને જોતાં ગૌણ છે. આ રીતે અર્થ કરિએ એટલે એકંદર વાક્યને **ज्योतिष्टोमनामकयागविषयकं स्वर्गकामस्य कार्यम्** એવો અર્થ થાય છે. '**ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत्**' આ સ્થલે **लिङ्** નો અર્થ અપૂર્વ એવો જે કર્યો છે તેનું કારણ એ છે કે '**यजेत्**' એ વૈદિકવાક્યમાંહેલુ **लिङ्** છે. પરંતુ એ ઉપર એવી એક શંકા આવે છે કે પ્રત્યેક વૈદિક લિઙનો અર્થ 'અપૂર્વ' જ છે એમ કોઇ વખતે પણ કહી શકાશે નહી. કારણ કે ઉદાહરણાર્થે '**यावज्जीवमग्निहोत्रं जुहुयात्**' એ વાક્ય લઇએ તો અહીં **जुहुयात्** એ પણ વૈદિક લિઙ જ છે. પરંતુ એ નિત્યકર્મ હોવાથી અહીં કોઇપણ ફળ સાધ્ય નથી. ને તેથી લિઙનો અર્થ 'અપૂર્વ' એમ માની શકાતો નથી. કારણ કે પૂર્વના વાક્યમાં સ્વર્ગ એ ફલ પ્રાપ્ય હતું અને તેનું સાધન યાગ એ તત્કાલ વિનાશ પામનારૂં હોવાથી ત્યાં ત્યાં 'અપૂર્વ' એ સાધન સ્વીકાર્યું હતું તે બરોબર હતું. પણ નિત્યકર્મને ફલ જ નથી તો પછી ત્યાં અપૂર્વની અપેક્ષા ક્યાંથી જ હોય ! અને જો ત્યાં અપૂર્વ જ નથી તો પછી લિઙથી તેનો બોધ ક્યાંથી થશે ? પરંતુ આ શંકા ઉપર મીમાંસકો એવું ઉત્તર આપે છે કે, લાઘવ માટે નિત્યવાક્યોમાં પણ લિઙનો 'અપૂર્વ' એ જ અર્થ અમો માનીએ છીએ. હવે લૌકિક વાક્યોમાં માત્ર વૈદિક વાક્યની પેઠે અપૂર્વની કલ્પના કરી શકાશે નહી. 'જેને આરોગ્યની ઇચ્છા છે તેણે ઔષધનું સેવનુ કરવું,' આ લૌકિક વાક્યમાં 'અપૂર્વ' એ લિઙનો અર્થ સંભવતો નથી. માટે લિઙનો વાચ્યાર્થ 'અપૂર્વ' એ જ અગર જો કે છે તોપણ લૌકિક વાક્યમાં તે વાચ્યાર્થ બાધિત થાય છે, માટે તે મુકી દઇને ત્યાં લક્ષ્યાર્થનો અંગિકાર કરવો જોઇએ. અને તે પ્રમાણે પ્રત્યેક સ્થલના ક્રિયાકાર્ય ઉપર લક્ષણા કરવી.

આ પ્રમાણે મીમાંસકોએ અપૂર્વ વિષે ને એકંદર વાક્યાર્થ વિષે પોતાનું મત પ્રતિપાદન કરતાં તે ઉપર નૈયાયિકો એમ કહે છે કે અપૂર્વની કલ્પના કરવા માટે તમોએ જે કારણો આપ્યા છે તે યોગ્ય નથી. તમો કહો છો કે યાગ એ સ્વર્ગનું સાધન થવાને અયોગ્ય છે. પરંતુ એ તમારૂં કહેવું અઘટિત છે. યાગના યોગથી સ્વર્ગ મળશે કે નહી એવો સંષય કદાચિત્ ઉત્પન્ન થશે. પરંતુ તેનાથી સ્વર્ગ પ્રાપ્ત થશે જ નહી એવો નિશ્ચય થયેલો હોતો નથી. માટે તે વાક્યથી શાબ્દબોધ થવાને હરકત નથી.

શાબ્દબોધ થવાને અપૂર્વની કલ્પના કરવાની આવશ્યકતા નથી. વાક્ય માંહેલાં શબ્દ ઉપરથી જ યાગ એ સ્વર્ગનું સાધત છે એવો વાક્યાર્થબોધ થઈ શકે છે. '**ज्योतिष्टोमेन**' એમાં તૃતીયાવિભક્તિ યોજેલી છે, એટલા જ ઉપરથી પણ જ્યોતિષ્ટોમ એ સ્વર્ગનું સાધન છે એમ ઠરેછે. ને એટલું થયું એટલે શાબ્દબોધનું કામ પૂર્ણ થાય છે. પરંતુ અહીં એવી શંકા ઉઠે છે કે, યાગ એ ક્ષણિક છે. તે તૃતીયક્ષણે નષ્ટ થાય છે. ને તે નષ્ટ થયો તો પછી તેનાથી સ્વર્ગ પ્રાપ્તિ કેમ થશે ? મુએલા દંપતીથી–સ્ત્રીપુરૂષના જોટાથી–પુત્રોત્પત્તિ થઈ શકતી નથી, તે જ પ્રમાણે નષ્ટ થયેલા યાગથી સ્વર્ગ પ્રાપ્તિ થશે નહી. આ હરકત દૂર કરવા સારૂ તે યાગનો 'અપૂર્વ' કરીને એક અવાંતર વ્યાપાર માને છે. 'કુઠારથી વૃક્ષ તોડે છે' એ સ્થળે કુઠાર એ વૃક્ષ તોડવાનું સાધન છે, અને તે કુઠાર ઉંચે ઉપાડવો અને નીચે ઘા કરવો એ તેના અવાંતરવ્યાપાર છે; તે જ પ્રમાણે યાગ એ સ્વર્ગનું સાધન છે, અને 'અપૂર્વ' એ તેનો અવાંતરવ્યાપાર છે. એ ઉપર કોઈ એવી શંકા કરે છે કે, યાગનો ધ્વંસ થાય છે માટે તમો અપૂર્વની કલ્પના કરો છો અને તે અપૂર્વ યાગનો અવાંતરવ્યાપાર છે એમ કહો છો. એના કરતા યાગધ્વંસ એ જ યાગનો વ્યાપાર છે એમ માનીએ તો શું બગડશે ? એ ઉપર નૈયાયિક એવું ઉત્તર આપે છે કે અપૂર્વનો સ્વીકાર ન કરતા યાગધ્વંસ એજ યાગનો વ્યાપાર છે એમ માનીને ચાલવાનું નથી. કારણ કે એવા અર્થનું એક સ્મૃતિવાક્ય છે કે, 'કર્મનાશા નદીના જલનો સ્પર્શ થયા છતાં, કરતોયાનદીનું ઉલ્લંઘન કર્યા છતાં, હાથે તરીને ગંડકી નદી ઉતર્યા છતાં, અને "મેં આ સુકૃત્ય કર્યું, મેં તે સત્કૃત્ય કર્યું" એવી પોતાના જ મુખથી પોતાની કીર્તિ ગાયા છતાં, આપણા ગાંઠે જે પુણ્ય હોય છે તે સર્વ નાશ પામે છે ? હવે કોઇ એકે યાગ કર્યો, પરંતુ તે માટે તેણે આત્મસ્તુતિ કરી, તો સદર સ્મૃતિ પ્રમાણે તેનું સર્વ પુણ્ય નષ્ટ થયેલ હોવાથી તેને સ્વર્ગ મળશે નહી. પરંતુ યાગધ્વંસ એ સ્વર્ગપ્રાપ્તિને સાધનીભૂત છે એમ તમો માનતા હોવાથી સદહું મનુષ્યના વિષે યાગધ્વંસ એ વ્યાપાર હોવાથી તેને સ્વર્ગ પ્રાપ્ત થવો જોઇએ. કારણ કે તેણે કરેલા યાગનો ધ્વંસ કાયમ જ છે. અર્થાત્ જેને સ્વર્ગ ન મળવો ઘટે તેને યાગધ્વંસ એ વ્યાપાર માનવાથી તે મળવા લાગશે. એવો દોષ પ્રાપ્ત થાય છે. વળી ધ્વંસ એ અનંત હોવાથી યાગ કરનારાને સ્વર્ગ પણ એક સરખો અનંતકાલપર્યંત મળશે અને '**क्षीणे पुण्ये म-**

**त्यलोकं विशंति** ' એ સ્મૃતિને બાધ પ્રાપ્ત થશે. માટે યાગધ્વંસ એ વ્યાપાર ન માનતા અપૂર્વ એ જ વ્યાપાર માનવો જોઇએ. એમ હોવાથી ' અપૂર્વ ' એ યાગનો એક અવાંતરવ્યાપાર માત્ર છે. પરંતુ તે અપૂર્વને વાક્યાર્થબોધની સાથે કાંઇપિણ સંબંધ આવતો નથી. ને તેથી જ ' અ-પૂર્વ ' એ જ લિઙનો અર્થ છે એમ જે મત પૂર્વે પ્રતિપાદન કર્યું છે તે ઘટીત નથી એ સિદ્ધ થયું. તો હવે લિઙનો અર્થ શું છે એ પ્રશ્ન ફરીથી પ્રાપ્ત થાય છે. તે ઉપર નૈયાયિકો એમ ઉત્તર આપે છે કે કૃતિસાધ્યેષ્ટ-સાધનત્વ એ જે લિઙનો અર્થ અમોએ પૂર્વે કહેલો છે તે જ ઘટીત છે એમ લોકવ્યવહાર ઉપરથી સિદ્ધ થાય છે. હવે ' **यजेत्** ' ' **जुहुयात्** ' ઇત્યાદિ સ્થલે લિઙ્ત્વ અને આખ્યાતત્વ એવા બે ધર્મ રહે છે. તે પૈકી લિઙત્વના યોગથી વિધિ વિષેનો અર્થ પ્રાપ્ત થાય છે અને આખ્યાતત્વના યોગથી પ્રયત્ન કરવો એવો અર્થ પ્રાપ્ત થાય છે. આખ્યાતનો અર્થ યત્ન, એટલે કૃતિ, એવો જ હોવો જોઇએ. કારણ કે ' **पचति** ' એ આખ્યાતનું વિવરણ ' **पचनं करोति** ' એવી રીતે કરેલું આપણે જોઇએ છીએ. ને વળી ' તે શું કરે છે? ' એવો પ્રશ્ન પુછ્યા છતાં ' **पचति** ' એવું જ આ-પણને ઉત્તર મળે છે. એ ઉપરથી આખ્યાતનો ' પ્રયત્ન ' એવો જ અર્થ હોવો જોઇએ એમ નિશ્ચય થાય છે. એ ઉપર કોઇ એવી શંકા કરે છે કે ' **रथो गच्छति** ' એ સ્થલે આખ્યાતનો અર્થ યત્ન, એટલે કૃતિ, એવો લઇને ચાલશે નહી. કારણ કે નિર્જીવ રથને વિષે કૃતિ સંભવતિ નથી. આ શંકાનો ઉત્તર એ છે કે આખ્યાતનો મુખ્ય અર્થ જે કૃતિ તે ' **रथो ग-च्छति** ' એ સ્થલે બાધિત થતો હોવાથી તે અર્થ મુકિ દઇને ગમનાનુકૂલ વ્યાપાર ઉપર અમો લક્ષણા કરીએ છીએ. ' **देवदत्तः पचति**,' ' **देवद-त्तेन पच्यते तंडुलः**,' એવાં સ્થલે વૈયાકરણોનું એવું મત છે કે પેહેલા ઉદાહરણમાં આખ્યાતનો અર્થ કર્તા છે, અને બીજાં ઉદાહરણમાં આખ્યા-તનો અર્થ કર્મ છે. પરંતુ એ મત નૈયાયિકોને ઇષ્ટ નથી. તેઓ કહે છે કે સદર્હુ બંને ઉદાહરણોમાં કર્તા અને કર્મ એમના વિષેનું એકત્વ એ આખ્યા-તનો અર્થ છે. કારણ કે કર્તા, કર્મ, એમનો લાભ અનુમાનથી થઇ શકે છે. કેટલાએકનો મત એવો છે કે ધાતુની પાછળ લગાડવામાં આવનારા જે ઉ-પસર્ગ તેમને સ્વતંત્રપણે કાંઇક અર્થ છે. પરંતુ એ ઉપસર્ગના વાચકત્વ વિષેનું મત નૈયાયિકોને ગ્રાહ્ય નથી. માટે તેઓ તેનું ખંડન કરે છે. ' **प्र-**

**जयति** ' એનો અર્થ ' પ્રકર્ષે કરીને જીતે છે ' એવો છે. એ સ્થલે પ્રકર્ષ એ અર્થે ધાતૂની જ શક્તિ છે, તે ઉપસર્ગનો અર્થ નથી, એમ નૈયાયિકો કહે છે. એ ઉપર કોઈ એમ કહે કે પ્રકર્ષ એ જો ધાતૂનો જ અર્થ છે તો ' **प्र** ' એ ' **जयति** ' એના પૂર્વે લગાડેલો ઉપસર્ગ વ્યર્થ થયો. પણ નૈયાયિકો કહે છે કે તે વ્યર્થ નથી. ઉપસર્ગને વિષે અમોએ અગર જો કે શક્તિ માની નથી, તોપણ તેને વિષે ઘોતકત્વ છે એમ અમો માનિએ છાએ માટે ' **प्र** ' એ ઉપસર્ગ વ્યર્થ નથી.

હવે અહીં સુધી આ જે સપ્ત પદાર્થોનું વિવેચન કર્યું તેનો ઉપયોગ શું છે એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. તેનું સમાધાન એ છે કે, મોક્ષ એ આ પદાર્થોના જ્ઞાનનું મુખ્ય પ્રયોજન છે. કારણ કે ' **आत्मावा अरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः** ' આ શ્રુતિ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે તત્ત્વસાક્ષાત્કાર થવાને શ્રવણ, મનન, અને નિદિધ્યાસન આ અવશ્ય હોવાં જોઇએ. હવે, આત્મા એ દેહાદિકોથી અત્યંત ભિન્ન છે એવું શ્રુતિના યોગથી જો કે જ્ઞાન થાય તો પણ એ જ્ઞાન ખરૂં હશે કે? આત્મા શરીરથી ભિન્ન છે એ અસંભવિત નથી કે?, એવા પ્રકારની શંકા મનુષ્યોના મનમાં ઉત્પન્ન થાય છે. તે શંકાની નિવૃત્તિ પ્રમાણાદિક યુક્તિના યોગથી કરવી આવશ્યક છે. ને એવી યુક્તિઓના યોગથી આત્મા વિષે વિચાર કરવો એને જ મનન કહે છે. અને હમણાં સુધી કરેલું પદાર્થ નિરૂપણ એ આ મનનને માટે ઉપયોગી છે. ને મનન એ મોક્ષનું સાધન છે એમ કહેલું છે. તેથી એવી રીતે આ સપ્તપદાર્થોનું જેમાં વિવેચન કર્યું છે એવું આ ન્યાયશાસ્ત્ર પણ મોક્ષપ્રાપ્તિને ઉપયોગી છે એ સિદ્ધ થયું. હવે આત્મા વિષે મનન કર્યા પછી શ્રુતિએ કહેલા યોગના માર્ગથી આત્મા વિષે નિદિધ્યાસન કરવું. ને તેમ કર્યું એટલે દેહાદિકોથી ભિન્ન એવો જે આત્મા તેનો આપણને સાક્ષાત્કાર થાય છે. અને આત્મા એ દેહાદિકોથી ભિન્ન છે એવું જ્ઞાન થવાથી ' દેહાદિક એટલે જ હું ( આત્મા ) ' એવો જે અભિમાન ભાસે છે તે મિથ્યાજ્ઞાનસ્વરૂપઅભિમાનનો નાશ થાય છે. મિથ્યાજ્ઞાન નહી હશે એટલે રાગદ્વેષમોહરૂપી જે દોષ તે ઉત્પન્ન થતાં નથી. દોષ નહી હોવાથી પ્રવૃત્તિ થતી નથી અને તે પ્રવૃત્તિ થશે નહી એટલે ધર્મ કિંવા અધર્મ એ બે પૈકી કોઈ જ ઉત્પન્ન થતું નથી. નવીન ધર્માધર્મ ઉત્પન્ન થતાં નથી, અને પૂર્વના હોય છે તેમનો ભોગના યોગથી

ક્ષય થાય છે, તેથી બીજો જન્મ પ્રાપ્ત થતો નથી. ને એવી રીતે આત્યંતિકદુઃખધ્વંસ ઉત્પન્ન થાય છે. ને તે જ મોક્ષ છે. આ પ્રણાલિકા ઉપરથી એમ સ્પષ્ટ જણાઈ આવે છે કે જ્ઞાન એ જ મોક્ષપ્રાપ્તિનું સાધન છે. કારણ કે મોક્ષપ્રાપ્તિને ધર્માધર્મનો અભાવ હોવો જોઇએ, ધર્માધર્માભાવને પ્રવૃત્યભાવ હોવો જોઇએ, પ્રવૃત્યભાવને દોષાભાવ હોવો જોઇએ, દોષાભાવને મિથ્યાજ્ઞાનનો નાશ થયેલો હોવો જોઇએ અને મિથ્યાજ્ઞાનનો નાશ ફક્ત એક જ્ઞાનથી જ માત્ર થનારો છે. માટે જ્ઞાન એ જ મોક્ષનું સાધન છે એમ જે પૂર્વે કહ્યું છે તે યથાર્થ છે. '**तमेव विदित्वातिमृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय**–તે ( પરમાત્મા ) નું જ્ઞાન થાય એટલે મનુષ્ય મરણાતીત થાય છે, તે જ્ઞાન વિના મોક્ષનો બીજો માર્ગ નથી;' આ શ્રુતિઓમાં પણ મોક્ષને જ્ઞાન વિના બીજું સાધન નથી એમ જ કહેલું છે. પરંતુ એ ઉપર એક શંકા આવે છે તે એ કેઃ '**तत्प्राप्तिहेतुर्विज्ञानं कर्मचोक्तं महामुने**' આ વાક્યમાં એમ કહ્યું છે કે, જ્ઞાન અને કર્મ આ બંને પણ મોક્ષપ્રાપ્તિને હેતુભૂત છે. આ વાક્યમાં કર્મ એ પણ મોક્ષનું સાધન છે એમ કહેલું હોવાથી એકલું જ્ઞાન જ મોક્ષસાધન છે એમ જે પૂર્વે કહ્યું તે કહી શકાય નહીં. માટે જ્ઞાન અને કર્મ એમનો સમુચ્ચય એ મોક્ષસાધન છે એમ માનવું જોઇએ. પણ એમ કહેવું ઘટીત નથી. કારણ કે '**नित्यनैमित्तिकैरेव कुर्वाणो दुरितक्षयम् । ज्ञानं च विमली कुर्वन्नभ्यासेन च पाचयेत् । अभ्यासात्पक्व विज्ञाने कैवल्यं लभते नरः ॥**' ઇત્યાદિ વચનોથી એવું સ્પષ્ટ થાય છે કે કર્મ એ જ્ઞાનનું સાધન છે. કારણ કે નિત્યનૈમિત્તિકકર્મો કરવાથી પાતકનો નાશ થાય છે. તે નાશના યોગથી આત્મશુદ્ધિ થાય છે. આત્મશુદ્ધિથી વિષયાદિકના વિષે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તેના લીધે શ્રવણ, મનન અને નિદિધ્યાસન એમના તરફ પ્રવૃત્તિ થાય છે. તેનાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને જ્ઞાનથી પૂર્વોક્ત રીતે મોક્ષ પ્રાપ્ત થાય છે. તેથી કર્મ એ મુખ્યત્વે કરિને જ્ઞાનનું સાધન છે. જ્ઞાનદ્વારા એ મોક્ષનું પણ સાધન છે એમ કદાચિત્ કહિ શકાશે. પરંતુ કર્મ એ સાક્ષાત્ મોક્ષનું સાધન તો છે જ નહી. માટે મોક્ષ એ પદાર્થજ્ઞાનનું મુખ્ય પ્રયોજન છે એ જે મત અમોએ પૂર્વે પ્રતિપાદન કર્યો છે તે જ ઘટિત છે એ સિદ્ધ થયું ॥ ૭૦ ॥

कणादन्यायमतयोर्बालव्युत्पत्तिसिद्धये
अन्नंभट्टेन विदुषा रचितस्तर्कसंग्रहः ॥

इतिश्रीमन्महामहोपाध्यायान्नंभटविरचितःस्वकृतदीपिकासमेत-स्तर्कसंग्रहःसमाप्तः ॥

કણાદ પ્રણિત વૈશેષિકદર્શન અને ગૌતમ પ્રણિત ન્યાયદર્શન એમનું બાળકોને જ્ઞાન થવા સારૂ તે શાસ્ત્રોમાં પારંગત થયેલા અન્નંભટ્ટે આ તર્કસંગ્રહ રચ્યો છે. महाराष्ट्राभिधे देशे पुण्याख्ये पत्तने शुभे । रविवारविभागे तु ब्रह्मण्यकुलसंकुले । सुप्रसन्नमुखांभोजजानकीगर्भपंकजात् । वीर्योच्छांत्यादि युक्तस्य आत्मारामाख्यशर्मणः । जातः शंकरनामाख्यो मुमुक्षुःपुरुषोत्तमः । गुरुशुश्रूषया पश्चाद्येन वै मोक्षहैतुकी । वेदांतागमविज्ञेभ्यः शिवरूपेभ्य एवच । विशुद्धानंदतीर्थेभ्यः प्राप्ता दीक्षा परा ध्रुवा । वेदांतयोगजे विद्ये प्राप्ते पूज्येभ्य आत्मनः । श्रीमच्छ्रीतातचरणैः साक्षात्सच्छास्त्रमूर्तिभिः । वेदांतजा पुनर्विद्या पूरिता हृदयांबुजे । सोयं अलक्ष्यैर्लिंगैर्भिक्षुवेषेण वर्तते । श्रीमच्छ्रीब्रह्मविद्यायाः पादाब्जकृतमानसः । तेनायंरचितो ग्रंथो आत्मानंदविवर्धकः પરમમાહેશ્વર શ્રીમન્મહર્ષિ ભગવાન્ ગૌતમ તથા કણાદ સંસ્થાપિત ન્યાયદર્શનસિંહાસને આરૂઢ થવા સારૂ પરમકારૂણિક શ્રીમન્મહામહોપાધ્યાય અનંભટ્ટે तर्कसंग्रहરૂપ સોપાન–દાદરો–રચીને તે दीपिका ( રૂપ મશાલ )થી દીપિત–પ્રકાશિત–કર્યા છતાં પણ જે મંદ પ્રજ્ઞજનોને તે દુર્ગમ ભાસે છે તેમના માટે આ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય આત્માનંદ સરસ્વતી વિરચિત न्यायकरावलंबन ( દાદરા ઉપર અનાયાસે ચઢવા સારૂ હાથમાં ઝાલવા માટે બંધાવું રાંઢવું ) टीका શ્રીમન્મહેશકૃપાકટાક્ષથી સંપૂર્ણતાને પ્રાપ્ત થઈ છે.

યાવચ્ચંદ્રદિવાકરૌ ક્ષિતિતલે, યાવત્પ્રિયા શંભુની
ગંગા, સાશ્રમવર્ણ પદ્ધતિ રહે જે છે ખરી શંભુની,
યાવત્ ગુર્જરીવાક્ સુવર્ણઘટિતા સદ્વાલિતા સંચરે,
તાવત્ ન્યાયકરાવલંબન રહો ન્યાયાવલંબિ કરે.

इति स्मार्तमतोत्तेजकसभाप्रासनाधिप श्रीमत् परमहंस परिव्राजकाचार्य स्वामि श्री आत्मानंदसरस्वती विरचितं न्यायकरावलंबनं समाप्तम्.

ॐ નમઃ શિવાયસદાશિવોમ્.

## ॐ नमः शिवाय सदाशिवोम्.

**मोक्षसुधातरङ्गिणी** ( વેદાન્તપ્રક્રિયાનો અત્યુત્તમગ્રન્થ ) ० —६—०

**श्रीईशानस्तुतिः सटीका** ( સંસ્કૃત ) ... ... ... ... ०—१—०

**श्रीशङ्करपदपद्मभृङ्ग** અર્થાત્ શ્રીમચ્છંકરાચાર્યકૃત—

સનત્સુજાતભાષ્યનો ગુર્જરીમાં અનુવાદ ... ... ... ०—५—०

**आत्मानन्दी तर्कभाषा**—(બૃહતવિવેચનસહ ગુર્જરીભાષામાં)... ०—१२—०

**न्यायकरावलम्बन तर्कसंग्रह-दीपिका**—( બૃહતવિવેચનસહ ગુર્જરીભાષામાં )... १—१२—०

**आत्मानन्दी** અને **न्यायकरावलम्बन** (બંને એકત્ર પાકું પુંઠું)... २—१२—०

**सिद्धान्तमुक्तावली** ( ગુર્જરીભાષામાં )... ... ... ... છપાય છે

**विद्याविलासः** ( મંત્રશાસ્ત્ર સંસ્કૃત ) ... ... ... „

**शैवसर्वस्वाख्यरुद्राध्यायभाष्य** ( ગુર્જરીમાં ) ... ... „

**शिवनामकल्पलतिका** ( „ ) ... ... „

**शारदोत्सवमञ्जरी** ( સંસ્કૃત ) ... ... „

આ પુસ્તકો નીચેના સ્થળેથી મળશે—ટપાલખર્ચ મંગાવનારને શિર છે.

"રા. રા. નર્મદાશંકર હરજીવન જોશી—મુ. ઘાટકૂપર—મુંબઈ અને રા. રા. બેચર હરજીવન ત્રિવાડી—મુ. વળા—એઓનું પ્રમાણપત્ર મોકલવાથી નિષ્કિંચન વિદ્યાર્થિઓને સર્વથા વિનામૂલ્ય મળશે.

**સ્થલઃ—શ્રેયઃસત્ર**
મુકામ—ધંધુકા.
જીલ્હે અમદાવાદ.

**સ્માર્તમતોત્તેજક સભાઆસનાધિપ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામિશ્રી આત્માનન્દ સરસ્વતીજી.**